पुस्तक ૪૭ થી ૪૮

# चरित्रमाला

वर्ष ૪ थुं
सं. १९७१


પ્રસિદ્ધકર્તાઃ
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય


# थियोडर पार्कर

प्रयोजकः

स्व० नारायण हेमचंद्र.


સ્થળ: મુંબઈ અને—અમદાવાદ.

વાર્ષિક રૂ. ૨
પાકાં પૂઠાં ૩
પો. માફ

ચરિત્રમાળા: પુસ્તક ૪૭-૪૮: વર્ષ ચોથું-સં. ૧૯૭૧

# थियोडर पार्कर

લેખક: સ્વ૦ નારાયણ હેમચંદ્ર-મુંબઈ.

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

સુધારા સહિત બીજીવાર—પ્રત ૨૩૦૦.

છપાવી પ્રસિદ્ધ કર્તા: ભિક્ષુ-અખંડાનંદ

સ્થળ. કાલબાદેવીરોડ—મુંબઇ.

વિ. સં. ૧૯૭૧, ઇ. સ. ૧૯૧૫

મૂલ્ય:-વાર્ષિક ફાળે ૦। પાકું પૂઠું ૦॥ પો૦ માફ

# નિવેદન

ચરિત્રમાળાના આ ૪૭–૪૮ મા પુસ્તક સાથે તેનું ચોથુ વર્ષ સમાપ્ત થશે. આ પુસ્તકમા અમેરિકાના એક ધર્મવીર ખ્રિસ્તી ધર્મ-ગુરુનું મહત્ત્વપૂર્ણ ચરિત્ર અપાયલુ જણાશે.

સ્વ૦ શ્રીયુત નારાયણ હેમચદ્રે જીવનચરિત્રો ઈ૦ ના જે સેકડો ન્હાના પુસ્તકો લખી-પ્રસિદ્ધ કરીને તે સમયના ગુર્જર પાઠક--વર્ગની ઉત્તમ સેવા બજાવી હતી તેમાનુ જ આ ચરિત્ર હોઈ તેની પહેલી આવૃત્તિ તેમણે ઈ. સ. ૧૮૯૫ મા પ્રસિદ્ધ કરી હતી. તેમની 'નારાયણી' ભાષા વગેરેમા યથાવકાશ–યથાસાધ્ય સુધારણા કરીને આ બીજી આવૃત્તિ છપાવવામા આવી છે. આ બાબતનો યથાર્થ ખ્યાલ આગલી આવૃત્તિ સાથે સરખાવી જોવાથીજ સુજ્ઞ વાચક મેળવી શકશે.

આ ચરિત્ર ઉપરાત બીજા એક બે ચરિત્રો ઉમેરીને 'જગ-વિખ્યાત પુરુષો ભાગ ૩ જો' એ નામથી આ પુસ્તક કહાડવાનો પ્રથમ વિચાર હતો, જેથી પહેલા ફાર્મમા તેનુ નામ અપાયુ હતું, પરતુ આની આગલા પુસ્તકનુ કદ મોટુ થવાને લીધે તે વિચાર પડયો મૂકીને માત્ર 'થિયોડર પાર્કર'નુજ ચરિત્ર આમા અપાયુ છે

આ માળાનુ ચોથુ વર્ષ આ પુસ્તક સાથે પૂર્ણ થતું હોવાથી પાચમા વર્ષનુ પહેલુ પુસ્તક ( ઘણુ કરીને **રાજા રામમોહનરાયનુ** ચરિત્ર ) આવતા માગશર માસમા પ્રત્યેક ગ્રાહકપર વી. પી. થી મોકલનાર છે તે વિષે, તેમજ આ ખાતાના અમદાવાદના ઠેકાણામા ફેરફાર ઈ૦ આ પુસ્તકની છેવટે આપેલી બાબતો તરફ તથા આ સાથે છુટા મોકલેલા બે પ્રકારના કાર્ડ તરફ વાચકવર્ગનુ ખાસ લક્ષ્ય ખેચવામા આવે છે

શરદ્ પૂર્ણિમા સ. ૧૯૭૧ }
ઑકટોમ્બર ઈ. સ. ૧૯૧૫ }

**મંત્રી.**

# આવતું પુસ્તક વી. પી. થી મોકલાશે.

આવતા (સ ૧૯૭૨ ના) વર્ષનુ ચરિત્રમાળાનુ પહેલુ પુસ્તક (ઘણું કરીને) **'રાજા રામમોહનરાયનું ચરિત્ર'** દિવાળી પછી માગશર માસમા પ્રત્યેક ગ્રાહકપર વેલ્યુપેબલ પોસ્ટથી મોકલવાનુ શરૂ થનાર હોવાથી સવિનય જણાવવાનુ કે'—તે આવી પહોચતા વી પી ખર્ચ સહિત રૂ. ૨–૧–૦ અને પાકા પૂઠાના ગ્રાહકોએ રૂ. ૩–૧–૦ ભરીને સત્વર સ્વીકારી લેવા તસ્દી લેવી બહારગામ જવુ પડવાથી કે બીજા કોઈ કારણથી માલીકથી ઘર આગળ ન રહી શકાય તેમ હોય, ત્યારે વી પી. આવ્યેથી પૈસા ભરીને સ્વીકારી લેવાની ખબર પોતાના ઘરના માણસોને પ્રથમથી આપી રાખવી અથવા તો વધુમા વધુ દશ દિવસની મુદત સુધી પોસ્ટ ઑફિસમા વી. પી. રખાવી શકાતા હોવાથી તેમ કરવાની ખબર પોસ્ટમેનને અથવા પોસ્ટમાસ્તરને પ્રથમથીજ આપવી

## ગ્રાહકમાંથી બંધ પડવા વિષે–

આવતા વર્ષથી જેમને ગ્રાહકમાથી બ ધ પડવુ હોય તેમણે કાર્તિક માસની આખર સુધીમા પોતાના રજીષ્ટર્ડ નબર સાથે આ સાથેના કાર્ડપર યા બીજી રીતે અવસ્ય લખી મોકલવા તસ્દી લેવી. કેટલાકો આ સાદી સીધી બાબતપર પણ ધ્યાન નહિ આપતા વી. પી આવ્યેથી પાછુ વાળીને આ સસ્થાને નાહક બે ત્રણ આનાના ખર્ચ અને મહેનતમા ઉતારે છે, એ બહુજ શરમભરેલુ હોઇને તે નુકસાન ભરી આપવાને તેઓ જવાબદાર છે.

## લાયબ્રેરીઓ વિષે–

જે લાયબ્રેરીઓ વડોદરા રાજ્યના અધિકારી મારફત ગ્રાહક હશે, અથવા તો નવા વર્ષની મજુરી મળ્યા પછીજ ગ્રાહકમા ચાલુ

રહેતી આવી હશે; તેમના તરફથી તેમનો અથવા તે ખાતાના ઉપ-
રીનો ઑર્ડર મળ્યેથીજ પુસ્તકો મોકલવા શરૂ થશે. તેઓ પ્રથમથી
નાણા નહિ મોકલતા વી. પી. થીજ મંગાવશે તો તે ઉભયને વધુ
અનુકૂળ થઈ પડશે, છતા જેવી તેમની અનુકૂળતા. આવી લાયબ્રેરી-
ઓને ખાસ જૂદી પાવતીની આવશ્યકતા રહેતી હોવાથી હવેથી તેમ-
નાપર પહેલુ પુસ્તક વી પી. થી કે બુકપોસ્ટથી મોકલાશે તેની અંદરજ
તેવી પાવતી મોકલી અપાશે.

એ સિવાયની બીજી જે લાયબ્રેરીઓ સાથે ચાલુ ધોરણ મુજબ
અન્ય ગ્રાહકોની પેઠે વર્ષનુ પહેલુ પુસ્તક વી. પી થી મોકલવાનું ધોરણ
ચાલુ છે, તેમનાપર તેજ પ્રકારે મોકલાશે.

## આફ્રિકા ઈ૦ અન્ય દેશો વિષે–

આફ્રિકા ઈ૦ જે અન્ય દેશોમા વી. પી. જઈ શકતા નથી,
ત્યાનાં ગ્રાહકોને પોતાનુ લવાજમ સત્વર મોકલી આપવા વિનતિ છે
લવાજમ મળતા તરતજ તેમના તરફ પુસ્તકો મોકલવા શરૂ થશે.

## લવાજમ અગાઉથી ભરવા વિષે–

કોઈ કારણસર જેમને વી પી. ને બદલે મનીઑર્ડરથી કે બીજી
રીતે નાણા મોકલવા કે ભરાવવા વધુ અનુકૂળ હોય, તેમણે કારતકની
આખર સુધીમાજ મુંબઈ કે અમદાવાદના કાર્યાલયમા તે પહોચાડીને
પાવતી મેળવવી

## ઠેકાણું બદલાવવા વિષે–

જેમનુ ઠેકાણું બદલાયુ હોય અથવા નરતમા બદલાનાર હોય
તેમણે તે વિષે પણ ઉપલા સમય સુધીમા લખી જણાવવુ. એ પછી
પણ જેમનુ ઠેકાણુ બદલાય તેમણે તે બદલવા પૂર્વેજ ખબર આપી
દેવી જોઇએ. મહીનો બે મહીના માટે બદલવાનુ હોય તો ત્યાની

પોસ્ટ ઑફિસને તે વિષે લખી દેવુ. વધુ સમય માટે બદલવાનું હોય તોજ આ ખાતાપર લખવુ જોઇએ. કેટલાકો ઠેકાણુ બદલ્યા પછી મહીનાઓ સુધી ખબર નહિ આપવાની ગફલત કરતા હોવાથી તેના ફળરૂપે તેમના પુસ્તકો ગેરવલ્લે જઈ ફરીથી તેમને ખરીદવા પડે છે.

## સાદાંને બદલે પાકાં પૂઠાંનાં પુસ્તકો લેવા વિષે–

સાદા પૂઠાં કરતા પાકા પૂઠાના પુસ્તકોમા માત્ર એકજ રૂ. નો ફેર, તેમા પણ ચારેક આના તો એકલા પોસ્ટેજમા વધુ ખરચાય છે એટલે ખરૂ જોતા માત્ર બાર આનામાજ પાકા પૂઠા ગ્રાહકને મળી શકે છે, તેમજ સાદા પૂઠા કરતા તે અનેક ગુણ પોચવડા થઈ પડે છે આ વાતની સ્મૃતિ આ પ્રસગે પણ પ્રત્યેક ગ્રાહક સજ્જનને આપીને સૂચવવામા આવે છે કે જેમનાથી બની શકે તેમણે પાકા પૂઠાના વર્ગમાજ ગ્રાહક થવુ ઉચિત છે જેમને આવી ફેરફારી કરાવવી હોય તેમણે પણ ઉપલી મુદ્દત સુધીમા તે વિષે લખી જણાવવુ જોઇએ

## ચાલુ વર્ષનાં પુસ્તકો વિષે ગ્રાહકોનો અભિપ્રાય–

વિવિધ ગ્રથમાળા તેમજ ચરિત્રમાળાના ચાલુ વર્ષના પુસ્તકો-માથી પોતાને કયા વધુ ગમ્યા, કયા સાધારણ ગમ્યા અને કયા ઓછા ગમ્યા કે માલ નજ ગમ્યા, તે બાબત જાણવા માટે ગત વર્ષની માફક આ વખતે પણ કાર્ડની પાછળ દરેક પુસ્તકનુ નામ છપાવેલુ છે, અને બનતા સુધી ઉપર લખ્યા જેવાજ શબ્દોમા ટુકાણથી ઉત્તર લખી શકાય તે માટે પ્રત્યેક પુસ્તકની સ્હામે જગ્યા ખાલી રાખી છે, પ્રત્યેક ગ્રાહકને પોતપોતાની મરજી પ્રમાણેના ઉત્તરો તે જગ્યાએ ભરી મોકલવા વિનતિ છે

ચાલુ વર્ષનો પૃષ્ઠમેળ, આવતા વર્ષમા નીકળનાર પુસ્તકો, આવતા વર્ષના નિયમો, ઇ૦ બાબતો માટે જુઓ આ પુસ્તકની છેવટે.

# અનુક્રમણિકા

# જગવિખ્યાત પુરુષો

## ભાગ ૩ જો.

# થિયોડર પાર્કર

## પ્રકરણ ૧ લું—પિતામહ, પિતા અને માતા.

થિયોડર પાર્કર વીરવશમા ઉત્પન્ન થયો હતો. ઇગ્લડના જુલ-મથી અમેરિકાની નવી જાતિએ ગુસ્સે થયેલા સિહની પેઠે ગર્જી ઉઠીને જ્યારે પરતત્રતાની સખત બેડી તોડવા માટે વીરપણાથી માથુ ઉચુ કર્યું, ત્યારે પાર્કરના બાપના બાપ કપ્તાન જૉન પાર્કરના હિમ્મત અને પરાક્રમ પ્રસિદ્ધિમા આવ્યા હતા.

યુનાઇટેડસ્ટેટ્સના બૉસ્ટન શહેરથી પાચ કોશને અતરે લેકસિહન નામના જે ગામમા થિયોડર પાર્કર જન્મ્યો હતો, તેજ ગામમા ઇંગ્લડ અને અમેરિકા વચ્ચેની સ્વતંત્રતા માટેની મોટી લડાઈ પહેલા શરૂ થઇ હતી. અમેરિકાના ઇતિહાસમા આ બે મોટા બનાવોના સંબંધમા એ ગામનુ નામ તથા તેનીજ જોડે પાર્કરના વશનુ ગૌરવ, હંમેશાં સુવર્ણાક્ષરથી લખાયલું રહેશે.

તા. ૧૫ મી એપ્રિલ સને ૧૭૭૫ મા સ્વતંત્રતાના એ મહા-યુદ્ધનો આરભ થયો હતો. થિયોડર પાર્કરનો પિતામહ ( દાદો ) કપ્તાન જૉન પાર્કર માદો હોવા છતા પણ ૭૫ માણસનો અધિનાયક

થઇને એ ઠેકાણે આવ્યો હતો. તેણે હુકમ કર્યો, કે "દરેકે પોતાની બંદુકમા દારૂગોળો ભરી રાખવો, પણ જ્યાસુધી અંગ્રેજ લશ્કરના માણસો ગોળી ન છોડે ત્યાસુધી કોઇએ તેઓના ઉપર ગોળી ફેકવી નહિ" તેણે એમ પણ કહ્યુ હતું, કે "ઇગ્લડની જોડે લઢાઇ કરવાનો જો તમારો હેતુ હોય તો તેઓ પહેલ કરે કે તરતજ તમારે તેનો આરંભ કરી દેવો."

અંગ્રેજોની તોપોના અવાજો શરૂ થઈ ચુક્યા. કેટલાક માણસોએ તે સાભળતાજ ડરી જઇને પાછા હઠવાનો મનસુબો કર્યો. કપ્તાન પાર્કર આવા કાયર પુરુષોથી ડરે તેવો નહતો. તરતજ તેણે પોતાની તલવારપર હાથ નાખીને કહ્યુ'—"જે કોઇ નાસવાનુ કરશે તેના ઉપર હુ ગોળી છોડવાનો હુકમ આપીશ." આથી કોઇએ પણ નાસવાની હિમ્મત કરી નહિ પરંતુ ૭૫ માણસોવડે ૯૦૦ માણસો સાથે કેટલીવાર લઢી શકાય? કપ્તાન પાર્કરે બપોરના બેથી રાત્રિના ૮ વાગ્યા સુધી અસાધારણ વીરત્વ દર્શાવ્યા પછી છેવટે તે દહાડાનુ યુદ્ધ બંધ કરવાનો હુકમ આપ્યો

કપ્તાન પાર્કર માંદો હોવા છતાં પણ આ પ્રસિદ્ધ યુદ્ધમા સેનાનાયક તરીકે હાજર થયો હતો, પરન્તુ તેને લઢાઇના કામમા રોકાવુ પડ્યુ નહોતુ અંગ્રેજ અને અમેરિકાના રહેવાસીઓ વચ્ચેની મોટી લઢાઇમા સર્વથી પહેલા અમેરિકાવાસીઓએ અંગ્રેજોની જે બંદુકો ઝુટાવી લીધી હતી, તે કાર્ય કપ્તાન પાર્કરનીજ હિમ્મત તથા યુદ્ધકૌશલ્યથી થયુ હતું. જે બંદુકવડે તેણે પોતાના ગામમાજ આ મોટી લઢાઈ સમયે અંગ્રેજોના ઉપર સર્વથી પહેલી ગોળી ફેકી હતી, તે તેના પૌત્ર થિયોડર પાર્કરે બહુજ સન્માનપૂર્વક પોતાની વાચવાની ઓરડીના દરવાજા ઉપર ટાગી રાખી હતી લોકોના ભયને લીધે કોઇ એક શુભ કામની નિવૃત્ત ન થતા તેણે એકવાર કહ્યુ હતું, કે—"હુ જો લોક

ભયથી કાયરપુરુષની પેઠે આ કામથી છેટે રહુ તો પિતામહના વીર-ત્વની નિશાની દાખલ આ બંદુકો હુ મારા ઘરમાં રાખવાને લાયક નથી." આ બે બંદુકો પાર્કરના વિલ મુજબ એના મરણ પછી માસાચુસેટસ પ્રદેશની સેનૅટ હાઉસમાં રાખવામા આવી છે, જે હજી સુધી ત્યાંજ રહેલી છે.

પાર્કરના પિતામહ જૉન પાર્કરના વિષે તેનો એક પૌત્ર એવુ લખે છે, કે "તે શાન્ત પ્રકૃતિવાળો, વિચારવન્ત, થોડુ બોલનારો, અધ્યયનમા રોકાયલો, બુદ્ધિમાન, નીતિપરાયણ તથા વિશ્વાસુ માણસ હતો. તે આખો દહાડો મહેનત કરતો હતો, કુટુમ્બમા નિયમ સાચ-વતો હતો અને સઘળાને સહેલાઇથી નિયમમા રાખી શકતો હતો. વળી તે છોકરાને ખરૂ બોલવાનુ શિક્ષણ આપતો હતો, દરરોજ સાંજે તેના હાથમા એક પુસ્તક જોવામા આવતું હતું"

થિયોડર પાર્કર પોતાના બાપ વિષે લખે છે, કે—"તેની જુવા-નીમા કેવળ એક માણસ તેના કરતા વધારે બળવાન હતો, તે સિવાય ઘણું કરીને બીજુ કોઇ પણ શરીર–બળમા તેની બરોબરી કર-નાર નહોતું. તેઓ શીતોષ્ણતા સહન કરીને અને ભૂખ વેઠીને પણ એટલો બધો શ્રમ કરી શકતા હતા કે જે માણસો સ્ત્રીજન સમાન કોમળ થવાની સુધારાની એક અનિષ્ટકર ભાવનાથી મોહિત થાય છે, તેઓને તો તે અસંભવિતજ લાગે. ખેતીવાડી તથા કડીઆ કામમા તેઓ ઘણા કુશળ હતા પુત્રોના ઉપર ખેતીવાડીનો બોજો નાખીને તેઓ ઘણું કરીને દુકાનમા પવનચક્રી અને પાણી કાઢવાના પંપ બનાવતા હતા. તેમના જેવી અવસ્થાના ઘણાખરા માણસોને જેવુ શિક્ષણ મળે છે, તે કરતાં ઘણેક દરજે તેમને સારૂ શિક્ષણ મળ્યુ હતુ. તેમની બુદ્ધિ-શક્તિ કુદરતી અને તીક્ષ્ણ હતી, તેથી તેમણે જાત મહેનતથી સારૂ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. તેઓ સ્વતંત્ર રીતે વિચાર કરી શકતા

હતા, તર્ક–વિતર્ક કરવાને ચહાતા નહોતા; અને થોડું બોલનારા હતા, છતાં વખતો વખત તેની બોલવાની છટા તથા તર્કશક્તિ સુન્દર રૂપે પ્રકટ થતી હતી ખ્રિસ્તીધર્મશાસ્ત્ર અને પેલિ, એડવર્ડસ વગેરે પ્રખ્યાત ગ્રન્થકારોનાં અધ્યાત્મ વિષયના પુસ્તકો તેઓ ધ્યાન દઇને વિચારપૂર્વક વાચતા હતા. તેથી તેમણે ધર્મ સબધી ઘણું જ્ઞાન મેળવ્યુ હતુ. તેઓ ધર્મ–પરાયણ, ગભીર અને ઉત્સાહી હતા, તેમના ચારિત્ર્યને માટે પાડોશીઓ તેમના ઉપર ઘણી શ્રદ્ધા રાખતા, અને સર્વદા તેમની પ્રશસા કરતા. તેઓ શાન્તિપ્રિય અને લોકો સાથે શિષ્ટાચારનો વ્યવહાર રાખનાર હતા. તેમની સોબતથી સર્વને આનદ થતો હતો. તેઓ હાસ્યવિનોદને ચહાતા હતા, પરન્તુ તેમ કરવામાં કદાપિ હદ ઓળગી જતા નહોતા. તેઓ ન્યાયી, દયાળુ અને નિર્ભયચિત્તના હતા. પાડોશીઓમા ઝગડો થતા તેમને મધ્યસ્થ થવુ પડતુ હતુ. લોકોની સ્થાવર જગમ સપત્તિની જાળવણી, અને માબાપ વગરના છોકરાની સભાળ લેતા હતા.” ખરેખર, પિતાના ગુણો ઘણીક રીતે છોકરાઓમા ઉતરે છે, તેના સેકડો દૃષ્ટાન્તમાનુ એક થિયોડર પાર્કરના પિતાનુ પણ છે

પાર્કર પોતાની મા વિષે લખે છે, કે—“ તે મારા બાપ કરતા ઓછી ભણેલી હતી. બાઇબલ અને ધર્મના ગીતોના પુસ્તકો તે વાચતી હતી, કવિતા વાંચવાનો તેને ઘણો શોખ હતો, પોતાના અનેક કામમાથી પણ વખત કાઢીને તે વર્તમાન પત્રો વાચતી હતી. શિયાળાની ઋતુમાં સાજે ઘણીક વેળાએ તે બેસીને સીવણ કામ કરતી અને પિતા તેને તથા ઘરના બીજા માણસોને કોઇ પુસ્તક વાચી સભળાવતા હતા. તે પણ બીજી પાડોશણની પેઠે શ્રમશીલ હતી, અને કોઇ કોઇ વેળાએ તે તેમની સાથે કોઇ જાતની સામાજિક રમત ગમતમા ભાગ લેતી હતી.”

"તે અતિશય ધર્મપરાયણુ હતી, તેની ધાર્મિક વૃત્તિ જેવી ગંભીર તથા પ્રબળ હતી, તેવી મે ઘણાંજ થોડા માણસોમા જોઈ હશે. મને ભાસતું હતું કે તે ઈશ્વિરને પોતાના આત્મામા સપૂર્ણ રીતે અનુભવે છે."

"તે તેને સર્વવ્યાપી પિતા તરીકે અનુભવતી અને તેનીજ સુન્દર પ્રેમમય સત્તા સર્વ સ્થળે વ્યાપેલી જોતી હતી. ઈન્દ્ર-ધનુષ્યમા તે તેની સત્તા જોઈ શકતી, અને જે વૃષ્ટિધારાથી તૃણ તથા વૃક્ષ, પાક તથા ફૂલ વૃદ્ધિગત થાય છે તેમા પણુ તે પરમેશ્વરનુજ અધિષ્ઠાન પ્રત્યક્ષ કરતી હતી. તે નિસ્તબ્ધપણે ઉપાસનામા ગભીર અને સ્થિર આનન્દ મેળવતી હતી. જુના અને નવા કરારમા એટલે બાઈબલના જે ભાગોમા આધ્યાત્મિક ભાગ વધારે છે, તે વાચવા તેને બહુ ગમતા. એવુ જણાય છે કે તેના વખતના ભયકર ધર્મમતાતર તેના આત્માને કલકિત કરી શક્યા નહોતા. તે મને અને પોતાના બીજા છોકરાને નીતિનુ શિક્ષણુ આપવામા ઘણીજ યત્નશીલ હતી."

"તેનુ ચિત્ત ભાવપૂર્ણ અને કલ્પનાથી ભરપૂર હતું, જો કે તેને એક મોટા કુટુમ્બનુ બધુ કામ કરવામા રોકાઈ રહેવુ પડતું અને સંસારની સર્વ ચિતાનો વિચાર કરવો પડતો હતો, તે છતા તેમા જરા પણુ ન્યૂનતા આવતી નહોતી. તેનુ કુદરતી કવિત્વપૂર્ણ હૃદય બાઇબિલ તથા ધર્મસગીતના પુસ્તકો વાચીનેજ તૃપ્તિ પામતું ન હતું, પણુ અગ્રેજી સાહિત્ય સબધી પુષ્કળ ગ્રન્થોના હૃદયગ્રાહી ભાગ તેને મોઢે હતા. પુસ્તકોમાથી વાચેલી કે લોકમુખથી સાભળેલી અમેરિકાના અસલના વતનીઓની ઘણીક આશ્ચર્યકારક કહાણીઓ તેના સ્મરણ-પટપર જેમની તેમ અકિત થઇ રહી હતી. તેની સ્મરણશકિત અત્યન્ત પ્રબલ હતી, તેથી તે કોઇ પણુ વાત ભૂલતી નહોતી. ગરીબાઇને લીધે ઘરમાં એક પણુ ચાકર નહોતો, તેથી ઘણું કરીને તેને વખત

મળતો નહોતો; તથાપિ જેટલો થોડો વખત બચી શકતો તેટલામાંજ તે પોતાના જ્ઞાનમાં ઉમેરો કરી લેતી હતી. ”

આપણે ઉપર વાચી ગયા છીએ કે પાર્કરનો બાપ સાંજે પુસ્તક વાચીને તેની સ્ત્રીને અને ઘરનાં બીજાં માણસોને સંભળાવતો હતો, તેથી પણ પાર્કરની માતાને કેટલુક શિક્ષણ મળી શકતું હતું, તે જે કંઈ સાભળતી હતી તેના વિષે મનમા પૂર્ણ વિચાર કરી જોતી હતી. તેનુ હૃદય કુદરતી સ્નેહ અને દયાના ગુણોથી પૂર્ણ હતું. બાળક કે વૃદ્ધ સર્વે કોઈ એક સરખી રીતે તેના એ સદ્‌ગુણોનો લાભ મેળવી શકતા હતા. આર્થિક સ્થિતિ સારી ન હોવા છતા પણ કરકસરથી તે જે કંઈ બચાવી શકતી હતી, તેનો ગરીબોને મદદ કરવામાં ઉપયોગ કરી નાખતી હતી

તેનુ સરળ અને કોમળ હૃદય કુદરતી રીતે આધ્યાત્મિક સત્યના ઉપર સ્થપાયુ હતું, તર્ક–વિતર્કને તે સમજતી નહોતી ખ્રિસ્તીધર્મનુ અનન્ત નરક વગેરે ભયાનક મતોને પાર્કરનો પિતા યુક્તિ વિરુદ્ધની અને તેની માતા હૃદય વિરુદ્ધની વાતો તરીકે માનતા હતા તેઓને તેમનુ હૃદય જે કહેતું હતું, તેજ પ્રમાણ હતુ. તેની માતા વિવેકને પરમેશ્વરની પ્રત્યક્ષ વાણી તરીકે માન આપતી હતી. કૃતજ્ઞતા તથા વિશ્વાસ તેની આગળ વિધાતાના મગળ કાર્યોની વ્યાખ્યા રૂપ હતા. તે બધી પ્રકૃતિમા પ્રેમમય વિશ્વપિતાનો દેદીપ્યમાન આવિર્ભાવ અનુભવીને આનન્દિત થતી હતી પોતાના સ્વામીની પેઠે તે પણ થોડુ બોલનારી હતી. લોકોની જોડે વાતચીતમા કે ઉપાસના વખતે પણ તેને ઝાઝું બોલવું પસદ ન હતુ. તેની પ્રાર્થના પણ એકાતમા અને શાત રીતેજ થતી હતી.

થિયોડર પાર્કરના પોતાનાજ વચનથી વાચનારને આગળ વિદિત થઈ ચુકયુ છે કે, તે પોતાનાં છોકરાંને ધર્મનુ શિક્ષણ આપવામા ઘણી યત્નશીલ હતી. ઘણાક માણસો બાળકોને કેટલાક શુષ્ક ધર્મમતોનુ

શિક્ષણ આપીને માની લે છે કે અમે જોઈએ તેટલી ધાર્મિક કેળ-વણી આપી છે, પણ પાર્કરની માતાની કેળવણી તેવી નહોતી. તે સદુપદેશથી તથા બીજાં માણસોને મદદ કરીને પ્રત્યક્ષ દૃષ્ટાન્તથી ધર્મ શીખવતી હતી.

પરમેશ્વરને કેવળ પિતાનુજ સંબોધન કરીને થિયોડર પાર્કર તૃપ્તિ પામતો ન હતો, તે તેને મા પણ કહેતો હતો. ખરેખર જેને એવી માતા હોય તે સહેલાઈથી ઈશ્વરનુ માતૃરૂપ દર્શન કરે તેમાં શું આશ્ચર્ય?*

## પ્રકરણ ૨ જું—જન્મ અને બાલ્યકાળ.

થિયોડર પાર્કર પોતાના ટૂંક જીવનચરિત્રમા લખે છે'—"તા. ૨૪ મી ઑગસ્ટ ૧૮૧૦ મા પ્રાત:કાળે હુ આ સુખ—દુ:ખપૂર્ણ સંસા-રમા આવ્યો હતો. મારી એક બ્હેને અમારૂ વંશવૃક્ષ લખ્યુ હતું તે મારા માબાપના દશ છોકરાઓના નામ લખીને પૂરૂ કર્યું હતું. આ ઉપરથી અનુમાન થાય છે કે તેણે હવે અગીઆરમુ સંતાન થવુ અ-સંભવિત છે એમ ધાર્યું હશે. દશમા છોકરાની ઉમર મારા કરતાં પાચ વરસ વધારે હતી. ગમે તેમ હો પણ કુટુમ્બીજનોના પવિત્ર હૃદયમા આ નવા અવતરેલા માણસને જલદી સ્થાન મળ્યુ હુ સ-ર્વથી નાનો હતો તેથી અસામાન્ય લાડ સાથે ઉછર્યો હતો, અને સંભવિત છે કે મે અગીઆરમા ભાગ કરતા ઘણો વધારે સ્નેહ મેળવ્યો હતો. મને યાદ છે કે પાડોશીઓ ઘણીક વખત મારી માને કહેતા હતા, કે "મિસીસ પાર્કર, આ શુ? તમે લાડ લડાવીને તમારા છોકરાને ખરાબ કરો છો' આથી એ મોટો થયેથી પોતે કંઈ પણ

* પરમહંસ રામકૃષ્ણ પણ પરમેશ્વરને માતારૂપેજ સંબોધતા.

કામ પોતાની મેળે કરી શકશે નહિ." તેમનાં આવાં વચન સાંભળીને મારી મા જવાબ આપતી, કે "હુ આશા રાખું છું કે તે તેવો નહિ થશે." આમ કહીને પછી તરત તે મારા મુખનું ચુમ્બન કરતી હતી.

"ઘણીજ નાની વયની આ વાતો મને યાદ છે કે હું એવી ઘણી ઇચ્છા રાખતો હતો કે શિયાળાની ટાઢ જલદી ચાલી જાય. બરફના નવા ઢગલા પડતી વખતે કોઈ કોઇ વેળાએ તે રસોડાની બારી આગળ ઉચા થઈ જતા હતા, તે ઘરની સામેના ભાગમાં ગળી જાય, તે જોવાની મને ઘણી હોસ હતી. ગમે તેમ હો પણ હુ ઉઘાડે પગે કેવળ માત્ર રાત્રે પહેરવાનું પહેરણ પહેરીને વખતો વખત કેટલીક મિનિટ સુધી બરફ ઉપર દોડવાને ચહાતો હતો. બરફ ગળી જવાથી જમીનમાથી એક પ્રકારની વાસ નીકળતી હતી, તે મને ઘણીજ પસદ પડતી હતી. વસન્તના આરભમા સુનીલ પક્ષીઓ પોતાના અસલના ઘરમા રહેવા આવતા હતા, અને મારો બાપ મધપૂડાની પાસે બરફના ઉપર જે ખડ પાથરી રાખતો હતો, તેપર મધમાખીઓ જરા જરા ઉડવાનો યત્ન કરતી કરતી, છેવટે ઉડી જતી હતી, તે જોઇને મારૂ ગભીર હૃદય આનન્દમા લીન થતું હતું શિયાળામા હુ રસોડામા માટીના નાના નાના ઘરો બનાવતો હતો, અને નાના નાના લાકડાના કડકાઓ વિવિધ પ્રકારે ગોઠવીને જાત જાતના અદ્દભુત આકારો રચતો હતો. પિતાના કારખાનામા–તેની દુકાન અથવા અનાજના ખળામા–કોઇ વેળા તેઓ પોતે અથવા મારો કોઇ ભાઈ મને લઈ જતા હતા ખળામા જઇને ઘોડા, બળદો અને ગાયો જોઇને હુ ઘણો આનન્દ મેળવતો હતો બરફ ગળી ગયા પછી જમીન સૂકી થતા હુ મારી ઇચ્છા પ્રમાણે ફરતો હતો. કોઇ કોઈ વેળાએ હુ સૂકી જગ્યાપર બેસીને તથા સૂઇને ચૈત્ર–વૈશાખ (એપ્રિલ)

મહિનામાં ઉપર ચઢતી મોટી પીળા રંગની મેઘમાળાની સુન્દર અને સર્વદા ફેરફાર પામતી, આશ્ચર્યકારક આકૃતિઓ જોઇને ચકિત થઇ વિચાર કરતો હતો કે આ સર્વ શુ છે, અને તે ક્યાથી આવતું હશે ?

" શિયાળાની મોસમમા મારા જેવા નાના છોકરાને આનન્દની ખોટ નહોતી. મારા કાકાઓ અને કાકીઓ મારા ઘરમા આવતાં હતાં. તેઓ પોતપોતાના છોકરાઓને પણ સાથે લાવતા હતા, તેઓ-માથી કેટલાક મારી ઉમ્મરના હતા. અમારા સામાન્ય બેસવાના ઓરડામા સગડીની ચારે બાજુએ બેસીને તેઓ આનન્દથી કાળ ગાળતા હતા. તેઓ મિસિસ પાર્કરના કુમારને માટે એપલ તથા વિવિધ મિષ્ઠાન્ન લઈ આવતા હતાં. ( હુ સઘળા કરતા નાનો હોવાથી મને જીદગીભર સૌ કુમાર તરીકે જ બોલાવતા હતા. ) મારા માતપિતા મને ઘણી વખત પોતાની સાથે તેમને ઘેર લઇ જતા હતા. મારી માતા પોતાના પ્રિય બાળકોને ઘરમા રાખીને કદી પણ બહાર જવા ઇચ્છતી નહોતી. તેના અગિઆરે છોકરા કેવા બળવાન શરીરના થયા છે તે ઘણું કરીને સર્વને બતાવવા ઇચ્છતી હતી "

" મારી માતા મને ધાર્મિક કેળવણી આપવા માટે કેવો યત્ન કરતી હતી તે દર્શાવવા હુ અહી એક બનાવ ટાકુ છુ. જ્યારે મારી ઉમ્મર ચાર વર્ષની હતી, ત્યારે મારો બાપ એક દિવસે મારો હાથ પકડીને ખેતરમા લઈ ગયો હતો, પણ થોડી વારે તેણે મને એકલા ઘેર જવાને કહ્યું. ઘેર આવવાના રસ્તામા મે એક નાના તળાવની પાસે એક પુષ્પવાળો રોડેરા નામનો છોડ જોયો,—જે માત્ર એવેજ સ્થળે ઉત્પન્ન થાય છે, અને ત્યા પણ તેની સખ્યા ઘણીજ ઓછી હોય છે,—તે છોડ તરફ મારૂ મન આકર્ષાયુ. હુ તે ઠેકાણે ગયો. ત્યા જઇને જોઉં છુ તો છોડની નીચે છીછરા પાણીમાં એક નાનો દેડકો તડકામા બેઠો છે. મે તે નિર્દોષ પ્રાણીને મારવા માટે મારા

હાથમાની લાકડી ઉગામી. આ પહેલાં મે કોઈ પણ વખતે કોઈ પણ જન્તુનો નાશ કર્યો નહોતો; પરન્તુ ગામનાં બીજા છોકરાંને મેં ગમતને ખાતર પક્ષી, ખીસકોલી વગેરે પ્રાણીઓનો વિનાશ કરતાં જોયાં હતાં. તેઓના ખરાબ દાખલાનું અનુકરણ કરવાની મને પણ ઇચ્છા થઇ આવી. પરન્તુ એકાએક મારા નાના હાથને રોકીને મારા અન્તરમાથી કોઇએ કહ્યુ: " એ ગેરવાજબી છે " હુ આ નવા ભાવથી—મારા કામમા આ અ તરના અનૈચ્છિક પ્રતિબ ધથી—આશ્ચર્ય પામ્યો, મારી લાકડી જેવી ઉગામી હતી તેવીજ હાથમા રહી ગઈ. પછી દેડકો અને રોડર નામનો છોડ અદૃશ્ય થઈ ગયા. દોડતા દોડતા ઘરમા આવીને મેં મારી માને આ બધી વાત કહી, અને તેને પૂછ્યુ, કે "આ ગેરવાજબી છે" એવુ મને કોણે કહ્યુ હશે? તેણે રૂમાલથી આસુ લુછીને મને ખોળામા લીધો અને કહ્યુ—" કેટલાક માણુસો એને વિવેક કહે છે, પણ હુ કહુ છુ કે એ માણસના આત્મામા પરમેશ્વરની વાણી છે. જો તું એકાગ્ર ચિત્તથી એની વાત સાભળશે અને તે પ્રમાણે વર્તશે તો ધીરે ધીરે વધારે સ્પષ્ટ રીતે એનો તને સાક્ષાત્કાર થતો જશે, અથવા તેને અનુસરશે નહિ તો એ તને છોડીને ધીરે ધીરે જતી રહેશે, અને તું અ ધકારમા માર્ગદર્શક ઉપરી વગરનો થઈ પડીશ. એ વાણીમા ધ્યાન લગાડવા ઉપરજ તારૂ જીવન-સાફલ્ય આધાર રાખે છે."

" એ પછી ઘણા વિષય ઉપર તર્કવિતર્ક તથા વિચાર કરીને તે પોતાના કામમા વળગી પરન્તુ એ તો નક્કીજ હતું કે તેણે આ વિષયપર પોતાના સ્નેહપૂર્ણ હૃદયમા ઘણોજ વિચાર કર્યો હતો. હુ પણ ત્યાથી ચાલ્યો ગયો, અને બાળકપણાની સામાન્ય રીતિ મુજબ આ વિષયપર વિચાર કરવા તથા અજાયબ થવા લાગ્યો. હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે બીજા કોઈ પણ બનાવે મારા હૃદયમા આવુ સ્થાયીપણું તથા ગભીર ભાવ ઠસાવ્યા નથી. "

ચાર વર્ષના બાળકમા કેવું આશ્ચર્યકારક વિવેક–બળ! જ્ઞાનવૃદ્ધ થયલા મોટી ઉમ્મરનાં માણસોનો વિવેક પણ એની આગળ પાછો પડે છે. પાર્કરની માતાનો કેવો સુન્દર અને ગંભીર જ્ઞાનપૂર્ણ ઉપદેશ! આપણે જેમ જેમ પાર્કરના જીવનની ચર્ચા કરતા જઇશુ, તેમ તેમ જોઇ શકીશુ, કે તેની માતાનો આ અમૂલ્ય ઉપદેશ કેવી અદ્ભુત રીતે તેનું ચારિત્ર્ય ઘડવામા અને જીવન વ્યવહારમા ઉપયોગી થઇ પડયો હતો.

ઘણી નાની ઉમ્મરથીજ તેના સરળ અને મહાન હૃદયની ઓળખાણ વારંવાર થતી રહી છે. એક વખત તેના પિતાએ ડિકન સ્ટારનસ નામના એક પાડોશીને એક પશુનો ઘાત કરવા પોતાના ઘરમા બોલાવ્યો હતો, કારણ કે બીજા ખેડુતોની પેઠે તે પોતે આવુ ઘાતકી કામ કદી પણ કરી શકતો નહોતો. તેણે પાર્કરને એ બનાવ જોવા દીધો નહિ. કામ પૂરૂ થઈ ગયા પછી ડિકને આવીને પાર્કરને પૂછ્યુ, "તું કોને સર્વ કરતા વધારે ચાહે છે?" પાર્કરે જવાબ દીધો "મારા પિતાને." "શુ, તું તારા પોતાના કરતા પણ તેને વધારે ચાહે છે?" બાળકે જવાબ આપ્યો, "હા સાહેબ!" એ ઠેકાણે તેના પિતાએ પુછ્યુ, "જો આપણા બેમાથી કોઇ એક જણને કોઇ ચાબુક મારવા આવે તો તે ચાબુક તું ખાઇશ કે હુ?" પાર્કરે પોતાના સંક્ષિપ્ત જીવન ચરિત્રમા લખ્યુ છે, તેણે આ પ્રશ્નનો કઈ પણ ઉત્તર આપ્યો નહિ, તે આશ્ચર્યમા પડીને વિચાર કરવા લાગ્યો કે તે માર તેણે સહન ન કરતા તેના પિતાએ શા માટે સહન કરવો? તેને સ્પષ્ટ જણાયુ હતું કે આમ ન થાય એ ઘણું ગેરવાજબી છે; તે માત્ર સ્વાર્થપણુંજ છે. કેટલાક અઠવાડીયા સુધી આ વિચારે તેના હૃદયને ડોળી નાખ્યુ હતુ.

છોકરાને સદાચરણી કરવામા આ બે વાત ઘણીજ અગત્યની છે–એક સત્ શિક્ષણ અને બીજી માબાપનો પોતાનો સદાચાર.

એમા બીજી વાત પહેલા કરતા વધારે કઠણ છે. હુ પોતે સારો નહિ થઇશ તો પણ મારા છોકરા સારા થાય, હું પોતે જુઠું બોલીશ તે છતા મારા છોકરાં સત્યવાદી થાય, અને હુ પોતે દારૂ પીશ તે છતા મારા છોકરાં મિતાચારી થાય એવુ ઇચ્છવું એના જેવી બીજી વ્યર્થ આશા કઈ હશે ?

પાર્કરના માબાપ તેને યત્નપૂર્વક ધર્મની અને નીતિની કેળવણી આપતા હતા, તેમજ તેઓનુ ચારિત્ર્ય પણ પવિત્ર હતું. તેથી બચપણથીજ તેની ધાર્મિક વૃત્તિ સુદર વિકાસ પામે એમાં શુ આશ્ચર્ય ? પાર્કરે કહ્યુ છે કે “હુ કઇ પણ ન છુપાવતા સપૂર્ણ સત્યજ કહુ, ન્યાય ઉપર પ્રેમ રાખુ, અને કોઇની ખ્યાતિ અથવા પદમર્યાદા ઉપર નજર નહિ રાખતા કેવળ તેના સદ્‌ગુણો જોઇને જ તેના ઉપર શ્રદ્ધા રાખુ, એવુ શિક્ષણ મારા પિતા મને બચપણથીજ આપતા હતા.”

પાર્કરના એક જીવન ચરિત્ર લખનારે તેના બાલ્ય ચરિત્ર વિષે જે લખ્યુ છે તેનો સાર આ પ્રમાણે છે—“તે નમ્ર, વિશુદ્ધચરિત્ર અને સત્યપ્રિય હતો. થિયોડર પાર્કર કોઈ વાત કહે એટલે બાળક કે વૃદ્ધ સર્વ તેના ઉપર વિશ્વાસ મૂકતા તેની ઉત્સાહશીલ પ્રકૃતિ સર્વદા તેને તાબે હોવાથી તે કદી કોઇની સાથે પણ ઉદ્ધતાઇથી વર્તતો નહોતો + + તે સાહિત્ય વિષયક વિચારમા સર્વદા મગ્ન રહેતો હતો. તેની જ્ઞાન મેળવવાન તૃષ્ણા ઘણીજ પ્રબળ હતી. તેના હૃદયના પ્રબળ ભાવો તેના વિવેકને મજબુત કરતા હતા. તે નિઃસ્વાર્થી સરળ અને મહત્ત્વાકાક્ષી હતો.

થિયોડર પાર્કર પોતાની બાલ્ય કેળવણી વિષે લખે છે, કે—“પ્રેમપાત્ર પરમેશ્વરને ચાહવાની અને તેના ઉપર વિશ્વાસ રાખવાની મને કેળવણી આપવામા આવી હતી. તેને મહાન્ શક્તિશાળી પરાક્રમી

રાજાના જેવા રૂપમાં મારી આગળ ચીતરવામાં આવ્યો નહોતો પણ જે પરમેશ્વર વિષે મને શિક્ષણ અપાયું હતું તેનું પૂર્ણ પ્રેમમય અને પૂર્ણ ન્યાયકારી ચિત્ર રજુ કરાયુ હતું. તે યાહુદી, મૂર્તિપૂજક કે ખ્રિસ્તી એમ દરેક ધર્મનો માણસ જેવા જેવા કામ કરે છે તેને તેવા તેવા ફળ આપે છે."

પાર્કરે વળી લખ્યુ છે, કે "ઘણી વખતે મારી એવા સદ્ગુણોને માટે પ્રશંસા કરવામા આવે છે, કે જે ગુણો વાસ્તવિક રીતે મારા માબાપનાજ છે." આ પ્રમાણે તેના માતપિતાના ચરિત્ર સંબંધે અમે જે કઇ લખ્યુ છે તેને પાર્કરના પોતાનાજ લખાણથી પુષ્ટિ મળે છે.

તે મોટી ઉમ્મરે ઘણીક વેળા મશ્કરીમા કહેતો હતો કે ધર્મ-ચુસ્ત ખ્રિસ્તીઓ મને સેતાનનો અવતાર ધારતા હતા અને આ વિષયમાં તેમની જોડે મારા માતપિતાને મત-ભેદ થતો હતો જળસેચનની ક્રિયા વખતે પાર્કરે પોતાના નાના હાથ હલાવીને પુરોહિતને કહ્યુ હતું, કે "એ કરશો નહિ" થિયોડર પાર્કરના આખા જીવને અર્થ-શૂન્ય બહારના અનુષ્ઠાનનુ આભારપણું દર્શાવ્યુ છે અને તેનાં લક્ષણ ઉપર પ્રમાણે છેક બાલ્યાવસ્થાથીજ જણાઇ આવ્યા હતા.

છેક બાલ્યકાલમા તે પોતાના બરાબરીઆ છોકરાની સોબતમા વધારે વખત નહિ ગાળતા, માની પાસેજ ઘણો વખત કાઢતો હતો. જણાય છે કે ઘણીજ નાની વયથી તેના ધાર્મિક વલણનુ આ એક મુખ્ય કારણ હોવુ જોઇએ. તેણે કહ્યુ છે કે આ વખતે તે ઈસુખ્રિસ્તના વિષે જેટલુ જાણતો હતો, તેટલુ ઇતિહાસમા લખેલા બીજા કોઈ પણ માણસ વિષે જાણતો નહોતો. એ ખચીત તેને મળેલા મહત્ શિક્ષણનુંજ ફળ છે.

આ વેળાએ પાર્કરના જીવનમા એક અગત્યનો બનાવ બન્યો. તેણે ચુસ્ત ખ્રિસ્તીઓના એક ધાર્મિક પશ્નોત્તર-પુસ્તકમા ક્રોધપૂર્ણ

ઇશ્વિર અને અનન્ત નરકની વાત વાચી. તે પહેલા તેણે આ ભયાનક મત સંબધે પોતાનાં માબાપ પાસેથી કઈ પણ સાંભળ્યુ ન હતું કે બીજા કોઈ પણ પુસ્તકમા વાચ્યુ નહતું. તે પુસ્તક વાચીને તેનાં શરીર અને મન ભયથી સ્તભિત થઈ ગયા.

એ સંબધે પાર્કરે લખ્યું છે, કે "હુ બિછાનામા પડીને ઘણાક કલાક સુધી ભયથી રોવા મડયો અને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. તેમ કરતા કરતા પછી નિદ્રાએ આવીને મને વિશ્રાન્તિ આપી. પરન્તુ જ્યારે નવ વર્ષનો થયો, ત્યારથી મારો આ ભય જતો રહ્યો હતો. હુ પરમેશ્વરનુ મગળ સ્વરૂપ, અને નિર્મળ જ્યોતિ જોઈ શકયો હતો. સાતથી દશમા વર્ષ સુધી હુ ભક્તિપૂર્વક પ્રાર્થના કરતો હતો, અને જ્યા સુધી ઊંઘ આવતી નહોતી, ત્યા સુધી લાગલાગટ બોલતો, કે "હે પ્રભુ, મારા પાપો ક્ષમા કર," તેણે એ પણ લખ્યુ છે, કે "મારી સાત વર્ષની ઉમ્મર સુધી પરમેશ્વરથી મને જરા પણ ભય નહોતો, કેવળ પ્રેમ તથા આસ્થા ધીરે ધીરે વધતા હતાં."

ખ્રિસ્તીઓના ત્રણ ઇશ્વિરના મતને તે નાની ઉમ્મરમાથીજ માનતો નહોતો આત્માના અમરપણા વિષે પણ નાનપણમા તેના મનમા એક વાર ઘણોજ તર્ક-વિતર્ક ઉત્પન્ન થયો હતો ના ૫ મી મે સને ૧૮૪૭ મા તેણે કુમારી કબને જે પત્ર લખ્યો હતો તેમા એક સ્થળે આ પ્રમાણે લખ્યુ છે, "જ્યારે નાનપણામા મારામા વિચાર કરતા ભાવની પ્રબળતા વધારે હતી, ત્યારે અનન્ત જીવનના સબધમા એક પાદરીનુ ભાષણ મે સાભળ્યુ હતું એ મતના સબધમા જે બધી યુક્તિઓ છે, તેનુ વર્ણન કરતા તેણે કહ્યુ હતું કે આ સર્વની કઈજ કિમત નથા, કેવળ અનુમાન માત્ર છે, ઈશુખ્રિસ્તનુ પાછુ ઉઠવુ એ પરલોકનુ પ્રમાણ છે. જો કે હુ તે વેળાએ નાનો હતો ખરો, તથાપિ સમજી શકયો હતો કે એક વિશ્વજનીન પ્રતિજ્ઞા સિદ્ધ કરવા માટે એ યુક્તિ ઘણીજ

અસાર છે. પરન્તુ બાળક હોવાને લીધે બુદ્ધિની ખોટથી હું પોતાનુ અમરપણું તર્ક કરીને સિદ્ધ કરી શક્યો નહિ. તેથી હુ આ મતમા સદેહ કરવા લાગ્યો, મેં તેનો લગભગ અસ્વીકાર પણ કર્યો હતો, કેટલાક અઠવાડિયા મેં અત્યન્ત મનોવેદનામા ગાળ્યા. અન્તે પ્રકૃતિએ મને મદદ આપી. તે મદદ બુદ્ધિ વિજ્ઞાનની નહોતી, પણ હૃદયની હતી. અને મે કોઈ મોટી ઉમ્મરના માણસની પેઠે નહિ પણ એક બાળકની પેઠે એનો ફેંસલો કર્યો. તે પછી ઘણેક વર્ષે એ વિષયમા વિજ્ઞાને મારી બુદ્ધિને પરિતૃપ્ત કરી છે—એ મત સિદ્ધ કરવામા મને મદદ આપી છે."

"મારા હમણાના જીવન સંબંધે જેમ મને કઇ પણ સન્દેહ ઉપજતો નથી, તેમ અનન્ત જીવનની અનન્ત ઉન્નતિના સબંધમા પણ મને લેશ માત્ર સન્દેહ થતો નથી. પરન્તુ તે જીવન કેવી રીતનુ છે, તેની અવસ્થા કેવી છે, તે હુ જાણતો નથી. પરમેશ્વરની દયાની વાત આપે એવી સુન્દર રીતે કહી છે, કે હુ તેમા વિશ્વાસ રાખું છુ અને તેનાથી મને કશો પણ ભય લાગતો નથી, તેમજ પરજીવનની અથવા આ જીવનની બીજી અવસ્થા સબધે વિશેષ જાણવાની ઇચ્છા પણ નથી. બુદ્ધિ સત્યથી ચર્ચા કરે છે, લોકો જેટલુ જોઇએ તેટલુ કબૂલ કરતા નથી, જો કેવળ મારામા બુદ્ધિજ હોત તો મને લાગે છે કે હુ મારા જીવનની બીજી અવસ્થામા મિત્રોની જોડે મળવાનો વિચારજ કરત નહિ પરન્તુ જ્યારે બુદ્ધિના કરતા પ્રબળતર એવુ હૃદય મારામા રહેલુ છે, ત્યારે હુ સ્વર્ગમા પણ તેઓને મળવાના સંબંધમા સન્દેહ કરી શકતો નથી. એક વખત એવો હતો કે જ્યારે હુ આવુ ધારતો નહોતો, પરન્તુ મારી એક બ્હેનને દફન કરતી વખતે હું નિશ્ચય કહીશ, કે મારા તર્કે હાર ખાધી અને પ્રકૃતિએ આવીને પોતાનું કામ સિદ્ધ કર્યું."

## પ્રકરણ ૩ જું—બાલ્યકાળ અને ગરીબાઈ.

પાર્કર મોટો થતો ગયો અને ઝભલાં ટોપીને* બદલે તેને કોટ પાટલુન+ પહેરાવવાની ફરજ પડી. તેણે લખ્યુ છે, કેઃ—" મને યાદ છે કે હુ નવો પોશાક પહેરવો પડે તેથી રોયો હતો અને તે પહેરાવવામા હરકત નાખતો હતો. તે પોશાકથી મને એટલી બધી શરમ આવતી હતી કે છુપાઇ જવા માટે હુ જગલમા નાશી ગયો હતો."

અમે આગળ લખી ગયા છીએ કે તે ગરીબ માબાપનો છોકરો હતો, તેથી તેને ઘણીજ નાની ઉમ્મરથી ધધામા જોડાવુ પડયુ હતું. જરૂરનો ખર્ચ કેવી રીતે નીભે તે વિષે પાર્કરના માબાપ સર્વદા વિચારમા રહેતા હતા ખરેખર કેટલાંક કારણસર આ વેળાએ તેમને મોટી આર્થિક મુશ્કેલીમાથી પસાર થવુ પડયુ હતું. જે થોડી જમીન ખેતીવાડીને ઉપયોગી હતી તેમા પણ ઘણોજ થોડો પાક ઉતરતા સુથારના ધધા ઉપર તેમનો મુખ્ય આધાર હતો, પણ એ કામથી જે કઇ મળતુ હતું તેટલાવડે ઘણી મુશ્કેલીથી પણ ખર્ચ નીભી શકતો નહોતો. એ સિવાય એક બીજી એવી દુર્ઘટના આવી પડી હતી કે પાર્કરના એક કાકાએ કોઈ માણસ પાસેથી કેટલાક રૂપિયા કરજે લીધા હતા, તેમા પાર્કરનો બાપ જામીન થયો હતો. તેના કાકામા કરજ ફેડવાની શક્તિ ન રહેવાથી પાર્કરના બાપની જે કઇ જમીન હતી તે વેચાઇ ગઇ. કુટુમ્બમા મદવાડ થવાથી ઔષધને માટે ઘણો ખર્ચ થવા લાગ્યો. આમ એક બાજુએ ખર્ચ વધતો ચાલ્યો અને આવકના સાધન ઘટતા ગયા તેથી તેઓ અત્યંત મુશ્કેલીમા આવી પડયા.

એવી અવસ્થામા પેટ ભરવાને માટે કુટુમ્બના દરેક માણસને પરિશ્રમ કરવાની જરૂર પડે એ સ્વાભાવિક છે. પણ બધા પરિશ્રમ

* Petty coats + Freak and Trouser.

કરવાની સ્થિતિમાં ન હોવાથી ખાવાના સાંસા પડ્યા, તેથી પાર્કરને ઘણીજ નાની વયમાં મહેનતનાં કામપર લગાડ્યો હતો. તેનું શરીર કુદરતી રીતે તન્દુરસ્ત અને સુદૃઢ હતું અને તેથી તે કોઇ પણ કામ કરવાને શક્તિમાન હતો. તે નાનપણમાં બે વખત ભયકર રોગમાં સપડાયો હતો, એક વાર સખ્ત તાવથી તેનુ જીવન ભયમા આવી પડ્યું હતું, અને બીજી વખતે સખ્ત મરડો (Dysentry) થયો હતો.

પાર્કરની બાલ્યાવસ્થામા તેના બાપની મા એટલે દાદી જીવતી હતી. પાર્કર પોતાના ઘરના ઉપરના ઓરડામાં પિતામહને માટે દિવસમા બે વખત પાણી લઇ જતો હતો. વૃદ્ધાવસ્થાના એક ભાષણમા તેણે કહ્યું હતું, કે એજ તેના જીવનનુ પહેલુ કામ હતું.

ધીરે ધીરે તે કરતા કઠણ કામનો બોજો તેના ઉપર નાખવામાં આવ્યો, હવે તે બાળવાના લાકડા જગલમાથી એકઠા કરીને લાવતો હતો. જરા ઉમ્મરે પહોચ્યા પછી તેને ગાય બળદ ચરાવવાને મોકલતા હતા. એ સિવાય મેંઢા તથા ઘોડાઓને ખાવાનું પણ તેનેજ આપવુ પડતું હતું. તેમજ તેના પિતાની દુકાનમા જઇને પણ તેને ઘણુ કામ કરવુ પડતુ હતું. ત્યાં તે ચાક અને દોરીથી લાકડાં ઉપર રેખાપાત કરતો, યત્રો તથા હથિયારો ઓળખતા શીખતો, અને વખતસર પિતાની આગળ હાજર રહેતો હતો. તે ધીરે ધીરે સુતારના કામમાં ઘણો હોશિયાર થયો. ગરીબાઇને લીધે ઘણીજ નાની ઉમ્મરથી તેને ઘણા કષ્ટકર કામોમા રોકાઈ રહેવુ પડતું હતું. તેના ગામથી બોસ્ટન શહેર પાંચ ગાઉને છેટે હતું; ત્યાંના બજારમાં તે એક બાળકની સાથે પિચો* વેચવા જતો હતો. અતિશય મહેનતથી તેના સ્વાભાવિક સુદૃઢ શરીરને પણ ઘણું નુકસાન થયું હતું. તેણે લખ્યું છે, કે નાની ઉમ્મરમાં એક વખતે તેને પથ્થરની એક દિવાલ બના-

* એક જાતનું ફળ.

વવાના કામમા એટલો બધો શ્રમ કરવો પડયો હતો કે તેથી તેની તન્દુરસ્તીમા હંમેશને માટે બગાડ થયો હતો.

ગરીબની ઝુંપડીમાજ ઘણું કરીને મહાન પુરુષો અવતાર લેતા જોવામા આવે છે. જગતભરના ઇતિહાસે સર્વદા આ વાતને પુષ્ટિ આપી છે. ગરીબોના હાથેજ સર્વદા જગતમા સામાજિક તથા ધાર્મિક વિપ્લવ થયા છે. જે ઇસુખ્રિસ્તના ચરણમા પૃથ્વીના મોટા મોટા રાજાઓના મસ્તક નમે છે, તે ઇસુખ્રિસ્તને પોતાનુ માથુ મૂકવાનુ પણ સ્થાન નહોતું. જે ખ્રિસ્તીધર્મ આજે પૃથ્વીના સુધરેલા ભાગમા વિસ્તાર પામ્યો છે, તે ધર્મના પહેલા પ્રચારકો નિન્દિત, તિરસ્કારપાત્ર, ઉત્પીડિત અને ગરીબ માછીમારો હતા જે સેન્ટપાલે રોમમા ખ્રિસ્તી ધર્મની વિજયધ્વજા ઉડાવી હતી, તે સામાન્ય તબુઓ બનાવીને પોતાનો ગુજારો કરતો હતો, અને દોરડાના મારથી તેની પીઠ ઉપર સેકડો ચિહ્નો થયેલા હતા. લ્યૂથર, કલવિન, જાર્જફ્રકસ, જૉનનિકલ વગેરે સર્વ મહાન પુરુષો ગરીબનાજ છોકરાઓ હતા. તેમજ નાનક કબીર, તુકારામ, ચૈતન્ય વગેરેમાથી કોઇએ પણ ધનવાનના ઘરમા જન્મ લીધો નહોતો શાક્યસિંહ રાજકુમાર હતો, પણ રાજગાદીને ઠોકર મારી ભિક્ષુક સન્યાસી થઇનેજ તેણે બૌદ્ધધર્મરૂપી મહાન કીર્તિસ્તંભ સ્થાપ્યો છે; આજે અર્ધું જગત તે ભિક્ષુકના ચરણમા નમે છે।

સુધરેલી દુનિયામા સત્ય ધર્મનો પહેલો પ્રચારક થિયોડર પાર્કર પણ ગરીબનોજ પુત્ર હતો. તેથી નાનપણમાં નાના પ્રકારના પરિશ્રમમા તેને સર્વદા મંડયા રહેવુ પડતુ હતું. તે ખેતરમા માટી ખોદતો, મીલ ચલાવતો, ભીત બનાવતો અને ઘાસ કાપીને સૂકવતો હતો. તેના બાપના કારખાનામા તેને સુતારી અને બીજાં નાના પ્રકારના કામમા મંડયા રહેવું પડતું હતું ઘણુંકરીને એક મજુરને જેટલાં કામ કરવાં પડે તે કરતાં પણ તેને દરરોજ ઘણા વધારે કામ પૂરા કરવા પડતાં હતાં.

આ પ્રમાણે શારીરિક પરિશ્રમ કરવા છતા પણ તે વિદ્યા પ્રાપ્ત કરવામા કદી પણ પાછો હઠતો નહોતો. એક મહેનતુ માણસ કરતા તે જેમ વધારે કામ કરતો હતો, તેમજ વિદ્યાભ્યાસમા પણ એક વિદ્યાર્થી કરતા વધારે પરિશ્રમ લેતો હતો. તેનુ એક જીવનચરિત્ર લખનાર લખે છે કે તે એટલો બધો શારીરિક પરિશ્રમ કરતો હતો કે જાણે તેજ એક તેનુ મુખ્ય કામ હોય, વળી તે વિદ્યાભ્યાસ પણ એવા યત્નથી કરતો હતો કે તે વખતે જાણે તેજ તેનુ એક મુખ્ય કાર્ય હોય નહિ ?

પાર્કરે પોતાના બાલ્યકાળની શ્રમશીલતા સબધમા કહ્યુ છે કે, “ મારા સગાવહાલા અને પડોશીઓ ઘણાજ મહેનતુ માણસો હતા. પૃથ્વીપરના એક સર્વ કરતા શ્રમશીલ સમાજ વચ્ચે અમે વસતા હતા. તેથી હુ પરિશ્રમરૂપી અગત્યનો પાઠ શીખવામા નિષ્ફળ થયો નહોતો. આ પ્રમાણે શરીરના સંબધમા જે અભ્યાસ પડી ગયો હતો તે જલદીથી અને સહેલાઇથી મારા મન સાથે પણ ઓતપ્રોત થઈ ગયો. હુ નાની ઉમ્મરથીજ સ્થિરચિત્તથી લાબા વખત સુધી દૃઢ વિચાર કરતા શીખી શકયો હતો. હુ જ્યારે વિચારમગ્ન થતો ત્યારે કોઇ પણ જાતનો બહારનો બનાવ મને ચલિત કરી શકતો ન હતો, અને જ્યારે મારા હાથ નિપુણતાથી કોઇ પણ કામમા મડયા હોય ત્યારે પણ હુ અન્ય વિષય સબધે વિચાર કરી શકતો હતો.”

## પ્રકરણ ૪ થું—બાલ્ય શિક્ષણ.

પાર્કરને આસરે છ વરસની ઉમ્મરે નિશાળે ભણુવા મુકયો હતો. તેના ઘરથી નિશાળ લગભગ અર્ધો કોશ દૂર હતી. પાર્કરે વચમાની એક વેરાન જગ્યાપર ઇંટો ગોઠવીને એક નવો માર્ગ બનાવી તે અંતર

ઘણું ઓછુ કર્યું હતું. બે વર્ષ સુધી કેવળ શિયાળા તથા ઉનાળાની ઋતુમાં તે વિદ્યાલયમાં જતો અને ત્યારપછી આઠથી સોળમા વર્ષ સુધી તો કેવળ શિયાળાના બાર અઠવાડીયાજ નિશાળનો લાભ લઇ શકતો હતો.

એ સમયનો એક બનાવ તેણે આત્મવૃત્તાન્તમા આ પ્રમાણે લખ્યો છે, "હુ જ્યારે બાળક હતો, ત્યારે સ્કૂલમા જતી વેળા એક દ્હાડો એક વૃદ્ધ માણસ આવીને મારી સાથે ચાલવા લાગ્યો, અને તે ઠેઠ અર્ધા ગાઉ સુધી સાથે રહ્યો. એક બુદ્ધિમાન્ બાળક પ્રયત્નથી શુ શુ કરી શકે છે,—મારાથી કેટલુ કામ થઈ શકશે, અને હુ શુ શું કરી શકીશ, તે મને તે સમજાવવા લાગ્યો. તેની વાત મને ઘણીજ પસદ પડી, અને મે ધાર્યું કે "હુ પણ એક **માણસ** થઇ શકીશ." તે વૃદ્ધ પુરુષના આ આકસ્મિક મેળાપને પાર્કર એક અલૌકિક વ્યાપાર તરીકે માનતો હતો.

ઈ. સ. ૧૮૪૪ના તેના રોજનામામા તેણે એક સ્થળે બાલ્યકાળની વિદ્યાલયની પરીક્ષા સબધે લખ્યુ છે, કે "પરીક્ષક કમિટીના કેટલાક મેમ્બરોમાંના એક જૉન્ મરેએ મારા પિતાજીને પુછ્યુ હતું, કે 'આ બાળકે વિલક્ષણ તત્પરતાથી જવાબ આપ્યો છે. તે કોનો છોકરો છે?' મારા પિતાએ કહ્યુ, 'એ મારો સર્વથી નાનો દીકરો છે'. જ્યારે પિતાએ ઘેર આવીને આ વાત કહી ત્યારે મને બહુ આનંદ થયો હતો. મારી પોતાની પ્રખ્યાતિ થવાથી જેટલો આનદ થયો તે કરતા પણ વધારે આનદ પિતાજી સતોષ પામ્યા છે એ જાણવાથી મને થયો હતો."

પાર્કર પ્રશંસાથી આનંદ પામવામા કદી પણ દોષ સમજતો નહોતો. એક દિવસ પોતાના મિત્રોની જોડે વાત કરતા તે બોલ્યો હતો, કે—"આપણી શક્તિ સમજવાને માટે આપણે આપણું પરિમાણ

કાઢવા ઇચ્છીએ છીએ. પકડેલા કામમા કેટલા ફતેહમંદ થયા છીએ તે જાણવા માટે પ્રશંસા આદરણીય છે, પરન્તુ આપણા મનના ભાવની વિશુદ્ધતાની પરીક્ષા એ છે, કે બીજો કોઈ માણસ ઉત્કૃષ્ટ કામને માટે વધારે પ્રશસા મેળવે તેને માટે આપણે આનન્દિત થઇએ છીએ કે નહિ? હાલની પ્રખ્યાતિ કરતા ભવિષ્યની પ્રખ્યાતિની આશા ચઢિયાતી છે, કેમકે મનુષ્ય જાતિનાં જ્ઞાન તથા વિશુદ્ધ બુદ્ધિની આશા આગળથી રાખી શકાય છે."

નિશાળમા એક સ્ત્રીની પાસે તેણે પહેલવહેલી કેળવણી લીધી હતી. એ સમયના એક નાના બનાવ વિષે તેણે લખ્યુ છે, કે "જ્યારે મારી ઉમ્મર સાત વરસની હતી, ત્યારે અમારા ગામની નિશાળમા એક અતિ સુન્દર છોકરી આવી હતી, તેની ઉમ્મર સાત આઠ વરસની હશે. હુ એ છોકરીને જોઇને એટલો બધો મોહિત થઈ ગયો હતો, કે પુસ્તકમા ધ્યાન આપી શકતો નહોતો, અને તેથી પાઠ બરાબર ન થવાથી તિરસ્કારને પાત્ર થતો હતો. મને આવી જાતનો ભાવ પહેલાં કદી પણ થયો નહોતો, અને તે નાનકડી પરી ચાલી ગયા પછી પણ તેવુ થયુ નહોતું. એ છોકરી અમારી નિશાળમા કેવળ એક અઠવાડિયુ રહી હતી. જે દહાડે તે ગઈ તે દિવસે હુ ઘણો રોયો હતો. તે બાલિકા કેવી સુન્દર હતી! જો કે હુ તેની સાથે વાત કરવાની પણ હિમ્મત કરતો નહોતો અને ખેતરમાંના પુષ્પોની ચારે તરફ ભમરાઓ જેમ ઉડતા ફરે છે, તેમ તેની આસપાસ ફર્યા કરતો હતો. મારી ઉમ્મર આઠ વરસની થતા થતામાજ તે છોકરી કાલસમુદ્રમા વિલીન થઇને અદૃશ્ય થઈ ગઈ."

એ પછી એક વર્ષે જૉન્ હેસ્ટિંસ નામનો એક પુરુષ પાર્કરનો શિક્ષક થયો હતો, તેના વખતમાં તે એક દહાડો પોતાના મોટા ભાઇએ બનાવેલી એક રમવાની બંદુક લઇને નિશાળમાં ગયો હતો.

શિક્ષક છોકરાને ભણાવવામા નિમગ્ન હતો એટલામા પાર્કરને બંદુક ફોડવાની પ્રબળ ઇચ્છા થઈ આવી તેથી ગુપ્ત રીતે તેણે તે છોડી અને પટાક લઇને અવાજ થયો. બાળકો ચમકી ઉઠ્યા. શિક્ષક ચારે બાજુએ જોવા લાગ્યો, પણ કશુએ જાણી શક્યો નહિ. પાર્કર તો તે વખતે ધ્યાનપૂર્વક જોડણી ગોખવાનુ ડોળ ઘાલીને બેઠો હતો.

પહેલી વાર ફતેહ મળવાથી તેને બીજી વાર બંદુક ફોડવાનો લોભ ઉત્પન્ન થયો. પણ જેવો તે ફોડવા જાય છે કે તરતજ પકડાઈ ગયો. શિક્ષક ઘણો ગુસ્સે થયો, અને તેણે પાર્કરનો ઘણો તિરસ્કાર કર્યો, આથી પોતાની પ્રિય બંદુક તેને પોતાને હાથેજ અગ્નિમા નાખવી પડી.

નિશાળના બીજા બધા બાળકો તેને ચાહતા હતા, તે તેઓની સાથે નાના પ્રકારની રમત-ગમતમા ભાગ લેતો હતો. વિદ્યાનુરાગી નિશાળીઆ ગણાવા માટે ભારે મો કરીને કેવળ એકાદ પુસ્તક હાથમા લઇને એક ખૂણામા બેસવાની, કોઈ પણ જાતની શરીર મહેનતવાળી રમત-ગમતમા સામેલ ન થવાની, અને તન્દુરસ્તી આપનારી સર્વ પ્રકારની રમત-ગમતમાથી છેટે રહીને શરીરને રોગનુ રહેઠાણ બનાવવાની વિધિઓ પાર્કર જાણતો નહોતો. ઠઠ્ઠા મશ્કરીમા અને બીજાના ચાલવા હાલવાની અને બોલવાની આબેહુબ નકલ કરીને હસવામા તેનો નબર પહેલો હતો. આથી તે તેના બાળક કે પ્રૌઢ સોબતીઓમા ઘણી વખત આનદ રેલાવી મૂકતો હતો.

જ્યારે પાર્કરનુ વય દશ વર્ષનુ થયુ, ત્યારે તેનો શિક્ષક હેસ્ટિંસ કામ છોડીને ચાલ્યો ગયો. તેની જગ્યાએ બ્રાઉન કૉલેજનો એક વિદ્યાર્થી વિલિયમ હોર હોવાઇટ નિમાયો. બે વર્ષ સુધી શીત ઋતુમા તેણે પાર્કરને ઘણી કાળજીપૂર્વક ભણાવ્યો હતો, વિદ્યાલયના અભ્યાસ સિવાય તેણે તેને ગ્રીક અને લૅટિન ભાષા શીખવી હતી. એ હોવાઇટ જવાથી પાર્કરને ઘણી દિલગીરી ઉપજી હતી. પછી જોર્જ ફિસ્ક

નામનો એક વિદ્વાન માણુસ તે જગ્યાએ આવ્યો હતો. આ બે માણુસોના તરફથી બાલ્ય કેળવણીમા જે કઈ ઉપકાર થયા હતા તે પાર્કર કદી પણ ભૂલ્યો ન હતો. તેણે જુવાન અવસ્થામા કૃતજ્ઞતાના ચિહ્ન તરીકે પોતાનુ 'Theism, atheism and popular theology' નામનુ પુસ્તક તેને અર્પણ કર્યું હતુ. હોવાઇટના કુટુબમા ગરિબાઈનું મોટું દુઃખ હતું, પાર્કરે તેને યથાશક્તિ મદદ કરી હતી, અને તે સિવાય તેની કન્યાને શિક્ષણ આપવા માટેનો બધો ખર્ચ કેટલાક વર્ષ સુધી તેણે પૂરો પાડ્યો હતો.

અમે આગળ લખી ગયા છીએ, કે જ્ઞાનપ્રાપ્તિ માટે તે અતિશય પરિશ્રમ કરતો હતો. પ્રતિભા અને પરિશ્રમ બન્ને તેનામા એકત્ર થવાથી બીજા સર્વ કરતા તે શ્રેષ્ઠત્વ મેળવે છે એ નિઃસશય છે. વિદ્યાલયના શ્રેષ્ઠ વિદ્યાર્થી તરીકે તેનો નબર પહેલો ગણાતો અને બીજે નબરે એક છોકરી આવી હતી.

બાલ્યકાલથીજ પુસ્તકો વાચવાની તેને ઘણીજ પ્રબળ ઇચ્છા હતી. ઘરમાથી, શિક્ષક પાસેથી કે ગામના પુસ્તકાલય વગેરે જે કોઇ સ્થળેથી પુસ્તક હાથ આવતું એટલે તે આગ્રહ સાથે વાચવા મડતો.

તેની બાલ્યકેળવણી સબધે તેણે પોતે લખ્યુ છે, કે " આઠ વર્ષની ઉમ્મર થતા પહેલા મે હોમર અને પ્લુટાર્કના ગ્રન્થો વાચ્યા હતા. રસ્કીને લખેલો પ્રાચીન ઇતિહાસ પણ ઘણું કરીને તેજ અરસામા વાચ્યો હતો. દશ વરસની ઉમ્મરમા ઇતિહાસના ઘણા પુસ્તકો વાચ્યા હતા, અને કવિતાના પુસ્તકો તો જેટલા મળતા તે સવ વાચતો હતો. અગિયાર બાર વરસની ઉમ્મરે મે મનોવિજ્ઞાન શીખવાનો આરભ કર્યો હતો. કોઈ ગ્રામ્ય વિદ્યાલયમા કોલવરનનુ લખેલુ બીજગણિતનુ પુસ્તક વીસ દિવસમા હુ સપૂર્ણ રીતે શીખ્યો હતો."

" કોઈ પણ પુસ્તક હુ વાંચુ તે પહેલા મારાં માત-પિતા એક

વાર તે અવશ્ય વાચી જોતા તેમજ મારૂ વાચન પૂરૂં થયા પછી તેઓની આગળ મારે પરીક્ષા આપવી પડતી હતી. જ્યાં સુધી પિતાજી પરીક્ષામાં સંતુષ્ટ ન થાય, ત્યાં સુધી બીજું પુસ્તક હું કદી પણ વાચી શકતો નહિ."

"દશ વરસની ઉમ્મરે હું લૅટિન શીખવા લાગ્યો અને અગિયારમે વરસે ગ્રીકનો આરભ કર્યો. પદાર્થવિદ્યા, જ્યોતિષ, રસાયણ, અને અલકાર પોતાની મેળેજ શીખવાનુ હુ બહુ પસદ કરતો હતો. બારમે વરસે મે એક વખત દુરબીનની મદદ સિવાય બુધ ગ્રહની અર્ધ ચદ્ર જેવી આકૃતિ જોઈ હતી, તે જોઇને હું આશ્ચર્યચકિત થયો હતો. બીજુ કોઈ પણ તે જોઇ શક્યુ ન હતું પિતાજી તે વેળા ઘરમા નહોતા, ને તે ગ્રહ આવા આકારમા દેખાય છે તે વિષે બીજુ કોઈ જાણતું ન હતું, તેથી હુ જ્યારે જ્યોતિષનુ એક પુસ્તક શોધીને વિદ્યાલયના શિક્ષક પાસે ગયો, ત્યારેજ આ બનાવ અને તેનાં કારણ વિષે જાણી શક્યો હતો."

પાર્કરની વાંચવાની ઇચ્છા ઘણીજ પ્રબળ હતી, પરન્તુ તે એક ગરીબનો છોકરો હતો, તેથી ઇચ્છા પ્રમાણેના અને જરૂર જેટલા પુસ્તકો તેને ક્યાથી મળી શકે? પિતાની પાસે એટલુ ધન નહોતું કે તે પુસ્તકો ખરીદી શકે. તેથી પાર્કરે એક ઉપાય શોધ્યો. તેણે જગલમાથી ફૂળો એકત્ર કરી પાચ ગાઉપરના બોસ્ટનમા લઈ જઇને વેચવા માડયા, અને તે રીતે જે પૈસા મળતા તેના પુસ્તકો લેવા લાગ્યો. પાર્કરના મૃત્યુ પહેલા તેના ઘરમાં અગિઆર હજાર પુસ્તકો હતા, જેમાના પહેલા પુસ્તકો આવી રીતે ઘણી મહેનતથી એકઠા થયા હતાં.

વિદ્યાર્થીઓ રાજનીતિ ઉપર ચર્ચા કરે એ વાત આપણા દેશના ઘણાક શીખેલા માણસો બહુજ નાપસદ કરે છે. પણ યૂરોપ અને અમેરિકાની ખરી અવસ્થા તેમણે જાણી હોત તો આ પ્રકારનો ભ્રમ

તેઓના મનમાં કદી પણ સ્થાન પામત નહિ. ઈંગ્લાડ, ફ્રાન્સ કે યુના-ઇટેડસ્ટેટસમાં સર્વત્ર, આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ સર્વ કોઈ રાજનીતિની તકરાર કરે છે. ઇંગ્લાંડમાં ગ્લાડસ્ટન અથવા હાલના પ્રધાન રોસબ-રીએ ગઈ રાત્રિએ મહાસભામા શી શી દરખાસ્ત કરી હતી તેની હજામો પણ હજામત કરતાં કરતા ચર્ચા કરે છે, એવે સ્થળે કૉલે-જમા શિખનારાઓ પોતાની સભામા ઉત્સાહપૂર્વક રાજનૈતિક તર્કમા પ્રવૃત્ત થાય તેમા તો આશ્ચર્યજ શુ ?

પાર્કર બાલ્યકાળથીજ સ્વદેશના રાજનૈતિક બનાવોની ખબર રાખતો, અને નિયમિત રીતે 'bolumbian sentinel' નામનુ વર્તમાન પત્ર વાચતો હતો. એવો કોઈ પણ રાજનૈતિક બનાવ ન હશે કે જે તેને મોઢે ન હોય. રાજકીય વિષયની ચર્ચા તે એવી સુન્દર રીતે કરતો હતો કે ગામના વૃદ્ધ માણસો પણ તે સાભળવા માટે ઘણીક વખત ઇચ્છાપૂર્વક તેની વાતમા ખોડ કાઢીને ચર્ચાને લબાવતા હતા.

આઠ વર્ષની ઉમ્મરમા પાર્કરે કવિતા રચવાનો આરભ કર્યો હતો. “નક્ષત્રમય આકાશ” સબધે તેણે આ ઉમ્મરમા એક કવિતા રચી હતી, અને તે એવી તો મનોહર થઈ હતી કે એ વધારે લાબી થઈ નહિ તેથી તેના શિક્ષકે દિલગીરી જણાવી હતી પાર્કર એક નૈસર્ગિક કવિ હતો. અગર જો તેણે છન્દોબદ્ધ કવિતા તો થોડીજ લખી છે, પણ તેના બધા ભાષણો તથા ગદ્યરચના તેની આશ્ચર્યકારક કવિત્વ શક્તિની સાક્ષી પૂરે છે નાનપણથીજ તેની કલ્પનાશક્તિ ઘણીજ પ્રબળ હતી. તેણે તે સબધે કહ્યુ છે, કે “હુ જ્યારે બાળક હતો, ત્યારે મારૂં પોતાનુ એક જગત હતું, ભાવના સૃષ્ટિ હતી અને તેમા હું આનન્દથી વિહરતો હતો.”

જો કે તેની કલ્પનાશક્તિ પ્રબળ હતી છતાં તે સત્ય પદાર્થ તથા બનાવોથી બેદરકાર નહોતો. પશુ, પક્ષી, કીડા, ભમસ, છોડ, વેલ

વગેરે તેના અવલોકનના ખાસ વિષયો હતા. તેનાથી તે આશ્ચર્ય પામીને ઉદ્યાન, કાનન, દુકાન અને વેપારીઓની વખારમાં જતો હતો. તેણે લખ્યુ છે, કે " મારા ખેતરમા જેટલી જાતની વનસ્પતિ ઉત્પન્ન થતી હતી, તેની મે એક ટીપ તૈયાર કરી હતી, પરન્તુ હુ ઘણાકના નામ મેળવી શક્યો નહોતો તેથી મે પોતેજ તેને નવા નામ આપ્યા હતા. ચૌદ વર્ષની ઉમ્મરે તેણે એક જાતનુ સામાન્ય યત્ર તૈયાર કરીને તેવડે પરીક્ષાપૂર્વક (Brown oxide of manganese) રસાયનિક સયોગ કર્યો હતો.

આપણા દેશમા અદ્ભુત સ્મરણશક્તિવાળા મનુષ્યોનાં ઘણાં દૃષ્ટાન્ત મોજૂદ છે. થિયોડર પાર્કર પણ તેવોજ અદ્ભુત સ્મરણશક્તિવાળો હતો. તેણે લખ્યુ છે, કે " હુ પાચ વર્ષની ઉમ્મરે પાચસો અથવા હજાર લીટીવાળી કવિતા ફક્ત એકવાર વાચીને યાદ રાખી શકતો હતો, એકવાર સાભળેલુ ગાયન મને મોએ થઈ જતું હતું, અને દેવળમા જે ગાયન ગવાતા તે પ્રથમ આચાર્ય વાચી જતો હતો, તે વખતેજ હુ તે સત્રગા સુર સાથે ફરીથી રીતસર ગવાય તે પહેલા શીખી લેતો હતો."

તેને અગ્રેજી ભાષાની એટલી બધી કવિતા મોએ હતી, કે કોઈ સોબતીની સાથે ફરવા જતી વેળા તે એક કલાક સુધી પુસ્તકમા જોયા સિવાય કવિતા ગાઈ શકતો હતો. તે જ્યારે હાર્વર્ડ કૉલેજમા શીખતો હતો, ત્યારે એક દિવસ તેના સોબતીના જોવામા આવ્યુ, કે તે આદમના વારાથી લઇને છેક હાલના કાળ સુધીના ઐતિહાસિક બનાવો અને બીજા વિષયોને લગતું એક મોટુ ચિત્ર ( Chart ) સામે રાખીને મોઢે કરતો હતો '

જ્યારે પાર્કરની ઉમ્મર ૪૦ વર્ષની થઈ હતી, ત્યારે તેણે એક દહાડો એક હાસ્યરસની ૨૪ ચરણની કવિતા મોઢ કઢી સંભળાવી.

આથી એક જણે પુછ્યુ, કે આપે એ ક્યાથી વાંચી છે? ઉત્તરમા તેણે કહ્યું, કે "મે મારા જીવનમા એ કદી પણ વાચી નથી, જ્યારે હુ બાર વર્ષનો હતો ત્યારે મારો ભાઈ મને બોસ્ટનની ચિત્રશાળા જોવા તેડી ગયો હતો, ત્યા એક માણસના મુખથી મે આ ગાયન સાભળ્યુ હતું."

તેની અસાધારણ યાદદાસ્તનુ એક વધુ દૃષ્ટાત આ સ્થળે ટાકીએ છીએ. ડૉક્ટર લાર્ડ નામના એક માણસે એક ભાષણમા ગુલામગીરીને પુષ્ટિ આપવા જતાં કહ્યુ હતું, કે સીદીઓ ઘણાખરા આદમના છોકરા છે, અને હત્યાકારી કેનના વંશથી જન્મેલા છે. માટે એ કલંકના ચિહ્ન તરીકે તેઓના શરીર કાળા થયા છે! પાર્કરના એક મિત્રે એક દહાડો પાર્કરના પુસ્તકાલયમા બેસીને તેને પુછ્યુ, કે "ડૉક્ટર લાર્ડે આ વાત ક્યાથી મેળવી હશે?" પાર્કરે તરતજ કહ્યુ, "ગ્રોસસના લખેલા 'ડિવેરિટેડ' પુસ્તકમાથી" એમ કહીને જે કબાટમા એ ચોપડી પડી હતી ત્યા તે ગયો, પરન્તુ ચોપડી મળી શકી નહિ, ત્યારે તેણે કહ્યુ, કે "એ પુસ્તકના અમુક પાનામા બરાબર એવુજ લખેલુ છે." આથી પેલા મિત્રે પુછ્યુ, "શુ આપે એ પુસ્તક થોડા દિવસ ઉપરજ વાચ્યુ છે?" તેણે ઉત્તર આપ્યો, "નહિ, ઘણા વર્ષ ઉપર મે તે એકવાર વાચ્યુ હતું," તેના મિત્રે પુછ્યુ, "આપે આટલી ચોકસાઈથી ઉત્તર આપ્યો છે તો એ વાતને કોઇ ખાસ બનાવ સાથે સબધ છે શુ?" પાર્કરે કહ્યુ, "નહિ એ પુસ્તકમા જે કઈ છે, તેના એક ભાગ તરીકે જ એ મને યાદ આવે છે." તે પછી પુસ્તક જડયુ, અને જોવામા આવ્યુ કે પાર્કરે જે જગ્યા બતાવી હતી, તેજ સ્થળે તે વાત બરાબર લખેલી હતી.

## પ્રકરણ ૫ મું—શિક્ષકપણું અને ધર્માચાર્ય થવાની પ્રતિજ્ઞા.

થિયોડર પાર્કર પોતાના માતપિતા ઉપર ઘણીજ ભક્તિ રાખતો હતો. તેમના સબંધી વાત કહેવાને તે સર્વદા ચહાતો હતો, અને તેઓના જન્મ તથા મરણના દિવસોએ તે પોતાની નિત્યનોધમા તેમના વિષે ઘણીક વાતો ભક્તિભાવથી લખતો હતો.

તે પોતાના કુટુમ્બના માણસોમાના સર્વનો સ્નેહપાત્ર હતો. એટલુજ નહિ પણ આડોશીપાડોશીઓ તથા ગામના રહેવાસીઓ પણ તેને ચહાતાં હતા, અને તેઓ સકારણ તેના તરફ આકર્ષાતા હતા. જેના ચરિત્રમા મધુરતા હોય છે, તેના તરફ શા માટે લોકો ખેંચાય નહિ ? વળી તે નાનપણથીજ કુદરતી રીતે સુરસિક હતો. ઠઠ્ઠા મશ્કરી કરવાની તેની શક્તિ ઘણીજ ચમત્કારિક હતી, અને તેનામા હસાવવાની કળા પણ એવી અસાધારણ હતી, કે ગમે તેવો દુખી માણસ પણ તેના મસર્ગમા આવતા ઘડીભર પોતાનું દુખ વિસરી જઈ મોટેથી હસ્યાવિના ભાગ્યેજ રહેતો.

પાર્કરનું સરળ અને સ્નેહશીલ હૃદય કેવળ માણસોનેજ ચાહીને તૃપ્તિ મેળવી શકયુ નહોતું તે પોતાના ખેતરના ગાય, ઘોડા વગેરે પશુઓને પણ એટલા બધા ચહાતો હતો, કે અન્ય લોકો માણસને પણ તેટલા ચાહતા ન હોય. આ વિષયમા તેનુ હૃદય સપૂર્ણ રીતે હિન્દુહૃદય હતું. પશુઓનુ તે હિદુઓની પેઠે જતન કરતો હતો, અને તેમની પેઠે તેને વિશ્વાસ હતો કે તેઓ પણ એક અમર આત્માવાળા છે. ખરેખર તે ઈતર પ્રાણીઓના ઉપર એટલો ચાહ રાખતો હતો, કે તેઓ ખરા મોતે મરતા તે પણ એનાથી કદી સહન થઈ શકતું નહોતું. તેણે એક ભાષણમા પશુઓનુ અમરપણું સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે. સત્તર વર્ષની વયે તે લડાઈની વિદ્યા શીખવા પ્રદેશી

વૉલન્ટીયર સૈન્યમા દાખલ થયો હતો, તેના જેવા વીર વંશમા ઉત્પન્ન થયલા પુરુષને એ ખરેખર લાયકજ હતું. તેના પિતામહના વીરત્વનો તેનામાં પૂરેપૂરો સંચાર થયો હતો. વાજબી રીતની લઢાઈમા પાછું હઠવાને તે કદી પણ ચહાતો નહોતો. જે સમયમા ગુલામગીરીના વિરોધી માણસોને સર્વદા પોતાના પ્રાણના બચાવ માટે સાવચેત રહેવુ પડતુ હતું, ત્યારે પણ પાર્કર એક હાથમા બંદુક અને બીજા હાથમા કલમ પકડીને એ અધમ વેપારની વિરુદ્ધ લેખો લખતો હતો. કેટલાક લોકો કહે છે કે તેણે લશ્કરમા લેફ્ટેનન્ટ અને પછી એનસાઇનનું પદ પણ ભોગવ્યુ હતું. પછી કમાવાની ઘણી જરૂર પડવાથી તેણે સત્તરમે વર્ષે નિશાળના શિક્ષકનો ધંધો ગ્રહણ કર્યો હતો. તેણે બે ત્રણ વિદ્યાલયોમા કામ કર્યુ હતુ. તેમાના એક સ્થળની માગણી વખતે તેને ત્યાની વ્યવસ્થાપક-સભાના વૃદ્ધ સભાપતિ સાથે આ પ્રમાણે વાતચીત થઈ હતી—

"તમારૂ નામ શુ?"

"થિયોડર પાર્કર."

"તમારૂ ઘર ક્યા છે?"

"લેકસિંહનમાં."

"જે કપ્તાન પાર્કરે લેકસિંહનમા લડાઇ કરી હતી તેના શું તમે પુત્ર છો?"

"નહિ હું તેનો પૌત્ર છુ."

"શુ? તમે ત્યારે તે કપ્તાન પાર્કરના છોકરાના છોકરા છો કે જેણે લડાઈ કરી હતી."

"હા, સાહેબ."

"ઠીક, ત્યારે હું સમજુ છુ, કે તમે અમારી નિશાળ સારી રીતે ચલાવશો."

બાપનો બાપ લડાઈના કામમા હોશિયાર હતો, તેથી પૌત્ર શિક્ષકના કામને લાયક છે, એવા અપૂર્વ ન્યાયને આધારે સભાપતિએ પાર્કરને ચાકરીએ રાખ્યો હતો ! પોતાના પૂર્વજો મહાન પુરુષો હતા તેટલાવડેજ ઇચ્છિત પદ મેળવનારના દૃષ્ટાંત દુનિયામા ઓછા નથી.

પાર્કર અતિશય કાળજીપૂર્વક કેળવણી આપવા લાગ્યો, અને અવકાશની વેળાએ જ્ઞાનપ્રાપ્તિ માટે યથાયોગ્ય મહેનત કરતો રહ્યો. એક સ્ત્રીએ આવીને તેની પાસેથી ફ્રેન્ચ ભાષા શીખવાની ઇચ્છા દર્શાવી. પાર્કર તે ભાષા જાણતો નહોતો પણ તે કોઈ પણ જાતના હિતકર કાર્યથી દૂર રહેનાર માણસ નહોતો. તેણે પોતે ફ્રેન્ચ ભાષા શીખવાનો આરભ કર્યો, અને જેમ જેમ પોતે શીખતો ગયો તેમ તેમ તે બાઇને પણ શીખવવા લાગ્યો વિદ્યાલયમા તેનો અઠવાડિક પગાર ૨૫ શિલિંગનો—એટલે હાલના ૧૮ાા રૂપીઆ પણ આગળના ભાવ પ્રમાણે સાડાબાર—હતો એ રૂપીઆમાથી પોતાના ખાવાપીવા અને કપડા લતામા જે થોડુ ઘણુ ખર્ચ થતુ તે અને જે કઈ બાકી વધતું તેમાથી થોડી કિંમતના જૂના પુસ્તકો વેચાતા લેતો, અને બચત રકમનો એક અગત્યના કાર્ય માટે સંગ્રહ કરતો હતો. તે જ્યારે ઘરમા રહેતો હતો, ત્યારે ખેતીનુ હળ ચલાવવા વગેરેનુ જે કામ કરતો હતો તે હમણા થઈ શકતું નહિ, તેથી માબાપને ઘણુંજ કષ્ટ પડે છે એમ વિચારી પાર્કરે તે દુઃખ દૂર કરવા પોતાની જગ્યાપર એક માણસને નોકર રાખ્યો અને તેનો પગાર તે નિયમસર મોકલવા લાગ્યો.

આ વખતે પાર્કરના મનમા એક મોટો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. તેનુ તે પોતાના જીવન ચરિત્રમા સુન્દરરૂપે વર્ણન કરે છે, કે "મારા પ્રાથમિક શિક્ષણની ઉન્નતિ સુદર રીતે થયાથી કયો ધધો પકડીને મારે જીવન ગાળવુ, તેનો નિર્ણય કરવો જોઇએ એમ મને લાગ્યું. હું જ્યા રહેતો હતો, તેની ચારે બાજુએ ઘણા ક્ષમતાવાળા ધર્મયાજકો

રહેતા હતા તેમાંના કેટલાક ઘણાજ વિદ્વાન અને ઘણાક નિષ્કલ કચરિત્ર, સહૃદય, અને ભક્તિમાન પુરુષો હતા. પરતુ મારૂ આકર્ષણ કરી શકે એવો કોઈ પણ ધર્માચારી મે તેઓમા જોયો નહિ. રવિવારની સામાજિક ઉપાસનાની સુપરિજ્ઞાત શુ'કતા, ભાષણોની અસારતા તથા હીનતા, ઐહિક તથા અભ્રાન્ત ધર્મશાસ્ત્રના શાસનમા પ્રચલિત અસ્વાભાવિક અને અનિશ્ચિત મતો, ભાવરહિત જાહેર પ્રાર્થના અને તેનુ તેવુજ ફલ સ્વરૂપ તથા ઉપાસના કરનાર માણસની બેદરકારી વગેરે વિષયો, જુવાનીઆઓને ધર્મોપદેશકનો ધધો ગ્રહણ કરતા દૂર રાખે છે. જો કે અમેરિકાના પાદરીઓ પોતાને જ્ઞાન, નીતિ અને ધર્મોન્નતિના વિષયોમા શ્રેષ્ઠ જણાવવાનો પ્રયત્ન કરે છે ખરા, પરન્તુ શ્રેષ્ઠતાના બાહ્યાડબર સિવાય તેઓમા બીજુ કશુ પણ નથી. હુ જયારે નાનો હતો, ત્યારે એક દિવસે એક કામદારે મને કહ્યુ, "તમે શુ નથી ધારતા કે આપણો પાદરી પોતાના સાભળનારાઓને તેઓના ખરેખરા દોષો હિમ્મતથી કહી શકતો નથી?" મેં ઉત્તર આપ્યો, "હુ પણ તેમજ ધારૂ છુ." તે માણસે કહ્યુ, "ઠીક, ત્યારે તમે તેવુ કહેવાનો આરભ કરો જોઇએ." અમેરિકાના પાદરીઓમાથી હુ કેવળ ડાકટર ચાનિંગનેજ એક મહાન પુરુષ તરીકે જાણતો હતો.

"હુ પાદરીનુ કામ અખત્યાર ન કરૂ તે માટે મારા સઘળા બંધુજનો મને સલાહ આપવા લાગ્યા. તે મિત્રે કહ્યુ કે, એક પાદરીના ધંધામાં વધારે કામ કરવાનો લાગ નથી. પણ હુ ધારતો હતો કે કર્ત્તવ્ય બજાવવાનો એ એક ધોરી રસ્તો છે."

"કાયદાના અભ્યાસ તરફ ઘણાકોનુ ખેચાણ હતું. ધધાદારીઓમાંના ઘણાક પ્રસિદ્ધ માણસો હતા, તેઓએ રાજકીય પ્રકરણમાં તથા ન્યાયખાતામાં ધીરે ધીરે ઉન્નતિ મેળવી હતી, અને પાદરીઓના કરતાં તેઓને સ્વતંત્રતા પણ વધારે છે એવું જણાતું હતું. કેટલાક

કાળ સુધી મારા મનમાં તર્કવિતર્ક થવા લાગ્યા. વકીલના ધંધા તરફ મારૂ મન જરા ખેચાયુ પણ ખરૂં, અને હુ કાયદાનુ પ્રાથમિક શિક્ષણ લેવા લાગ્યો; પરન્તુ મને તે ધધામા વધારે વિપદ છે એવી તરતજ ખાતરી થઈ. કોઈ મુકરદમો ખોટો છે એવુ જાણ્યા છતા તેના સમર્થન માટે જાણી જોઇને જડ્જ અને જુરરોને ગેરવાજબી સિદ્ધાન્ત પર લાવવાનો પ્રયત્ન કરવા માટે હુ મારા મનને તૈયાર કરી શક્યો નહિ. જોકે થોડા કાળ સુધી મારૂ મન દોલાયમાન થયુ હતું, તથાપિ વસ્તુસ્થિતિથી માહિતગાર થતાજ જે પાદરીના ધધા ઉપર મારો પહેલો ચાહ હતો, તે તરફ હુ પાછો વળ્યો, કારણ કે મારી ખાતરી થઇ હતી, કે એમા કોઈ પણ જાતની પ્રતારણા એટલે કે છળ નથી.

"તે વેળાએ મે મને પોતાને આ ત્રણ સવાલો પુછ્યા હતા — ૧. ખ્રિસ્તીધર્મસમાજ અથવા કોઇ પણ ખાસ સંપ્રદાયના મતથી આધળો ન થતા અનન્તકાળ પર્યંતના સ્થાયી સત્યની શોધ કરી શકીશ કે નહિ ? અને લોકો તરફથી અણગમો તથા ધિક્કાર પામ્યા છતા તું જે સત્ય શીખીશ તે તેમને કહી શકીશ કે નહિ ? મારા અતર પ્રદેશમાંથી જવાબ મળ્યો, "કરી શકીશ." અદૂરદર્શી જુવાનો પોતાના ઉપર હદ કરતા પણ વધારે વિશ્વાસ હમેશાજ રાખતા હોય છે !"

૨. "ધર્મ સબધી કે રાજકીય અથવા સામાજિક કોઈ પણ જાતના નિયમ તથા રૂઢિથી આધળો ન બનતા તું અનન્તકાળસ્થાયી ન્યાયનો માર્ગ પકડી શકીશ કે નહિ, અને તું ઘણો અપ્રિય થવા છતા પણ લોકો સમક્ષ તે અનન્ત સ્થાયી ન્યાયને જાહેર રીતે કહેવાનો તથા તેને તેમના વ્યક્તિગત તથા સામાજિક જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરી શકીશ કે નહિ ? ફરીથી જવાબ મળ્યો—હા, કરી શકીશ."

૩. તું જ્ઞાન અને વિવેકને લગતાં જે સત્યો મુખદ્વારા ફેલાવશે, તેની તારા ચરિત્રની હીનતાથી અવગણના તો નહિ કરાવે ? આ

વખતે મને સન્દેહ થયો પણ આખરે જવાબ આપ્યો કે ગમે તે થાઓ પણ હું તેમ નહિ થવા માટે યત્ન કરી શકીશ, તે વેળાએ આ ત્રણ પ્રશ્ન અને તેના જવાબમા કેવુ રહસ્ય સમાયલુ હતુ તે વિષે હુ ઘણું કરીને કઇ પણ જાણુતો નહોતો, પણ હવે હુ તે સમજી શકયો છુ. મે પ્રતિજ્ઞા કરી કે હુ ધર્માચાર્યનુ વ્રત પકડીશ, અને માણુસની ઉચ્ચતમ શકિતની ખીલવણી માટે યત્ન કરીશ

## પ્રકરણ ૬ ઠું—શિક્ષકપણું અને કૉલેજમાં પ્રવેશ.

જયારે પાર્કરની ઉમ્મર વીસ વરસની થઈ (એટલે ઇ. સ. ૧૮૩૦ ની શરદ્ઋતુમા), ત્યારે તે એક દહાડો સવારમા કુટુમ્બના કોઇ પણ માણુસને જણાવ્યા સિવાય કયાય જતો રહ્યો ધીરે ધીરે મધ્યાહ્ન થયા, સાજ પડી, રાત્રિ થઈ તથાપિ તેનો પત્તોજ નહોતો. માતપિતા અને ઘરના બીજાં સર્વ ઘણાજ ચિન્તાતુર થયા રાત્રિએ દશ વાગે તે ઘરમા આવ્યો, અને પિતાના બિછાના પાસે જઇને બોલ્યો, "પિતાજી, મે હાર્વર્ડ કૉલેજમા પ્રવેશ કર્યો છે." વૃદ્ધ પિતા તે સાભળીને આશ્ચર્યચકિત થઇ બોલ્યો, "થિયોડર ! આ શુ ? તું જાણે છે કે હુ તારો ત્યાનો ખર્ચ પૂરો કરી શકીશ નહિ." પાર્કરે કહ્યું, "પિતાજી, તે હુ સારી પેઠ જાણુ છુ, અને તેટલા માટે મે નક્કી કર્યુ છે, કે કોઇને શીખવીને અથવા સ્કૂલ ઉઘાડીને જરૂરના પૈસા એકઠા કરવા."

પાર્કરે નિશ્ચય કર્યો હતો, કે વિદ્યાલયમા શીખવતા જે વખત બાકી રહેશે, તેમા કૉલેજની પરીક્ષા માટેની તૈયારી કરી શકીશ. તે હમણા એક વર્ષથી ઘરમા રહીને પિતાના ખેતરમાં ખેતીવાડીનું કામ કરતો હતો અને તે પછી જે વખત મળતો હતો તેમાં કૉલેજની

પરીક્ષાને ઉપયોગી અભ્યાસમા તે લાગેલો રહેતો હતો. તેણે એવી રીતે એટલી પ્રગતિ કરી હતી કે બીજા વિદ્યાર્થીઓ જેને અધ્યયન સિવાય બીજુ કશુ પણ કામ કરવાનુ નથી, તેઓમાંથી પણ કોઈ તેટલી પ્રગતિ કરી શક્યા ન હતા.

ઈ. સ. ૧૮૩૧ મા થિયોડર પાર્કર પોતાનુ ગામ છોડીને બોસ્ટન શહેરની એક સ્કૂલમા સામાન્ય પગારથી શિક્ષક તરીકે નિયુક્ત થયો. આ વિદ્યાલયમા તે લૅટિન, ગ્રીક, ફ્રેન્ચ અને સ્પૅનિશ ભાષા તથા ગણિત અને દર્શનશાસ્ત્ર શીખવતો હતો

એ વખતમા અતિશય મહેનત કરવાથી તેની તન્દુરસ્તીને હરકત પહોચવા લાગી. તે વિદ્યાલયમા મે મહિનાથી સપ્ટેમ્બર સુધી દિવસમા ૭–૭ કલાક અને બાકીના કેટલાક મહિનામા ૬–૬ કલાક સુધી શીખવવાના કામમા મડ્યો રહેતો હતો, અને તે સિવાય દરરોજ દશ અથવા બાર કલાક પોતાના જ્ઞાનમા વૃદ્ધિ કરવા પાછળ કાઢતો હતો. તેને રાતના ઘણોખરો વખત ઉજાગરો કરીને અભ્યાસ કરવો પડતો હતો ઘર છોડતી વેળા તેનુ શરીર એક વીર જેવુ બળવાન તથા તન્દુરસ્ત હતું. પરન્તુ આવી રીતની હદ ઉપરાતની મહેનત કર્યાથી તન્દુરસ્તી તથા બળ કેટલા દહાડા ટકી શકે ? ત્રણ મહિનામા તો તેના શરીરનુ વજન અઠ્ઠાવીસ રતલ ઓછુ થઈ ગયુ. તે કેવળ પોતાના શરીર ઉપરજ જુલમ કરતો હતો એમ ન હતુ પણ મગજ ઉપરે તેટલોજ અત્યાચાર કરતો હતો ! જે પાર્કર ઘરમા રહેતી વખતે પિતા, માતા, ભાઈ, બ્હેન, પાડોશી અને ગામના રહેવાસીઓનો આન્તરિક સ્નેહ ભોગવતો હતો; તે અહી અભ્યાસમા હરકત નડે એવુ ધારીને કોઇની સાથે પણ મિત્રતા કરવાથી દૂર રહેતો હતો. કોઇ પણ માણસને મળવા જતો નહોતો, અને કોઈ પણ જાતની રમત–ગમતમા પણ સામેલ થતો નહોતો.

અનારોગ્ય સાથે તેના ચિત્તની કુદરતી પ્રસન્નતા પણ ઘણી ખરી ઓછી થઇ ગઇ હતી. પાર્કરે જોયુ કે આવી રીતે પોતાની ધારેલી ઇચ્છા પૂર્ણ થવી મુશ્કેલ છે. તેથી તે બોસ્ટનનો ત્યાગ કરીને વાટર-ટાઉનમા આવી રહ્યો.

વાટરટાઉનમા તેનો એક સગો રહેતો હતો. તેની મલાહથી તેણે ત્યા એક સ્કૂલ કાઢી. સ્કૂલની વાત ઘણી ચમત્કારિક હતી સ્કૂલનો નોકર, દરવાન અને શિક્ષક તે પોતે થયો હતો ' નાનપણમા સુતારનુ કામ શીખ્યો હતો, તેથી સ્કૂલના જરૂરના બધા કામો તેણે પોતેજ કર્યા હતા. તેમજ તે પોતે સાવરણી લઇને ઘરનુ વાસીદુ કાઢતો હતો અને પોતાને હાથેજ બાંકડા ઉપરની ધૂળ પણ લુછતો હતો

આરભમા બે છોકરા નિશાળે ભણવા આવ્યા, ફી તો તેમાનો એકજ છોકરો આપતો હતો. છેવટે શિક્ષકના ગુણથી ધીરે ધીરે છોકરાની સખ્યા વધવા માડી, અને તે બે ઉપરથી વધીને ૫૪ ની થઈ, પરન્તુ તેમાંના ઘણાક ગરીબ હતા અને તેથી પગાર આપવાને અશક્ત હતા, છતા પાર્કરનુ સુદર હૃદય તેવા ગરીબ છોકરાને મદદ કરવાને સર્વદા તૈયારજ હતું

એ વખતે વિદ્યાલયમા એક વિશેષ બનાવ બન્યો. પાર્કરે એક સીદીની છોકરીને પોતાની નિશાળમા ભણાવવા દાખલ કરી. આથી જે અમેરિકન ગોરા લોકો પોતાના છોકરાને શાળામા મોકલતા હતા, તેઓના ક્રોધની હદ રહી નહિ. ગોરાની જોડે કાળા રગના છોકરા એકત્ર બેસીને વિદ્યા શીખે એ અપમાન શુ તેઓ સહન કરી શકે? કાળા થઇને જગતમા ઉત્પન્ન થવુ, એ કેવા દુર્ભાગ્યની વાત' પાર્કર આથી વિપદમા આવી પડયો. વિદ્યાલય ઉપર તેની સર્વ આશા આધાર રાખતી હતી; તેથી તે છોકરીને વિદ્યાલયમાથી કાઢી મૂક્યા સિવાય છુટકો ન હતો. આખરે લાચારીથી તેને તેમ કરવુ પડયુ.

પાર્કરનું સુકોમળ ઉદાર હૃદય આ કૃત્ય માટે હમેશા વ્યથિત રહેતું હતું. તે મિત્રો પાસે ઘણીક વખત એને માટે અનુતાપ જાહેર કરતો હતો પરન્તુ તેના જીવન ચરિત્ર લખનારાઓમાના કોઈ પણ તેને એ કામ માટે અપરાધી ગણતા નથી. તેઓ કહે છે કે તે વેળાએ નિગ્રો-સીદી જાતિ પ્રત્યેના કર્તવ્ય સબંધમાં પાર્કરનુ જ્ઞાન પરિસ્ફુટ થયુ નહોતુ, અને ખાસ કરીને તે વિદ્યાલયના કાયમપણા ઉપરજ તેના જીવનની મુખ્ય આશા આધાર રાખતી હતી. આવા સજોગો વચ્ચે તે છોકરીને સ્કૂલમાથી કાઢી મૂકવા માટે તેને દોષ દેવો કોઇ પણ રીતે વાજબી નથી

એવા પુષ્કળ શિક્ષકો છે, કે જેઓનાથી તેમના નિશાળીઆઓ સિહ કે વાઘની પેઠે ડરતા રહે છે, ને શિક્ષકનુ મો જોવાથીજ તેમનુ અર્ધુ લોહી સૂકાઈ જાય છે. પાર્કર તે જાતનો શિક્ષક નહોતો. બાળકો તેનાથી બ્હીતા નહોતા, પણ તેને ચહાતા હતા, અને તે છતા નિશાળનો બદોબસ્ત જળવાઈ રહેતો હતો જે મેહેતાજી નેતરની મદદ સિવાય છોકરાને વશ કરવાને અશક્તિમાન હોય છે તે શિક્ષકના પવિત્ર ધધાને અયોગ્ય છે પાર્કર છોકરાને સ્નેહના બધનથીજ એવો બાધતો હતો કે તેઓ સર્વદા આનન્દપૂર્વક તેની ઇચ્છા પ્રમાણે કામમા મડ્યા રહેતા હતા. તે બાળકોની સાથે બાળક બનતો હતો, અને તેમની પેઠ તેઓની સાથે રમત-ગમતમા ભાગ લેતો હતો. તેણે આખા બે વરસમા માત્ર એક બે વારજ કોઇનો પણ તિરસ્કાર કર્યો હશે

તેની શિક્ષણ પદ્ધતિ ઘણીજ સુન્દર હતી. વિદ્યાર્થીઓના હૃદયમા સ્વાભાવિક રીતે રહેલા આસ્થા અને ભક્તિ પરમેશ્વર પ્રત્યે ચોટવા પામે તે માટે તે વિવિધ પ્રકારે યત્ન કરતો હતો. શિક્ષણ કામને તે વિદ્યાલયની ચાર દિવાલની અન્દરજ બધાયલુ રાખતો નહોતો, પરન્તુ વખતો વખત વિદ્યાર્થીઓને લઇને જગલોમા ફરતો

હતો, અને વનસ્પતિ વિદ્યા, ભૂસ્તર વિદ્યા વગેરે વિવિધ વિષયો સબંધે ત્યાં પ્રત્યક્ષ સમજાવતો હતો.

હવે વિદ્યાલય બધ કરીને કૉલેજમા નિયમિત વિદ્યાર્થીની પક્તિમાં સામેલ થવાનો તેનો વખત આવી પહોચ્યો. આ વાત જાણવામાં આવતાજ તેને વિદાયગીરીની ભેટ આપવા માટે સ્કૂલના સઘળા વિદ્યાર્થીઓએ યથાસાધ્ય ફડ એકત્ર કરીને એક રૂપાનુ પાત્ર વેચાતુ લીધુ. પરન્તુ આ સઘળુ એટલુ તો ગુપ્ત રાખવામા આવ્યુ હતું કે પાર્કર તેમાનુ કશુ પણ જાણતો નહોતો. સ્કૂલ બધ થવાને દિવસે છોકરા ટોળાબધ થઈને તેની પાસે આવ્યા વિદ્યાલયના એક બીજા શિક્ષકે તેમના પ્રતિનિધિ તરીકે એક માનપત્ર વાચીને તેને રૂપાનુ પાત્ર ભેટ આપ્યુ બાળકો ચારે બાજુએ ઉભા રહીને રોવા લાગ્યા. નહિ ધારેલી બાળકોની સ્નેહભરી ભેટ તથા તેમનુ રોવુ જોઈને પાર્કરનુ હૃદય ભરાઇ આવ્યુ, તે આખમાથી આસુ રોકી શક્યો નહિ. તરતજ એકાન્તમા જઈને રોવા લાગ્યો તે દિવસથી વાટરટાઉનનુ વિદ્યાલય બધ થયુ ।

વાટરટાઉનમા રહેતી વખતે પાર્કર ત્યાના યુનિટેરિયન ધર્માલયના આચાર્ય ફ્રાન્સિસને ઘેર સર્વદા જતો હતો પાદરીનુ એક સુન્દર પુસ્તકાલય હતુ, તેથી ત્યા ગ્રન્થ વાચવાની તેને વિશેષ સગવડ મળતી હતી વળી ફ્રાન્સિસ ઘણોજ વિદ્વાન માણસ હતો, તેથી તેની પાસેથી પણ પાર્કરને જ્ઞાનાર્જનમા ઘણી મદદ મળતી હતી.

પાર્કર એ સમયે દરરોજ રાત્રે ૨ વાગતા સુધી જાગતો રહીને ગ્રન્થ વાચતો હતો. સવારમા પણ તેના પરિશ્રમની હદ નહોતી. વિદ્યાલયનુ કામ અને પોતાના જ્ઞાનમા વૃદ્ધિ કરવાના પ્રયત્ન સિવાય તે બીજા હિતકારક કામમા પણ લાગેલો રહેતો હતો. તે ત્યાની રવિવારની નિશાળનો વ્યવસ્થાપક હતો, અને આજ વેળાએ તેણે

યાહુદી જાતિના ઇતિહાસનુ એક પુસ્તક રચ્યુ હતું. વાટરટાઉનમાં રહેતી વેળા તે કુમારી લિડિયા કાબેટની સાથે મિત્રતાથી બંધાયો હતો, અને તે પાછળથી ગાઢ સબંધમા આવી હતી, તે હકીકત વાચનાર આગળ જોઇ શકશે.

## પ્રકરણ ૭ મું—ઉપાધિલાભ, ભાષાશિક્ષા અને ધર્મમત.

ગરીબાઇને લીધે પાર્કર આટલા દિવસ સુધી કૉલેજમા નિયમિત વિદ્યાર્થીની પંક્તિમા સામેલ થઇ શકયો નહોતો. પહેલા તે કેટલાક દિવસ સુધી ઘર આગળ માબાપ પાસે રહેતો હતો અને ત્યા ખેતીવાડીનુ કામ કરતો, તે સાથે અધ્યયનમા પણ મંડયો રહેતો, અને પરીક્ષાનો વખત આવતા તેમા પાસ થતો હતો. બોસ્ટન તથા વાટરટાઉનમા રહેતી વેળાએ પણ તે એમજ કરતો હતો.

આવી રીતે તે પરીક્ષાઓમા ફતેમંદ થયો પણ કૉલેજની કેટલાક વર્ષની ફી ભરવા અસમર્થ હોવાથી તેને પહેલા વિશ્વવિદ્યાલયની ઉપાધિ આપવામા આવી નહોતી ચાર વર્ષ પછી તેના મિત્ર ફ્રાન્સિસના પ્રયત્નથી એવુ નક્કી થયુ, કે જો પાર્કર ચાર વર્ષની ફીના બધા પૈસા ભરે તો તેને બી. એ ની ઉપાધિ આપવામા આવશે. પરન્તુ તે વેળાએ પણ તેની અવસ્થા ઘણી ખરાબ હતી. પૈસા આપવા અસમર્થ હોવાથી તે ઉપાધિ મેળવી શકયો નહિ અન્તે ઇ. સ ૧૮૪૦ મા કૉલેજના ઉપરીઓના મનમા આવ્યુ, કે પાર્કરના જેવા ખરેખરા લાયક વિદ્યાર્થીને ગરીબાઇને લીધે ઉપાધિથી દૂર રાખવો એ વિશ્વવિદ્યાલયને એક કલંક સમાન છે. તેથી તેઓએ પૈસા ન લેતા તેને એમ. એ. ની ઉપાધિ (ડીગ્રી) આપી. પાર્કર જે કંઈ

કમાતો હતો તેમાથી પોતાના ખાવા-પીવાનો ખર્ચ કાઢીને ઘણી મુશ્કેલીથી કંઇક બચાવી માબાપને મદદ માટે તે થોડું થોડુ મોકલતો હતો. તેણે ધાર્યું હોત તો તે રૂપીઆ આપીને ઘણા દિવસ પહેલા ઉપાધિ મેળવી શકત, પરન્તુ સન્માનની ઇચ્છા કરતા માબાપ પ્રત્યેની ભક્તિ તેનામા પ્રબલતર હતી, તેથી તે જલદીથી ઉપાધિ મેળવી શક્યો નહોતો. ખરેખર તેનુ સામ્યપ્રિય હૃદય, ઉપાધિજનિત સન્માન પ્રત્યે સર્વદા ઉદાસીન હતું

ગરીબ વિદ્યાર્થીઓને મદદ આપવા માટે કેટલાક દયાળુ માણસોએ એક ફંડ ઉભુ કર્યું હતું. પાર્કરે તેઓને અરજ કર્યાથી તેમાથી કઇક મદદ મળવા લાગી પરન્તુ તેટલાથી બધો ખર્ચ નીભતો નહોતો. તેથી તે કેટલાક છોકરાને શિક્ષણ આપીને થોડુ ઘણું મેળવી લેતો હતો.

ધર્માચાર્ય વ્રત સ્વીકારવુ એજ પાર્કરનો મુખ્ય ઉદ્દેશ હોવાથી તે તેને ઉપયોગી કેળવણી મેળવવા માટે ડિવિનિટી કૉલેજ (Divinity College) મા અભ્યાસ કરવા લાગ્યો વાદવિવાદ તથા ભાષણ કરતા શીખવા માટેની કૉલેજમા જે સભા (ડિબેટીંગ સોસાયટી) હતી, તેમા પાર્કરની બુદ્ધિ પ્રકાશવા લાગી પાર્કર જેના ભાષણનો જવાબ આપવાનુ ધારતો હતો, તેનુ ભાષણ સાભળતા સાભળતા જેટલી દલીલો સ્ફુરતી તેટલી ગાઠ તરતજ પોતાના હાથમાના રૂમાલની એક પછી એક બાધતો જતો એવી રીતે જેટલી ગાઠો થતી તે જવાબ આપતી વેળાએ જોતો એટલે દરેક ગાઠપરથી દલીલ કરવા યોગ્ય પ્રત્યેક વાતનુ સ્મરણ થઇ આવતું.

તે થોડાજ વખતના અભ્યાસ પછી વિવિધ ભાષાના એટલા બધા પુસ્તકો વાચવા લાગ્યો, કે તેના જોડીદારો તે જોઇને આશ્ચર્ય પામવા લાગ્યા. અગ્રેજ છોકરીઓ જેમ નવલકથાઓ મોટા આગ્રહ

સાથે વાંચે છે, તેમ પાર્કર ગ્રીક અને લૅટિન ભાષામાં લખેલા કઠણ અને મોટા મોટા જૂના ગ્રન્થો પ્રેમપૂર્વક વાચતો હતો. એ મહિનામાં તેણે અંગ્રેજી, જર્મન, ગ્રીક, લૅટિન, અને ડેનિશ ભાષાના જ્ઞાનગર્ભ ૬૫ ગ્રન્થો વાચી નાખ્યા હતા

ભાષા શીખવાની શક્તિ તેનામા અસાધારણ હતી. તેને સર્વ મળીને ૨૫ ભાષાઓ, તે દરેક ભાષાના જૂના અને નવા સાહિત્યના ઉત્તમ જ્ઞાન સાથે પરિચિત હતી એ સબધમા તે એક આશ્ચર્યકારક વાત કહેતો હતો. તેનો પૂર્વજ ટામસ પાર્કર ધર્મયાજક હતો. એક વેળાએ તેના સોબતી ધર્મયાજકોએ ધાર્યું, કે તેનો એક મત ચાલતા ધર્મની વિરુદ્ધ છે તેના એ અપરાધ માટે તેઓએ તેનો તિરસ્કાર કરવાના ઉદ્દેશથી એક સભા બોલાવી તેમા જે વધારે વિદ્યા દર્શાવી શકે તેનો જય થવાનો હતો હાજર રહેલા ધર્માધિકારીઓએ તેના વિરુદ્ધ મત માટે તેનો તિરસ્કાર કર્યા પછી તેણે લૅટિન ભાષામા તેનો જવાબ આપ્યો તેના વિપક્ષીઓ પણ લૅટિન ભાષામા કુશળ હતા. તેથી ટામસ પાર્કરે બીજી વખત ગ્રીક ભાષામા ઉત્તર આપ્યો. ધર્મયાજકો તે ભાષામા પણ બોલ્યા ત્યારે તેણે હિબ્રુ ભાષામા જવાબ આપ્યો, પરન્તુ તેના શત્રુઓ પણ હિબ્રુ જાણતા નીકળ્યા, તેથી તેઓનો પરાજય કરવા આ વખતે તેણે આરબી ભાષામા બોલવા માડ્યુ હવે પાદરીઓ કઈ પણ બોલી શક્યા નહિ. ત્યારે ટામસ પાર્કરે અભિમાનની સાથે તેઓને કહ્યુ કે "તમે પહેલા વર્ણપરિચયના પુસ્તકો વાચો, અને ત્યારપછી મને શાસન કરવા આવો" થિયોડર પાર્કરે તો તેના આ પૂર્વ પુરૂષ ટામસ પાર્કરને પણ ભાષાજ્ઞાનમા પાછળ નાખ્યો હતો

ધર્મયાજકનો ધધો સ્વીકારવા પહેલા પાર્કરના ધર્માચારે ધીરે ધીરે પરિવર્તન પામીને કેવો આકાર ધારણ કર્યો હતો, તે સબધે તેણે

પોતાના ચરિત્રમાં આ પ્રમાણે લખ્યુ છેઃ—

હુ અતિશય કાળજીપૂર્વક બાઇબિલ વાચતો હતો. પહેલા મને જાણવાની ઇચ્છા થઈ કે, બાઇબલ એ શુ છે ? એ શુ કેટલાંક પુસ્તકોનો એકત્ર સારસગ્રહ છે ? બીજું એ જાણવાની ઇચ્છા થઇ કે બાઇબિલનુ તાત્પર્ય શુ છે ? એમા કયા કયા હેતુ રહેલા છે. એ જાણવા મે મૂળ બાઇબલ ગ્રન્થ ( હિબ્રુ અને ગ્રીક ભાષામા લખેલો ) વિચારપૂર્વક વાચ્યો, અને અત્યન્ત જરૂરના ભાગોને લગતાં પ્રાચીન કાળના અને ચાલુ પુસ્તકો પણ વાચ્યા. અર્થાત્ કાળે કરીને બાઇબિલમા ઠેકઠેકાણે ફેરફાર થવાનો સભવ હતો તેથી મૂળમા તેને ઠેકાણે કેવો પાઠ હતો તેનુ અવલોકન કર્યું હતું

મે પ્રાચીન કાળના યાહુદી તથા ખ્રિસ્ત ધર્મયાજકો બાઇબિલના નવા અને જૂના કરારોની (old and new testaments.) જે જે વ્યાખ્યાઓ કરી ગયા છે તે સઘળી વાચી અને તે સિવાય જર્મન વિદ્વાનોએ એ પુસ્તક ઉપર જે જે ચર્ચા તથા સ્પષ્ટીકરણ કર્યા હતા તેનુ પણ અધ્યયન કર્યું હુ જલદીથી સમજી શક્યો, કે બાઇબિલ કેવળ કેટલાક અસબદ્ધ પુસ્તકોનો એકત્ર સમાવેશ માત્ર છે, એમાંના ઘણાખરા પુસ્તકોમા ગ્રન્થકારના નામ નથી, અથવા જેઓના નામ છે, તેઓ ખરેખરા ગ્રન્થકાર છે કે નહિ એ વિષે સન્દેહ છે એ સિવાય એ પુસ્તકો કયા સમયમા અને કેવી રીતે એકત્ર થયા તે કોઈ જાણતું પણ નથી કેમકે કયુ પ્રાચીન પુસ્તક લેવામા આવ્યુ છે અને કયુ ત્યાગવામા આવ્યુ છે તે સમજાતુ નથી. પુસ્તકમાના જૂદા જૂદા ભાગોના મતમા પણ સરખાપણુ નથી બાઇબિલના જુના કરારનો મત અમુક પ્રકારનો છે, ત્યારે નવાનો બરાબર તેની વિરૂદ્ધ જતો જોવામા આવે છે. નવા બાઇબલમા પણ દરેક લખનારની રચના, પ્રણાલિ, ભાવ અને ધર્મમત જોતા તેમા તેઓનુ જૂદાપણું તથા સ્વતત્રતા નજરે પડે

છે. અને તેમાએ મત-સબધમા તો બે જણાએ સંપૂર્ણ રીતે એક વિચારના નથી.

"પ્રત્યાદેશ સબધી મતનો જલદીથી ફેસલો થયો. મારી ખાત્રી થઇ છે, કે પરમેશ્વર જડ અને ચેતનમાં ઓતપ્રોત રહીને કામ કરે છે. તેથી દરેક માણસ પોતાની શક્તિ તથા પરિચાલનના પરિણામ પ્રમાણે પ્રેરાય છે. સત્યલાભથી બુદ્ધિવિષયના અનુપ્રાણનની અને ન્યાયથી નીતિના અનુપ્રાણનની પરીક્ષા થાય છે. લોકો જે રીતે બાઇબલને ઇશ્વિરના શબ્દ તરીકે કહે છે, તે રીતે હુ તેને માની શકતો નથી. અલબત સાધારણ રીતે તેમા જેટલુ સત્ય અને વાજબી છે, તેટલાને હુ ઈશ્વરના શબ્દ તરીકે માનુ છુ. કારણ કે સર્વ સત્ય ઇશ્વિરનાજ વાકય છે, અને તેથી બાઇબલમા જે સત્ય છે, તે પરમેશ્વરનાજ વાકય છે."

## પ્રકરણ ૮ મું—ધર્મતત્ત્વની આલોચના.

પાર્કર યાહુદી અને ખ્રિસ્તીધર્મનો ઇતિહાસ સુન્દર રીતે શીખીને તથા આલોચના કરીને સ્પષ્ટ રીતે સમજી શકયો હતો, કે એમા અલૌકિકતા કઇજ નથી, તે જાણવા પામ્યો હતો, કે બાઇબિલ તથા ખ્રિસ્તી ધર્મસમાજ માણસનીજ કૃતિ છે તેણે કહ્યુ છે, કે "હુ સમજી શકયો હતો, કે બ્રિટિશ રાજશાસન, ઓલન્દોની દુકાનો અને આસ્ટ્રિયાના રહેવાસીઓના ખેતરના કરતા ખ્રિસ્તી ધર્મસમાજમા વધારે પ્રભુત્વ કશુજ નથી."

તેણે યાહુદી અને ખ્રિસ્તીધર્મ સિવાય પૃથ્વીના બીજા ધર્મપન્થોના ઇતિહાસોનો પણ અભ્યાસ કર્યો હતો. ખાસ કરીને હિન્દુ, બૌદ્ધ, ગ્રીકચર્ચ, રોમનકૅથોલિક અને મુસલમાન ધર્મ સબધી જ્ઞાન પણ તેણે પ્રાપ્ત કર્યું હતું. તેણે જૂદા જૂદા સ્થળોમા જૂદા જૂદા

પંથના ધર્મગ્રન્થો તેમની મૂળ ભાષામા વાચ્યા હતા. પ્રાચીન ગ્રીક તથા રોમનોમાં કોઇ ચોક્કસ શાસ્ત્ર નહોતું, તેથી બેઉ દેશના સાહિત્યમાંથી તેણે ત્યાના લોકોના ધર્મમતનો સગ્રહ કર્યો હતો. તે જગલી જાતનો ધર્મ પણ જાણતો હતો, અને તેના યોગે ધર્મ સબંધી ઘણાક ગૂઢ પ્રશ્નોની મીમાસા કરવામા સમર્થ થયો હતો. આમ ધર્મની તપાસ કર્યાથી તે જાણી શક્યો હતો, કે જગતમા ધર્મ વિનાની કોઈ પણ જાતિ નથી. જ્યા ભાષા છે, ત્યા ધર્મ પણ છે.

દર્શનશાસ્ત્રનું જ્ઞાન મેળવવા માટે તે ગભીર વિચારમા મગ્ન રહેતો, અને વિવિધ ભાષાના વિવિધ દાર્શનિક ગ્રન્થોનુ અધ્યયન કરતો હતો. તેણે કહ્યુ છે કે ઇગ્લડ અને સ્કાટલડના રહેવાસીઓનાં દર્શનના પુસ્તકો વાચવાથી કઇ પણ મદદ મળી શકી નહિ તે જોઇ શક્યો હતો કે પોતાના હૃદયમા જે ધર્મભાવ સ્પષ્ટ રીતે અનુભવાય છે,–જે ધર્મભાવની ઓળખાણ આખી દુનિયાની માણસ જાતમા સર્વદા પ્રકાશિત છે,–તે મૂળતત્ત્વનુ સ્પષ્ટીકરણ બ્રિટિશ દર્શન શાસ્ત્રમાથી મળી શકતું નથી

જે દર્શનશાસ્ત્રમા ઇન્દ્રિયજ્ઞાન ( Sensation ) માણસના સર્વ જાતના જ્ઞાનનુ મૂળ સિદ્ધ કરવાનો યત્ન થાય છે, તેની તો વાતજ કરવી નહિ. ઇન્દ્રિયના સકીર્ણ ઘેરાવાળુ જેનુ રહેઠાણ છે તેને ઇન્દ્રિયાતીત–ઇંદ્રિયથી પર–આધ્યાત્મિક સત્યનુ જ્ઞાન અસભવિત છે.

ખરેખર ધર્મતત્ત્વ નક્કી કરવામા બ્રિટિશ દાર્શનિકોની અસમર્થતા વળી એક બીજા કારણથી પણ પાર્કરે અનુભવી હતી. "પ્રચલિત ચોક્કસ શાસ્ત્રમા વિશ્વાસ હોવાથી તેઓએ સ્વતત્ર વિચારના માર્ગમા કાટા નાખ્યા છે" વળી તેણે કહ્યુ છે, કે "દાટેલુ લોખડ જેમ અદૃશ્ય ભાવથી ચુમ્બકના પથ્થરને વિચલિત કરે છે, તેમ અભ્રાન્ત (ચોક્કસ) શાસ્ત્રમા તો તેમનો વિશ્વાસ તેઓના વિચારના સ્રાતને અપ્રકૃત માર્ગમાં

ઘસડી જાય છે.” તે ફ્રેન્ચ વિદ્વાન કુજાના લખેલા દર્શનને શ્રેષ્ઠ તરીકે કબૂલ કરે છે ખરો, પરન્તુ તેને પણ તે સંતોષકારક સમજતો નથી. તેણે જર્મનીના અદ્વિતીય માનસતત્વવિદ્ (માનસશાસ્ત્રી) ઇમાન્યુઅલ કાન્ટના ગ્રન્થોનુ કાળજીપૂર્વક અધ્યયન કર્યુ હતું, અને ધર્મતત્ત્વના નિરધારણમા એના વડે સર્વ કરતા વધારે મદદ મળી હતી ઇમાન્યુઅલ કાન્ટ અતિ સૂક્ષ્મ તર્કસૂત્ર અવલબીને જે સિદ્ધાન્તોપર આવ્યો હતો તે સર્વને પાર્કર આધારભૂત માની શકતો નહોતો, પરન્તુ સિદ્ધાન્તની સાથે એકમત ન થવા છતા તે કાન્ટની પદ્ધતિ ગ્રહણ કરીને કેટલાક પ્રયોજનીય સત્ય મેળવવામા ફતેહમદ થયો હતો

કેટલાક ધર્મોમા તે મૂળ સત્યોનુ અસ્તિત્વ સ્પષ્ટ રીતે જોઇ શક્યો હતો મનુષ્યજાતિ ચિરકાલથી આ સત્યો કુદરતી રીતેજ માને છે તેપરનો વિશ્વાસ એ મનુષ્ય પ્રકૃતિનુ સહજ જ્ઞાન છે. કોઇ પણ જાતની તર્કપદ્ધતિ ઉપર તેઓનુ ખરાપણુ આધાર રાખતું નથી પાર્કરે પોતાના આત્મચરિત્રમા આ મૂળ વિશ્વાસોમાના નીચે લખેલા ત્રણને સર્વથી ચઢીયાતા લખ્યા છે

૧ પરમેશ્વરના અસ્તિત્વમા વિશ્વાસ.

૨ ન્યાયસત્તામા સ્વાભાવિક વિશ્વાસ, એટલે આપણી ઇચ્છા અનિચ્છાના ઉપર આધાર નહિ રાખતા જે નિયમોનુ પ્રતિપાલન કરવુ એ આપણુ કર્તવ્ય છે, તેની સત્તામા સ્વાભાવિક વિશ્વાસ

૩. આત્માના અમરપણામા સ્વાભાવિક વિશ્વાસ

પરમેશ્વરપરનો વિશ્વાસ, ધર્મનીતિપરનો વિશ્વાસ, અને પરલોકમા વિશ્વાસ એ ત્રણ વિશ્વાસ-ધર્મના પાયા છે

હવે પાર્કરે કૉલેજ (Divinity College) છોડી, અને જે ગુરુતર પવિત્ર કાર્યમા તેને જીવન અર્પણ કરવાનુ હતું, તે તેની વાટ જોતુંજ ઉભુ હતું.

આ વખતે તેણે પોતાની નિત્ય નોધમા લખ્યુ છે, કે-"આપણે ગમે એટલો યત્ન કરીએ તોપણ એક એવો દેવતા છે, કે તેજ આપણું પરિમાણ સ્થિર કરી આપે છે. હુ આશ્ચર્ય પામીને વિચાર કરૂ છુ કે, સર્વ શકિતમાન્ પિતાએ મારા સબધમા શો સકલ્પ કર્યો હશે ! હે પિતા, તુ મને કયા, અને કયા કામપર લગાડશે ? ભવિષ્યના ગર્ભમા શુ રહેલુ છે તે જાણુવા માટે હુ કૌતુકવાળો થઇશ નહિ, પરન્તુ મારા ભવિષ્યના કાર્ય સબધે હુ બેદરકાર પણ રહી શકીશ નહિ. હુ આશા રાખુ છુ કે હુ તે સર્વશકિતમાનની ઇચ્છામા આત્મસમર્પણ કરી શકીશ. હુ ગમે તેટલી મુસ્કેલ સ્થિતિમા હોઉ તોપણ મારે ઘણા કામો કરવાના છે જે માણસ કર્મશીલ થઇને મનુષ્યની સેવા કરવા ચાહે છે, તેને એમાજ સાન્ત્વન મળે છે. હે દયામય પિતા, મારા પરિશ્રમ ઉપર તારા આશીર્વાદની યાચના કરૂં છુ. મને સર્વ જાતના અનિષ્ટકારક ભ્રમ તથા પાપથી બચાવ"

## પ્રકરણ ૯ મું—પિતાનું મૃત્યુ.

પાર્કરે કૉલેજ છોડી સમુદ્રકિનારા ઉપરના એક નગરના એક ધર્મયાજકના પ્રતિનિધિરૂપે થોડા વખત સુધી કામ કર્યુ ત્યાની ઉપાસક મડળી તેની ઉપાસના અને ઉપદેશાદિ સાભળીને ઘણી ખુશ થઈ હતી. પાર્કરે વળી બીજી કેટલીક જગ્યાએ પણ એ પ્રમાણે કામ કર્યુ હતું. પણ ઠેકઠેકાણે આવી રીતે થોડા કાળને માટે આચાર્યનુ કામ કરવુ તેને ઠીક લાગ્યુ નહિ. કોઈ ચોક્કસ સ્થળે એક નિયમિત ઉપાસક મડળીની સેવા કરવાની તેને ઇચ્છા થઇ.

સમુદ્ર કિનારા ઉપરના નગરમા રહેતી વેળા તેણે પોતાના પિતાના મરણના સમાચાર સાભળ્યા; તેમણે ૭૫ વર્ષની ઉમ્મરે આ

લોક છોડયો હતો. એ પહેલા કેટલાંક વર્ષ ઉપર પાર્કરની માતાનું મૃત્યુ થયુ હતું.

અમે આગળ લખી ગયા છીએ કે પાર્કરની પિતૃભક્તિ ઘણીજ પ્રબળ હતી. તેથી પિતૃવિયોગથી તેના હૃદયમા ઘણોજ આઘાત થયો. કુમારી કૉબેટને એક પત્ર લખીને તેણે પોતાના તે વેળાના મનોભાવ જણાવ્યા હતા. તેમાથી તેની પિતૃભક્તિ અને ધર્મવિશ્વાસનો સુન્દર પરિચય મળી શકે છે.

તે પત્રમા એક ઠકાણે તે લખે છે, કે "હુ મારા પિતાજીને માટે શોક કરતો નથી, હુ મારા પોતાને માટેજ શોક કરૂ છુ. પરલોકમા જઇને તેઓ તેમના મિત્રો, તેમની સહધર્મિણી, તેમના પૂર્વ પુરુષો અને છોકરાઓને જઇ મળશે, અને તે મેળાપ આનન્દકારક છે તેમા વળી સન્દેહ શો ? પૃથ્વીપર તેમને વધારે કાળ ગાળવો પડયો છે તેથી તેઓ કદાચ દુઃખિત થતા હશે અને હમણા તેમણે દેહ ત્યાગીને નિશ્ચય અમરત્વ મેળવ્યુ છે તેથી આનન્દ કરતા હશે તમારો પત્ર વાચીને નિસ્તબ્ધભાવથી હુ એકલો સગડીની પાસે બેસીને વિચારતો હતો, મને જણાયુ કે જાણે તેમના પિતૃપુરુષો, તેમની જુવાનીની સહચરી અને તેમના આગળ જનારા મિત્રો તેમને ફરી આલિંગન દેવાને તેમની ચારે બાજુએ વિંટાઇ વળ્યા છે. તેઓના આવકારના ગાયન અને આનન્દના અવાજ હજી પણ મારા કાનમા સભળાય છે પરન્તુ મે આગળ લખ્યુ છે, કે હુ તેને માટે શોક કરતો નથી. તેને માટે દીર્ઘ શ્વાસ કાઢવાનુ અથવા આસુ પાડવાનુ કંઈ કારણ નથી પણ તેમના હાથે લાલન પામીને, તેમના હાથથી ખાઇને, તેમની પ્રાર્થનાનો આશીર્વાદ મેળવીને અને તેમનાજ યત્નથી શિક્ષિત થઇને તેમના લોકાન્તરગમનના શોકને હું કેમ સમાવી શકુ ? પરન્તુ ઘણુ થયું, આપણને હવે મળવાનુ થશે લાબા વખત સુધી અશ્રુજલમાં

ભ્રમ થયાથી એ ઝેહની પેઠે આત્માની ખરાબી કરે છે, પરન્તુ વખતો વખત એમનો સ્મરણદ્વારા થતો સ્પર્શ, આરોગ્ય તથા શાન્તિના પ્રવાહ-સ્વરૂપ થાય છે. ”

તા. ૨૩ મી ઑગસ્ટ ૧૮૫૨ ના રોજનામામા તેણે આ પ્રમાણે લખ્યુ છે, “૪૨ વરસ ઉપર, ઉષઃકાળ પૂર્વે મારો પિતા તેમના અગી-આરમા છોકરાના જન્મવાની વાટ જોતા હતા. આપણુ આ જીવન, જન્મ, અને દ્વિતીય જન્મ સ્વરૂપ મૃત્યુ કેવા આશ્ચર્યકારક છે ! મા જે બાળકને ગર્ભમા ધારણ કરે છે, અને હૃદય સાથે ચાપીને જેનું લાલન-પાલન કરે છે, તેના વિષે આપણે કઈજ જાણતા નથી. હે પિતા ! હે માતા ! જે પુત્રને કેટલુએ કષ્ટ વેઠીને ઉછેર્યો હતો, અને ધર્મશિક્ષા આપી હતી તેને, તમે જાણતા નથી કે કેટલાએ માણસો શાપ દે છે !

“ હુ તમને ધન્યવાદ આપુ છુ. તમે મારે માટે ખરેખરા માત-પિતાનું કામ કર્યું છે. તમે સર્વથી પહેલા મને પરમેશ્વર પ્રત્યેના અને મનુષ્ય પ્રત્યેના કર્તવ્યનુ શિક્ષણ આપ્યુ હતું હુ તમારી પાસેથીજ શીખ્યો હતો કે જીવન દુઃખ અથવા સુખ ભોગવવાને માટે નથી, પણ કર્તવ્ય-પાલનને માટેજ છે તમારા મ્હોંનો ઉપદેશ અને શ્રમશીલ જીવન એ બન્ને દ્વારા આ સત્યની શિક્ષા લીધી છે.

“ તમે જો સ્વર્ગમાથી નજર કરશો તો જોઈ શકશો કે તમારા નાના છોકરામા, તિરસ્કારને પાત્ર ઘણી બાબતો રહેલી છે, પણ મને આશા છે, કે મારા ચરિત્રમા તમે અનુમોદન આપી શકો એવુ પણ કઈક છે ”

“ પ્રેમાસ્પદ કરુણામય પિતા,-પિતા પરમેશ્વર, હું તમારી સેવા કરીશ અને માણુસ જાતનુ ભલુ કરીશ. ’

પાર્કર જ્યારે ઠેકઠેકાણે આચાર્યનુ કામ કરતો હતો ત્યારે તે

પોતે એક ભારે પ્રતિજ્ઞાથી બંધાયો હતો. તેણે પોતાના સ્વલિખિત આત્મચરિત્રમાં લખ્યું છે–"મેં પ્રતિજ્ઞા કરી કે, જ્યાં સુધી હું પોતે જે વાતને અન્તરપરીક્ષાથી હૃદયમાં સત્ય તરીકે જાણીશ નહિ, ત્યાં સુધી તેનો ધર્મ તરીકે બીજાની આગળ પ્રચાર કરીશ નહિ. આ પ્રમાણે મારા ઉપદેશનો બુદ્ધિવિષયક ભાગ કેવળ નિશ્ચિન્ત જ્ઞાનના ઉપર આધાર રાખશે, એટલુંજ નહિ પણ ધર્મ સબંધી ભાગો પણ જેની મને પોતાને પ્રતીતિ થઇ હશે તેવાજ સત્યના ઉપર પ્રતિષ્ઠિત થશે બીજા માણસની વાત ઉપર કદી પણ આધાર રાખીશ નહિ." પોતે આધ્યાત્મિક જ્ઞાનથી ઘણાજ દૂર હોય, છતાં મોઢેથી તેને લગતી સારી સારી વાતો કરનારા કંઈ ઓછા પડયા નથી. ખરેખર માણુસને પોતાનું ચારિત્ર્ય ઘડવાની ઇચ્છા હોય તો તેમણે પોતે પાર્કરની પેઠે પ્રતિજ્ઞાસૂત્રથી બંધાવું જોઇએ.

## પ્રકરણ ૧૦ મું—લગ્ન અને વાત્સલ્ય.

વાચનારને જણાવી ગયા છીએ કે વાટરટાઉનમાં રહેવાની વેળા કુમારી કૅાબેટ નામની એક સદ્‌ગુણી સ્ત્રી સાથે પાર્કરને વિશુદ્ધ પ્રીતિ થઇ હતી. ચાર વર્ષની અકૃત્રિમ મિત્રતા પછી તેઓ દાંપત્ય બંધનથી બંધાયા હતા એ ચાર વર્ષમાં પાર્કરે કુમારી કૅાબેટને જે કાગળો લખ્યા હતા, તેમાંના કેટલાક તેના જીવનચરિત્ર લખનારે પ્રકટ કર્યા છે. જેમ પાણી પાત્ર પ્રમાણે વિવિધ આકાર ધારણ કરે છે, તેમ પ્રેમ પણ માનવ હૃદયની અવસ્થા પ્રમાણે નાના પ્રકારનું રૂપ પામે છે. સંકુચિત હૃદયના અને દુષ્ટ પ્રકૃતિના માણસો વચ્ચેનો પ્રેમ, અને ઉચ્ચાશયવાળા પવિત્ર હૃદયના મનુષ્યો વચ્ચેના પ્રેમમાં સ્વભાવતઃ સ્વર્ગ નરકના જેવો ભેદ છે એ સહેલાઇથી સમજાય

એમ છે. પાર્કરની એ પ્રેમપત્રિકામાં તેના હૃદયનો મહાનભાવ પ્રતિબિંબિત થયેલો જણાય છે.

એક ઠેકાણે તે લખે છે કે—"હમણા મારા સઘળા કર્તવ્ય કરવામા હુ એક જાતનો નવો આનન્દ અનુભવુ છુ. તમને ચાહુ છું તેથી મારા પુસ્તકોને, વિદ્યાલયને અને મનુષ્યજાતિને જ નહિ પણ મારા પરમેશ્વરને પણ વધારે ચાહતા શીખી શક્યો છુ." એકજ માણસને ખરા પવિત્ર ભાવથી ચાહતા શીખવાથી સર્વ પ્રત્યે પણ પ્રીતિ કરી શકાય છે.

બીજા એક પત્રમા લખ્યુ છે કે—"તમે લખ્યું છે કે સ્ત્રીઓ અશક્ત—અબળા છે. પણ દુર્બલતા અને શક્તિ એ શબ્દો કેવળ અપેક્ષાથીજ છે. ખરૂ કહીએ તો પૂર્ણ શક્તિ એજ જેનુ સ્વરૂપ છે, તે શક્તિ તો પ્રભુના સિવાય બીજા કોઇમા નથી. ઇતિહાસના પાનાં ઉઘાડીને જુઓ કે સ્ત્રીઓએ શુ શુ કર્યું છે? જગતના વીર પુરુષોને તેમના ગૌરવપૂર્ણ જીવનમા આગળ વધવાનો કોણે ઉત્સાહ આપ્યો છે? વળી તે કરતા પણ એક શ્રેષ્ઠ વાત કહુ છુ કે, ગરીબ અને ખેડુતની ઝુપડીઓમા શાન્તિ તથા આનન્દ કોણ આપે છે? * * રાજાઓ કહે છે, કે તેઓ ઇશ્વરે આપેલા અધિકારાનુસાર રાજ્ય કરે છે, પણ પાર્કર આ મુદ્દાના વિષય સબધમા લખે છે, કે સ્ત્રીઓજ પરમેશ્વરના આપેલા અધિકારાનુસાર શાસન કરે છે."

પાર્કરના ગ્રન્થો જેણે વાચ્યા હશે તેઓ જાણતા હશે કે પાર્કર ખરા પ્રેમમા કેવો મગ્ન રહેતો હતો અને પ્રકૃતિમા પરમેશ્વરની સત્તા કેવી ઉજ્વલ રીતે અનુભવતો હતો. એક પત્રમા તે લખે છે, કે "તમે જાણો છો, કે ઇમરસનનું ભાષણ ગુમાવ્યું હતું તેથી મેં દિલગીરી જાહેર કરી હતી, પરન્તુ કનેકટિકટ્ નદીને કિનારે અથવા પહાડ ઉપર એક ચાર ફરવાથી, અથવા પાઇન વૃક્ષનુ સુકોમળ સંગીત

એક પળવાર પણ સાંભળવાથી હું એટલું બધુ શિક્ષણ મેળવુ છું કે ઇમરસન અને બોસ્ટન શહેરના ધર્મયાજકોની સભા પણ મને તેટલું શીખવી શકતાં નથી."

પાર્કરના ગ્રંથાદિપરથી જોવામા આવે છે, કે "વિવાહ અને દાંપત્ય સબંધી તેનો મત ઘણોજ ઉચ્ચ કોટિનો તથા વિશુદ્ધ હતો. તેણે કેવળ લગ્ન–સબંધ કરવા પહેલાજ આ વિષયનો બહુ વિચાર કર્યો હતો એમ નહિ, પણ આખી જીદગી સુધી તે તેની ચર્ચા કર્યા કરતો રહ્યો હતો. તેણે પોતાના રોજનામામા એક ઠેકાણે લખ્યુ છે, કે "જેમની પ્રકૃતિના પ્રત્યેક ભાગ પરસ્પરની પ્રકૃતિના પ્રત્યેક ભાગવડે પરિતૃપ્તિ મેળવે છે, તેઓજ ખરેખરા વિવાહિત છે. જેઓની પ્રકૃતિના અમુક ભાગજ માત્ર તૃપ્ત થાય છે, તેઓ થોડા અશે વિવાહિત છે. આમ કોઈ સપૂર્ણ વિવાહિત, કોઇ અર્ધા વિવાહિત અને કેટલાક તો એક તૃતીયાશ વિવાહિત હોય છે. + + + જૂદી જૂદી પ્રકૃતિના માણસોનો વિવાહ થવો સારો છે. લોખડની જોડે પિતળનો જેવો મેળ થાય છે, તેવો લોખંડની સાથે લોખડનો થતો નથી, પરન્તુ બહુ જૂદાપણુ પણ સારૂ નથી."

વ્યક્તિ તથા જનમડળને માટે વિવાહપ્રથા ઘણીજ હિતકારક છે, એવો પાર્કરનો દૃઢ વિશ્વાસ હતો. અમેરિકામા શેકસ (Shakes) નામનો એક જાતનો પથ છે તે પથવાળા વિવાહને ધર્મવિરૂદ્ધના કામ તરીકે માને છે તે સપ્રદાયમાના એક માણસને તેણે પત્ર લખીને વિવાહની રીતિ જરૂરની છે એ ઉત્તમ રીતે સમજાવ્યુ હતું, જેથી તે માણસ તરત તે પથ છોડીને ઘેર આવી કુટુમ્બમા રહેવા લાગ્યો.

તેણે પોતાની નિત્યનોંધમા વિવાહ સબધી પોતાનો મત એક મોટા લેખમા લખેલો છે, કે જો જનમડળમા સ્ત્રી પુરુષનુ એક બીજાને મળવાનુ વધારે થાય; અને વધારે અસકુચિતપણે તથા સ્વતંત્ર રીતે

તેઓ વચ્ચે વાતચીત થાય, તો વિવાહ યોગ્ય પત્ની અને પતિ પસંદ કરવાનો સ્ત્રી–પુરુષને પરસ્પર વધારે લાગ મળે; તેથી દાંપત્ય સબંધ જરૂર વધારે સુખદાયક બને અને છૂટા–છેડા ( Divorce )ની સંખ્યા ઘણીજ ઓછી થાય. આ મતને પુષ્ટિ આપવા તેણે એક દાખલો આપ્યો છે કે શીદીઓ તથા ઉત્તર અમેરિકાના ઇંડિયનોમા સ્ત્રી–પુરુષોને વધારે છુટથી મળવાનું થાય છે, તેમજ વાતચીત થાય છે, તેથી તેઓમા દાંપત્યપ્રેમ વધારે છે અને વિવાહભંગની સંખ્યા ઘણીજ ઓછી છે.

તા. ૨ એપ્રિલ ૧૮૩૭ મા કુમારી કૅાબેટની સાથે પાર્કરનો વિવાહ થયો. તે વેળા તેની ઉમ્મર ૨૭ અને તેની પત્નીની ૨૪ વર્ષની હતી. વિવાહના દિવસથી તે જિંદગી સુધી પાર્કર પવિત્ર દાંપત્ય સ્નેહથી સુખી હતો

બાળકોને તે કુદરતી રીતેજ ઘણું ચાહતો હતો, પરન્તુ તેને પોતાને કંઇ સંતાન નહોતું. પોતાને ફરજંદ નહિ છતા તે પાડોશીઓનાં છોકરાને પોતાના બાળક પ્રમાણે ચાહતો હતો. તેણે લખ્યું છે, કે પોતાના રહેઠાણથી બીજે કહીં જવાનુ થતા પોતાના પાડોશીના છોકરાની ખોટથી તેને જેવુ દુઃખ લાગતું તેવુ બીજા કશાથી થતું નહોતું.

એવુ ઘણીક વખતે બનતું હતું, કે પાર્કર પોતાના અભ્યાસના ઓરડામા પુસ્તક વાચવામા નિમગ્ન થયલો હોય એટલામા ઓરડાના દરવાજાપર તેના પ્રિય પાડોશી બાળકો આવી પહોચે તો તરતજ તે ગ્રન્થ મૂકીને ઉઠતો, અને તેઓને માટે એકઠા કરેલા રમકડાઓ બહાર કાઢતો, અને મહા આનન્દથી તે નિર્દોષ સરળ બાળકોની સાથે રમત–ગમતમા પ્રવૃત્ત થઈ જતો હતો. જ્યારે તે સત્યપ્રચાર તથા ગુલામગીરીનો ચાલ દૂર કરવા ચારે તરફ ફરતો હતો, ત્યારે પોતાની બેગમા વાંચવાના પુસ્તકો સાથે રાખતો, અને કોઇ બાળકનો રસ્તામા મેળાપ થાય તો તેને ભેટ આપવા માટેના રમકડા પણ રાખતો હતો. ઘણીક વેળા

રસ્તામાં જતા જતા એકાદ બાળકને જોતાંજ તે તેના હાથમાં રમકડું આપતો હતો. રેલવે ગાડીએ જતી વેળા પણ જો તે કોઈ બાળકને રડતું જોતો, તો તરત તેની પાસે જઇને તેને યથાયોગ્ય ભેટ આપીને સાન્ત્વન આપતો હતો. "નાના બાળકને મારી પાસે આવવા દો; તેને કોઈ અટકાવ કરશો નહિ, કારણકે સ્વર્ગનું રાજ્ય એવા માણુસોનુ જ છે." ઇસુખ્રિસ્તના આ મહાવાક્યનુ ગૂઢ તાત્પર્ય પાર્કરના હૃદયમા ઠસેલુ હતું. બાળક અને બાળિકાઓને ભણાવવા માટે તે સર્વદા યત્ન કરતો હતો. જેના હૃદયમા આવા ભાવ હોય, તેને પોતાને સતાન ન હોવાથી દુ ખ થાય તેમા શુ આશ્ચર્ય? કલકત્તાના યુનિટેરિયન ધર્મપ્રચારક ડાલની ઓને તેણે એક પત્ર લખ્યો હતો, તેમા લખ્યુ છે, કે "જેને છોકરૂ નથી, તે માણસ એક વિશેષ સુખથી કેવળ વચિત થાય છે, એટલુજ નહિ પણ તેના શિક્ષણના એક અતિ પ્રયોજનીય સાધનની તેને ખોટ રહે છે. મેં બીજા માણસોના સબધમા એવુ સર્વદા જોયુ છે અને મારા પોતાના સબધમા તો ખાસ અનુભવ્યુ છે"

## પ્રકરણ ૧૧ મું—ચાનિંગ સાથે મુલાકાત, વિવેક સંબંધી વાતચીત અને સોશિયાલિસ્ટોનું મંડળ.

તા. ૨૨ મી જુન ૧૮૩૭ ને રોજ પાર્કર બોસ્ટનની પાસે વેસ્ટરાક્સબેરી નામના યુનિટેરિયન દેવળના આચાર્યપદપર નિયત થયો હતો. એ ગામમા ધર્મપ્રચાર માટે તે આશ્ચર્યકારક ઉત્સાહ સાથે પ્રવૃત્ત થયો હતો.

આ ઉપરાત જ્ઞાનોપાર્જનને માટે તે ઘણો વખત ધ્યાનપૂર્વક અભ્યાસમાં ગુથાયલો રહેતો હતો. અમે આગળ જણાવી ગયા છીએ

કે તેણે ધર્મદર્શનની ઉન્નતિને માટે અથાગ પરિશ્રમ અને યત્ન કર્યો હતો. અહીં આવ્યા પછી તે ધર્મ સંબંધી મોટા પ્રશ્નોનો નિર્ણય કરવા માટે સર્વદા અધ્યયન અને વિચારમાંજ ગુંથાઈ રહેતો હતો, તેણે પોતેજ લખ્યુ છે, કે "જ્ઞાનોપાર્જન માટે દરરોજ દશ અથવા બાર કલાકનો પરિશ્રમ કરવાનો તો મને અભ્યાસ પડી ગયો હતો, એટલુંજ નહિ પણ તે મને એક આનન્દનો વિષય લાગતો હતો"

અહિંથી પાર્કર વચ્ચે વચ્ચે બોસ્ટનની સભાઓના જલસાઓમા તથા ત્યાના મોટા મોટા વિદ્વાન અને ધાર્મિક માણસોની મુલાકાતે જતો હતો એક દહાડો તે રેવરંડ ચાનિંગને મળવા ગયો હતો. તેની સાથે જે કંઇ વાતચીત થઇ હતી તેનુ વર્ણન તેની રોજનીશીમા નીચે પ્રમાણે આપેલુ છે.

તેની સાથે બીજા કેટલાક વિષયો ઉપરાત વિવેક સબંધી ચર્ચા પણ થઈ હતી ચાનિંગના કહેવા પ્રમાણે બુદ્ધિની પેઠે વિવેકની ઉન્નતિ માટે પણ શિક્ષણની જરૂર છે. પાર્કર આ મતનો નહોતો તેથી તેણે પૂછ્યુ, કે "બુદ્ધિને એવી રીતે કેળવવી જોઇએ કે જેથી તે વિવેકના રૂપમા દર્શન દઈ શકે એમ શુ નથી કહેવાતું?" તેના કથનની મતલબ એ છે, કે વિવેકની ઉન્નતિ માટે ખાસ શિક્ષણની જરૂર નથી. જો કેળવાયલી બુદ્ધિ કોઈ પણ વિષયની ચારે બાજુએ જોઈ શકે તો તે સબધમા વિવેકની આજ્ઞા પ્રાપ્ત થઇ શકે. વળી પાર્કરે તેને એમ પૂછ્યું હતું, કે વિવેક કોઈ અભ્રાન્ત માર્ગ દેખાડનાર છે કે નહિ? ચાનિંગે કહ્યુ કે મને તે વિષયમા સન્દેહ છે. એ સબધમા પાર્કરનો મત એવો છે કે જો સર્વ વિષયમા વિવેકને સ્પષ્ટ રીતે આગળ રાખવામા આવે અને જૂના ખરાબ અભ્યાસોથી તેની દષ્ટિને અંતરાય ન નડે તો તે સર્વ અવસ્થામા માર્ગદર્શક બનવાને સમર્થ છે. ચાનિંગ એ વાતને ટેકો આપી શક્યો નહિ. તેણે કહ્યું કે વિવેક બરાબર આંખના જેવો

છે, જેમ આખ કોઇ વેળાએ અસ્પષ્ટ અને કોઇ વખતે ભૂલભર્યું જુએ છે તેવુજ વિવેકના સંબધમા પણ બને છે.

પાર્કરે આના ઉપર આપત્તિ કાઢી, કે આખ પોતે તો કંઇ પણ જોઇ શકતી નથી. મનજ તેનાવડે જુએ છે; આંખ તો મનનું હથિયાર માત્ર છે. દષ્ટિયત્રમા દોષ થવાથી દષ્ટિમાં પણ જરૂર ભૂલ થાય છે. પરન્તુ જ્યારે કોઇ પણ વિષયને સર્વ તરફથી વિવેક સમુખ ધરવામા આવે, ત્યારે તે યત્રથી જોતો નથી પણ પોતેજ જુએ છે, અને તેથી આખની પેઠે વિવેકથી ભૂલ થવી સભવતી નથી.

ચાનિગનુ અત.કરણ જાણે પોતાનુ કહેવુ કબૂલ રાખતુ હોય એમ પાર્કરને જણાયુ, પણ તે છતાં તેણે અભ્રાન્ત નેતાની જરૂર ખુલ્લી રીતે સ્વીકારી નહિ. તેણે કહ્યુ, કે આવા અભ્રાન્ત નેતાની જરૂર છે એમ કહેવાથી લોકો માને છે કે બાઇબલનો દરેક શબ્દ પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે લખાયો છે. પરન્તુ બાઇબલ અભ્રાન્ત નેતા નથી, વળી જો તે તેવુ ઠરે તો તેથી પણ કઈ ફળ નથી. કેમકે આપણે એ અભ્રાન્તને સમજી શકતા નથી જો કોઇ પણ માણસ જીવનના ઘણાખરા કાળમા વિવેકની સલાહ પ્રમાણે કામ કરવાથી દૂર રહે, તો પરિણામે તે તેનો સ્પષ્ટ હુકમ સાભળી શકશે નહિ એ નક્કી છે. આથી તે ઘણી ભૂલો કરશે, અને પોતે પ્રથમ કરેલી વિવેકની અવગણના માટે દંડ મેળવશે

ચાનિગે વળી કહ્યુ હતું, કે "જો કોઈ માણસ પહેલેથીજ ઘણા સરળ ભાવથી વિવેકનુ અનુસરણ કરે, તો તે કદી પણ ખરા માર્ગથી વધારે દૂર જઇ શકશે નહિ, અને જો કદાચ તેની ભૂલ થાય તો તેને માટે તે પરમેશ્વરની આગળ અપરાધી નથી. છેલ્લી અપીલ વિવેક પાસેજ છે, તેની આજ્ઞાનુ કદી પણ ઉલ્લઘન ન કરવું જોઇએ. બીજા કોઇનો વિવેક આપણા વિવેકથી જૂદોજ નિર્ણય

આપતો હોય તો તેવા પ્રસંગે આપણે બને તેટલો વિચાર કરી જોવો, અને છેવટે આપણો વિવેક કહે તેમજ કરવુ જોઇએ.

પાર્કરના વેસ્ટરાક્સએેરિના નિવાસ દરમિયાન ચાનિંગનુ મરણ થયું હતું. એ બનાવથી પાર્કરનું મન એટલુ ક્લેશ પામ્યુ હતું કે તેણે પોતાની રોજનીશીમા લખ્યુ છે, કે " હે મારા પરમેશ્વર, એને બદલે મારૂ જ મરણુ કેમ નીપજાવ્યું નહિ "

પાઠકોએ યૂરોપ અમેરિકાના સોશિયાલિસ્ટો વિષે સાભળ્યુ હશે. તેઓ પૃથ્વીપર તમામ માણસોની સાસારિક અવસ્થાને સરખી કરવા ઇચ્છે છે. જગત હમણા કેવળ જૂદાપણાથી પૂર્ણ છે એક માણુસ પૈસા ન હોવાથી દુઃખી થાય છે, ત્યારે બીજો માણુસ કબુતરના વિવાહમા જ લાખ રૂપિઆ ખર્ચે છે. એક સદ્‌ગુણી મહેનતુ માણુસને અન્ન-વસ્ત્રના સાસા પડે છે, ત્યારે કોઈ દુરાચારી માણુસ ધનના ઢગલા ઉપર આળોટતો હોય છે. સોશિયાલિસ્ટો કહે છે કે જનમડળની આવી અવસ્થા ઘણીજ ગેરવાજબી છે. પૃથ્વીપરની સર્વ સપત્તિ સાધારણ સપત્તિ થવી જોઇએ, અતિ પરિશ્રમથી કોઇનુ પણ શરીર જીર્ણ થઈ જવુ ન જોઇએ, તેમ કોઈ પુષ્પના બિછાનામા સૂઇને આળસમા કાળ ગાળતો પણ ન હોવો જોઇએ, અને તેમ થાય એ ન્યાય અને યુક્તિ સગત નથી. સર્વેએ પોતપોતાની શક્તિ પ્રમાણે પરિશ્રમ કરવોજ જોઇએ અને સર્વનુ ધન સમાન થવુ જોઇએ. કોઈ પાસે વિશેષ કઈ પણ ન રહેવુ જોઇએ. આજ મત યૂરોપ તથા અમેરિકાના સોશિયાલિસ્ટ એટલે સામાજિક સામ્યવાદીઓનો છે.

જ્યારે પાર્કર વેસ્ટરાક્સએેરીમા રહેતો હતો, ત્યારે ત્યાથી અર્ધા ગાઉ ઉપર એક ઠેકાણે આવા સામાજિક સામ્યવાદીઓની એક સભા સ્થાપન થઇ હતી. પાર્કરનો મિત્ર ધર્મપ્રચારક જ્યોર્જ રિપલી એ મડળનો સ્થાપનાર હતો. તે પોતાની સઘળી સપત્તિ, પુસ્તકાલય

વગેરે વેચીને આ મહાન કામમાં પ્રવૃત્ત થયો હતો. તેની સ્ત્રી પણ આ કામમાં હૃદયપૂર્વક સામેલ થઇ હતી. ઘણાંક પ્રતિષ્ઠિત અને ભણેલાં સ્ત્રી-પુરુષો આ નવીન મંડળમા સામેલ થયા હતાં. પાર્કર કેટલાંક ખાસ કારણોથી તેમની સમાજમા દાખલ થઇ શક્યો નહોતો, પરન્તુ તેના ઉદાર હૃદયમા તેના તરફ સંપૂર્ણ સહાનુભૂતિ હતી. તે ઘણીક વખતે તેમની મુલાકાતે જતો, અને પ્રતિષ્ઠિત કુળના સુશિક્ષિત સ્ત્રી-પુરુષોને સામાન્ય માણસની પેઠે પરિશ્રમના કામોમા લાગેલા જોઇને હાસ્યરસ જમાવી તેઓને આનંદ આપતો હતો.

## પ્રકરણ ૧૨ મું.—ખોટા વિચારો વિરુદ્ધ ભાષણ અને કર્ત્તવ્યવિચાર.

મહાન પુરુષોમાના ઘણાખરાઓમા મનોબળ સાથે શારીરિક બળ પણ ઘણુ જોવામા આવે છે થિયોડર પાર્કર પણ તેવી જ રીતે ઘણો બળવાન પુરુષ હતો, તે વિષે આગળ લખી ગયા છીએ. બાલ્યકાળથી તે જે રીતની શારીરિક મહેનત કરતો હતો, તે સાભળીને આશ્ચર્ય પમાય છે ખરેખર તે શારીરિક તેમજ માનસિક મહેનત બહુજ કરતો હતો

જ્યારે તે વેસ્ટરાક્સબેરી ગામના દેવળમા પાદરીનુ કામ કરતો હતો, ત્યારે પણ તે દરરોજ દશ માઇલ ચાલતા થાકતો નહોતો. એક વાર તે દરરોજના પંદર ગાઉ લેખે ચાલીને ન્યુયૉર્કથી બોસ્ટનમા આવ્યો હતો.

તે પોતાના ગામમા રહેતો હતો ત્યારે તેણે પોતાના એક ઓળખીતાને એક પત્ર લખ્યો હતો તેમાંના થોડા ભાગનુ ભાષાન્તર અહીં આપીએ છીએ. "લોકોની સાથે ધર્મ સબંધી વાતચીત થતા હું

તેઓને કહું છુ, કે જેમ શરીરને માટે અન્ન, આંખને માટે પ્રકાશ, અને મનને માટે વિચારની જરૂર છે, તેમજ આત્માને માટે ધર્મની જરૂર છે. હું તેઓને કહુ છુ કે હૃદય તરફ નજર રાખીને જુઓ કે "આ કહેવું ખરૂ છે કે નહિ ?" તેઓ કહે છે કે એ વાત ખરી છે, હુ તેઓને સહજ જ્ઞાનની વાતો કહું છુ + + હું લોકોને કહુ છુ કે મુસા અને જૂના કરાર—જૂના બાઇબિલોના બીજા લખનારાઓને પરમેશ્વર સબધી થોડુજ જ્ઞાન હતું + + લોકો જ્યારે ઇસુખ્રિસ્તને માણસ તરીકે માને છે, ત્યારેજ તેના ચારિત્ર્યમા સૌન્દર્ય જોઈ શકે છે. તેઓનાજ મતે ઇસુખ્રિસ્તના માર્ગમા ખાડા ટેકરા હતા, લાલચ હતી, સુખ-દુઃખ હતું, તથાપિ તે બધાને વટાવી શક્યો હતો, અને સર્વ પરીક્ષામા ફતેહ પામ્યો હતો.

"કેટલાક મોટા વિષયો સબંધે હુ વધારે વિસ્તારથી ઉપદેશ આપુ છુ, જેમ મનુષ્ય પ્રકૃતિનુ મહત્વ, માણસનો ઉચ્ચ આદર્શ દર્શાવી આપે છે, તેમ હાલના સમયમા માણસોનુ ક્ષુદ્રલક્ષ્ય અને વૃથા ગમત-રમત તેમની અધોગતિ દર્શાવી આપે છે, વિશ્વાસ મુજબ કામ કરવુ એટલે કે નદીના પ્રવાહના બળથી જેમ કારીગરનુ ચાક ફરે છે તેમ જેઓ વિશ્વાસ મુજબ કામ કરવામા મડયા રહે છે તેઓને ઇશ્વરની સર્વ શક્તિઓ મદદ કરે છે.

"હુ ધારૂ છુ કે જગતમા ઇશ્વરના અસ્તિત્વ સબધી ત્રણ વાત સાક્ષીભૂત છે.—૧ બાહ્ય જગત, આપણને સર્વ પ્રકારે સ્હમજાતું નથી, કેમકે હજી આપણે એના એકએકથી ઉલટા વિષયો સમજી શકતા નથી ૨ પરમેશ્વરને માટેના મનુષ્યના વચનોથીજ ભૂતકાળના ઇશ્વરના અસ્તિત્વને સમર્થન મળે છે. બાઇબિલ પણ તેમાજ સામેલ છે. + + ૩. દરેક આત્મામા રહેલો અનન્તતાનો ભાવ. આમાં પહેલા કારણને હું જરૂરનું ધારૂં છુ, પરન્તુ તેના કરતાં બીજું વધારે

અગત્યનું છે. કેમકે મુસા, ડેવિડ, અને પાલની પેઠે બધા માણસો પરમેશ્વરની પાસેથી પ્રત્યાદેશ મેળવી શકે છે; એટલુજ નહિ પણ ઇસુખ્રિસ્તની પેઠે ઇશ્વરનો હુકમ પણ સાંભળી શકે છે, આમ છતાં કોઈ માણસે તેની પેઠે ઇશ્વરનો ભાવ મેળવ્યો હતો એવુ મને જણાતું નથી."

"માણસો ઇસુખ્રિસ્તની અલૌકિક ક્રિયાની પેઠે તેના વાકયોનો અર્થ પણ સમજતાં નથી." "ઇશ્વરના જેવા પૂર્ણ થાઓ" લોકો શુ આ વાકયનુ તાત્પર્ય સમજે છે. નહિ, નહિ. + બાઇબિલના જે ભાગમા ઇસુખ્રિસ્તનુ જીવન ચરિત્ર છે તેમાના સામાન્ય વાક્યમા પણ હુ ઊંડુ તાત્પર્ય જોઇ શકુ છુ. "જે તમારામા સર્વથી મોટો છે તે તમારો ચાકર થશે." આ કથન ગહન છે! એનો ભાવ હજાર વર્ષ પછીજ માણસો સમજશે, તે પહેલા નહિ. હુ જોઉં છું કે નવા બાઇબલમા ઇસુખ્રિસ્તનુ જીવન મનુષ્ય તરીકેજ આલેખેલું છે, પરન્તુ મનુષ્ય જાતિની હાલમા જેવી અવસ્થા છે, તેના કરતા તે ઘણું ઉચ્ચ કોટીનુ છે

"લોકો જેવી રીતે સમજી શકે તેવી રીતે અથવા જેટલુ સમજી શકે તેટલુજ હુ તેમને કહુછુ, તેનાથી વધારે કહેતો નથી. હુ સત્યની વ્યાખ્યા કરૂ, તે જો લોકો સમજી ન શકે તો તેમાં મારો દોષ જાણવો, લોકોનો નહિ ઘણીક વખતે લોકોને મારા મનનો ભાવ સમજાવવો મને મુશ્કેલ જણાય છે."

ચાલતા ખ્રિસ્તીધર્મના ખોટા વિચારોની સામે સામાન્ય જનસમૂહ આગળ ભાષણ કરવા કે નહિ તે સબધી પાર્કરના મનમા એક વેળા મોટી ગડમથલ મચી હતી. તેણે શ્રમપૂર્વક બે ભાષણો લખ્યાં, તેમા બાઇબલના ખોટા વિચારો સ્પષ્ટ રીતે દર્શાવ્યા હતા. તેમજ એ ગ્રન્થના ઐતિહાસિક તથા વૈજ્ઞાનિક ભ્રમ અને તેમાં રહેલાં

જાતિ તથા ધર્મવિરૂદ્ધ વચનોનું પણ સુન્દર રીતે દર્શન કરાવ્યુ હતું. પરન્તુ તેના મનમા સન્દેહ ઉત્પન્ન થયો, કે કદાચ લોકોને ધર્મ સંબંધી ભ્રમ દેખાડવા જતાં તેઓને ધર્મ ઉપર એકદમ અવિશ્વાસ તો ઉત્પન્ન નહિ થાય ? આથી તેણે કેટલાક દીર્ઘદર્શી અને વિચારવાન માણસોની એ સબધે સલાહ પૂછી. સર્વેએ કહ્યું, કે "સાવચેત રહો ! એવું કામ કદી પણ કરશો નહિ. એથી અનિષ્ટ સિવાય બીજો કંઈ પણ લાભ થનાર નથી. એનુ ફળ કેવળ એટલુંજ આવશે, કે તમને નાસ્તિક કહીને બધાઓ ધિક્કારશે." પાર્કર ભયને મચક આપનારો માણસ નહોતો, લોક–ભયથી તે કોઈ પણ વેળાએ કર્તવ્ય પાલનમા પાછો હઠતો નહોતો. તેને ભય કેવળ એટલોજ હતો કે કદાચ સારૂ કરવા જતા હુ ખરાબ તો નથી કરી નાખતો ? આપણા દેશમાં ખરેખર ઘણેક સ્થળે આવુ અનિષ્ટ થાય છે ઘણાકોએ અગ્રેજીનો અભ્યાસ કરીને તેત્રીશ કરોડ દેવતાઓની સાથે ખુદ પ્રભુને પણ પોતાના હૃદયમાથી સદાને માટે દૂર કરી દીધા છે.

પાર્કરે કહ્યુ છે, કે ખ્રિસ્તી–જગતમાના પ્રત્યેક ખ્રિસ્તી પન્થનો એવો વિશ્વાસ છે, કે જનમડળ કંઈજ સમજતું નથી, ધર્મ વિષયમા તેને કેવળ સત્તાને આધીનજ રાખવુ જોઇએ જેઓ ઉંચી કેળવણી પામેલા છે, તેઓ ઘણુ કરીને સાધારણ લોકોના ઉપર રહેમ નજર રાખતા નથી. ભણેલાઓ જે શિક્ષણ મેળવે છે તે દ્વારા તેમનુ અને અભણોનુ મિલન થવુ જોઇએ. પરન્તુ સાધારણ માણસોના વિચાર અને સુધારા ઉપર તેઓને શ્રદ્ધા હોતી નથી.

પાર્કરે લખ્યુ છે કે " સામાન્ય લોકોપર મને ઘણો અવિશ્વાસ નહોતો, પણ જેવી સ્પષ્ટ રીતે તથા ઉત્તમ પ્રકારે સત્યની વ્યાખ્યા કર્યાથી કંઈ પણ અનિષ્ટની સભાવના ન રહે તેવી રીતે કહેવાની મારામા શક્તિ છે કે નહિ તેમા મને શકા છે." કેવી ચમત્કારિક ધર્મભિરુતા અને વિનય !

પરંતુ છેવટે પાર્કરના વિવેકે તેને અસ્થિર કરી મૂકયો. તે જે સત્ય તરીકે માનતો હતો તેને તે વધારે દિવસ છુપાવી શકયો નહિ. તેણે જે ભાષણો લખ્યા હતા, તે પોતાના દેવળમાંની ઉપાસક મંડળી સમક્ષ વાચી સંભળાવ્યાં.

એક અઠવાડિયામાજ પાર્કર પોતાનાં ભાષણોનુ ફળ જાણીને આશ્ચર્ય પામ્યો. ઘણાકો તેની પાસે આવીને કહેવા લાગ્યા, કે અમે તમારા ભાષણો સાભળીને ઘણીજ તૃપ્તિ પામ્યા છીએ. ઘણા દિવસથી જેનો અમે ગૂઢપણે અનુભવ કરતા હતા તેનુ તે ભાષણમા સ્પષ્ટીકરણ થયું છે બાઇબલમા જ્ઞાન અથવા વિવેક વિરુદ્ધ જે કંઈ લખેલુ છે તેપર તે કેવળ બાઇબલનુ વચન છે તેટલાજ ખાતર વિશ્વાસ રાખવો ઉચિત નથી. એવા અવિશ્વાસ મનુષ્યની ધર્મોન્નતિમા હરકત પહોચવાનો કંઈ પણ સંભવ નથી. પાર્કરે બાઇબલમાના ભ્રમ પ્રમાદ દર્શાવનારૂ ભાષણ કર્યા પછી તેના દેવળના એક ધર્મગુરુએ એક સુન્દર વાત કહી હતી કે—" તે ( પાર્કર ) જેવા વિચાર ધરાવે છે તેવોજ ઉપદેશ આપશે તો અમે ખુશી થઇશુ, જો તે જે માને છે તેનો પ્રચાર નહિ કરે તો આખરે અમને એવોજ સન્દેહ થશે કે તે જે માનતો નથી તેનોજ પ્રચાર કરે છે "

વેસ્ટરાકસબેરીમા રહેતી વખતે પાર્કરે પોતાના મનોભાવ લખી રાખ્યા હતા, તેમાથી એકનો ઉતારો આપીએ છીએ.

" એક માણસને મારા ભાષણ પ્રમાણે વર્તતો જોવાથી હુ જેટલો આનન્દ મેળવુ છુ તેટલો આનંદ લોકોએ મારા ભાષણોની કરેલી પ્રશંસા સાભળ્યાથી મને થતો નથી. "

પાર્કરના મનમા વખતો વખત ઘણો ક્લેશ ઉપજતો હતો, તેનુ મોટું કારણ એ હતું કે, તે તેની માન્યતા પ્રમાણે પોતાના જીવનનુ કર્તવ્ય સારી રીતે બજાવી શકતો નહોતો. જગતના હિતને માટે તેણે કેટલાક

કામો કરવાનો સંકલ્પ કર્યો હતો તે તે નહોતો કરી શકતો તેથી તેને ઘણો ક્લેશ થતો હતો. તેણે મે ૧૮૪૦ ની રોજનીશીમા લખ્યું હતું, કે "હું જ્યારે અવકાશને દહાડે અથવા કોઈ સુન્દર રવિવારે કોઈ મહેનતભર્યું કામ કરતો નથી અને ચાંદની રાત્રે કે કોઇ નક્ષત્ર શોભિત રજનીમા બહાર ફરવા નીકળુ છુ ત્યારે મને ઘણું દુઃખ થાય છે. અને પછી જ્યારે કોઈ મહેનતનુ કામ કરવાનુ લઇને બેસું છુ, ત્યારેજ આ દુઃખથી બચી શકુ છું, નહિ તો હુ કઈજ કરતો નથી એવા અનુતાપથી બળ્યા કરૂ છુ." ધન્ય છે મહાત્મન પાર્કર! તમારા જીવનમા એટલા બધા મહાન કાર્ય થયા છે કે, તેટલા જગતના ઘણાજ થોડા ભાગ્યશાળી માણસોના હાથથી થયા હશે કે થાય છે.

તેના દુઃખનુ બીજુ એક સ્વાભાવિક કારણ હતું અમે આગળ લખી ગયા છીએ કે તે કુદરતી રીતેજ બાળકોને ઘણું ચાહતો હતો, અને તેને પોતાને કઇ છોકરૂ નહોતું તેથી તેનુ મન દુ.ખિત થતુ હતુ. પરન્તુ તે ધાર્મિક અને લોકહિતના કામમા ચિત્ત પરોવીને એ દુ ખ વીસરી જતો હતો.

આ વખતે તેના પોતાના ગામ—લેકસિહનના રહેવાસીઓએ તેને ત્યાના દેવળનુ આચાર્યપદ લેવાને વિનતિ કરી, પણ પાર્કર તે કબુલ રાખી શક્યો નહિ.

જ્યારે તે વેસ્ટરાક્સબેરીમા રહેતો હતો, ત્યારે અમેરિકામા એક વિશેષ ગરબડનો સમય હતો. આટલા દિવસ સુધી ત્યાના ખ્રિસ્તી ધર્મના ત્રણ ઇશ્વરને કોઇ પણ જાહેર રીતે ન માનતુ તો તેને કાયદા પ્રમાણે સજા થતી હતી. પણ હવે એકેશ્વરવાદી ખ્રિસ્તીઓને તેમાથા મુક્ત કરવાની કાયદેસર છૂટ મળી હતી. યુનીવરસેલિસ્ટ (Universalist) નામના ખ્રિસ્તી પન્થે અનન્ત નરકના ભયકર મત સામે મોટી બાથ બીડી હતી, લયેડ ગારિસને ગુલામ બનાવવાનો ધધો ઉખેડી નાખવા

માટે કમર કસી હતી. ડાક્ટર ચેનિંગ પ્રભાવશાળી ભાષણોથી માનવ આત્માનુ મહત્ત્વ, અને આન્તરિક ઇશ્વિર ભક્તિનો પ્રચાર કરતો હતો. હરેસમેને સાર્વજનિક શિક્ષણ ફેલાવવા માટે યત્ન કર્યો હતો. રેવરન્ડ જાન પિયારપન્હે રસ્તામા છાકટા થનારને રોકવાનો, અને કોઇ પણ જાતનું ગેરવાજબી કામ–પછી તે લોકોને પ્રિય હોય તો પણ તેની સામે થવાનો ધર્મયાજકોને અધિકાર રહેવો જોઇએ, આ બે મોટા ઉદ્દેશ પૂર્ણ કરવા માટે યત્ન કર્યો હતો. પ્રસિદ્ધ ઇમિરસન પોતાના ભાષણોદ્વારા લોકમત ફેરવતો હતો. મસ્તક વિદ્યા નિપુણ (Phrenslogists) સ્પિટઝિમ અને જાર્જ કુમ્બ લોકોના મનમાથી જૂના અપ્રાકૃતિક વિશ્વાસો દૂર કરતા હતા અને માનવ પ્રકૃતિના તત્ત્વનું શિક્ષણ આપવાને માટે ઉત્સાહ આપતા હતા. આ વખતે વર્ડ્ઝવર્થ (Wordsworth)થી માડીને કોલરીજ, કારલાઇલ, કુજિન, સ્ટ્રસ વગેરે બુદ્ધિશાળી માણસોના ગ્રન્થોનો ચારે બાજુએ અભ્યાસ થતો હતો અને તેથી મત પરિવર્તન વિશેષ થતું હતુ પરિશ્રમ અને સપત્તિના અધિકાર સબંધી તર્ક વિતર્ક ચાલુ થયા હતા, અને સ્ત્રી જાતિના અધિકાર વિષે પણ ચર્ચા ઉદ્દ્ભવી હતી આવા સયોગોમા પાર્કર જેવાનુ ચિત્ત સહેલાઇથી ઉત્તેજિત થાય તેમા શુ આશ્ચર્ય ?

## પ્રકરણ ૧૩ મું—ઉપધર્મની સામે લઢાઇનો સંકલ્પ; કર્તવ્ય પાલન અને ફળાફળનો વિચાર.

પાર્કરના માબાપ યુનિટેરિયન ખ્રિસ્તી હતા અને તેથી તેને તે રીતનું ધર્મશિક્ષણ મળવાથી તેના ધર્મ સબંધી વિચારો બીજા ખ્રિસ્તીઓ કરતા મૂળથીજ ઘણા ઉદાર અને વિશુદ્ધ હતા.

યુનિટેરિયન ખ્રિસ્તીધર્મ કોને કહે છે? બીજા ખ્રિસ્તીઓની સાથે ધર્મમતમા આ પન્થ કઇ કઇ બાબતમાં જૂદો પડે છે? જેઓ ઇસુખ્રિસ્તને ઇશ્વરના અવતાર તથા પાપીને તારનાર તરીકે માને છે તેઓ ઘણું કરીને ખ્રિસ્તીઓમા ગણાય છે, યુનિટેરિયનો તેને ઇશ્વ-રાવતાર માનતા નથી; પિતા, પુત્ર અને પવિત્ર આત્મા આ ત્રણ પ્રકા-રના મત તેઓ યુક્તિ તથા બાઇબલથી વિરુદ્ધ સમજે છે, એજ તેઓમા મોટો તફાવત છે. યુનિટેરિયનોમા પણ હાલ તો એક બીજા વચ્ચે ઘણો તફાવત નજરે પડે છે.

પાર્કરની આગમચ યુનિટેરિયનો ઇસુખ્રિસ્તને ઇશ્વરે મોકલેલા સત્ય માર્ગના દર્શક તરીકે માનતા હતા. મુસલમાનો મહમદને જેવી રીતે જુએ છે, તેવીજ રીતે યુનિટેરિયનો પણ ઇસુખ્રિસ્તને જોતા હતા. કેવળ એટલુંજ નહિ, પણ બાઇબલને પણ તેઓ ભૂલ વગરનુંજ ધર્મશાસ્ત્ર માનતા હતા. પાર્કરના વખતથી એ માન્યતામા ફેરફાર થવાનો આરંભ થયો. એ ફેરફારને પરિણામે ત્યાના ધાર્મિક વિચારોની ઉન્નતિનો પ્રવાહ એટલો બધો વહેતો ચાલ્યો છે કે જેથી કરીને હાલના ઉન્નત પંક્તિના યુનિટેરિયનોના ધર્મમત સાથે વિશુદ્ધ બ્રાહ્મધર્મ અથવા પ્રાર્થના સમાજના ધર્મમા કંઇ પણ તફાવત રહેવા પામ્યો નથી

પાર્કર ખ્રિસ્તીધર્મના ખોટા વિચારોનો નાશ કરવામા અને વિશુદ્ધ સત્યધર્મના પ્રચારમા પ્રવૃત્ત થયાથી તેના મિત્રો ભય ધરવા લાગ્યા કે ચારે બાજુએથી ખોટા વિચારમા ફસેલા ખ્રિસ્તીઓ તરફથી તેના ઉપર ઘણો ભારે જુલમ વરસાવવાનો આરંભ થશે તેથી કેટલાક સારા વિચારના તથા હિતેચ્છુ માણસો તેને તેણે પકડેલા કામથી દૂર રાખવાનો યત્ન કરવા લાગ્યા.

પાર્કરના મિત્રોની નજર આ વખતે તેના ઉપર અનેક રૂપે ખેંચાઈ રહી હતી, કેટલાકોએ સહાનુભૂતિ પ્રકટ કરીને, કોઇએ ઉત્સાહ આપીને

અને કોઇએ કાંટાવાળા માર્ગમા આગળ જવાની મનાઈ કરીને તેને પત્ર લખવા માડયા. તેમાંના બે પત્રના ઉત્તરમા તેણે એ વિષે જે લખ્યુ હતું તેનો મર્મ અહીં આપીએ છીએ.

"ફળ ગમે તેવુ આવો પણ મને એટલી હિમ્મત છે કે હુ સર્વદા સત્ય બોલી શકીશ હુ ધારૂ છુ કે કોઈ મત અથવા કાર્યના ફળાફળ વિષે જેટલો વિચાર કરવો જોઇએ, તેના કરતા લોકો વધારે વિચાર કરે છે. કયો મત ખોટો છે, અથવા કયુ કાર્ય કરવા જેવુ છે એટલી પ્રતીતિ થયા પછી તેના ફળાફળ વિષે વિચાર કરવાનો તમને અને મને શો અધિકાર છે? ફળ અફળ ઇશ્વરના હાથમા છે, માણસના હાથમા નથી. સૂર્યોદય અથવા ભરતીઓટ જેમ માણસના હાથમા નથી, તેમ કર્ત્તવ્ય અને સત્ય પાલનના વિષયમા ફળ અફ-ળનો વિચાર કરવાનો પણ તેને કશો અધિકાર નથી. લોકોએ ગેલિ-લિઓને કહ્યુ હતું, કે 'તમારો વૈજ્ઞાનિક મત કદાચ ખરો હોય પણ વિચાર કરીને જુઓ કે એ મતનો પ્રચાર કર્યાથી શુ ફળ નીપજશે.' જ્ઞાની ગેલિલિઓએ જવાબ આપ્યો હતો કે 'હુ ફળ કે અફળના ઉપર નજર નાખીશ નહિ સત્ય કહેવુ અને કર્તવ્યનુ પાલન કરવુ એજ મારૂ કામ છે ફળાફળનુ કાર્ય ઇશ્વરના હાથમા છે,' સાવચેત રહેવા માટે આપે જે સલાહ આપી છે, તેને માટે હુ આપને અન્ત કરણ-પૂર્વક ધન્યવાદ આપુ છુ કદાચ આપ ધારતા હશો કે, હુ ચાલતા ધર્મવિરુદ્ધ ખરા મતોનો પ્રચાર કરીને જગત ઉપર દુઃખ લાવવાની ઇચ્છા રાખુ છુ. પણ કેટલાક નાની ઉમ્મરના જુવાનો પોતાના મનના ક્ષણસ્થાયી ભાવોનો પ્રચાર કરીને જેમ પોતાનુ અને સર્વ સાધારણનું અહિત કરે છે, તેવો હુ નથી. સર્વ મગળને માટે છે, એવો મારો સપૂર્ણ વિશ્વાસ છે, તેમ છતા તેમા જો કષ્ટ આવી પડે તો મને તેથી પણ સાન્ત્વના જ થશે. કારણ કે તે પછી એક દીવસ

એવો પણ આવશે કે જ્યારે આ સર્વ કષ્ટનુ સર્વથી ચઢીઆતું ફળ હુ મેળવીશ; અને "દુઃખને માટે ખેદ કરવો એ મૂર્ખનું કામ છે," એ વાત તે વેળાએ બરાબર સમજીશ. માણુસ માત્રને અનેક વિષયમા નાઉમેદ થઇને દુઃખ વેઠવુ પડે છે. આપણા ઘણાક પ્રિય સકલ્પો અમલમા મૂકવાનો યત્ન કરવા જતાજ તે નિષ્ફળ જાય છે, પણ જ્યારે ધીરે ધીરે મેઘ ઉઘડી જાય છે, ત્યારે પાછા આપણે જોઇએ છીએ કે તે વિષયમા ફતેહમદ થયા હોત તો નિષ્ફળતા કરતા પણ વધારે નુકશાન થાત. પ્રાચીનકાળના એક જ્ઞાનીએ કહ્યું છે, કે 'પરમેશ્વર જાણે આપણી અર્ધી પ્રાર્થના અગ્રાહ્ય કરે છે.' અમગળ કાંઇજ નથી, અને સર્વશક્તિમાન પ્રભુ સર્વજ્ઞ અને સર્વનો હિતકારી હોવાથી તેના રાજ્યમા અમગળનુ ચિહ્ન માત્ર નથી. સઘળા દુઃખોમા આ વિશ્વાસજ મને એક માત્ર શાન્તિ આપે છે, અને તેથી પ્રાચીન કવિ હેનરી મુરની પેઠે હુ પણ બોલી શકુ છુ, કે "પ્રભો, મને ધૂળમા ખુબ મેળવી દે, તેમ થયાથી તમે મને તે નીચતાથી રહિત બનાવીને ઉચ્ચતામા જગાડી શકશો."

## પ્રકરણ ૧૪ મું—ભાષણ, ચર્ચા અને ગ્રન્થ પ્રકાશ.

તા. ૧૯ મે સને ૧૮૪૧ ને દહાડે બોસ્ટનમા પાર્કરે એક ભાષણ આપ્યુ. ભાષણનો વિષય એ હતો કે "ખ્રિસ્તી ધર્મનો અસ્થાયી અને સ્થાયી ભાગ." આ ભાષણમા તેણે અતિ ઉત્તમ રીતે દેખાડયુ હતું, કે ખ્રિસ્તી ધર્મમા જે નીતિ તથા અધ્યાત્મિક સત્યો રહેલા છે, તેજ એનો સ્થાયી ભાગ છે, પરન્તુ એમા જે મનુષ્યકલ્પિત મત તથા અનુષ્ઠાનો દેશકાળને અનુસરીને દાખલ કરેલાં છે તે કોઇ રીતે સદા ટકનારાં નથી. જે જે પરમેશ્વરના સત્યો છે તેજ

સર્વદા એકરસ રહેલા છે, બીજી બાબતોમા દેશકાળ અવસ્થા મુજબ સર્વદા ફેરફાર થતા આવેલા છે

ખ્રિસ્તીધર્મ વિષે પાર્કરે ઉપર પ્રમાણે કહ્યું હતું તેવુ ખરેખર સઘળાજ ધર્મોમા છે હિન્દુ, મુસલમાન, બૌદ્ધ અથવા જગતમા ચાલતા બીજા સર્વ ધર્મોમા સત્ય અને અસત્ય બને ભળેલા છે. એમાથી જે જે ખરૂ છે તે હમેશા રહેવાનુંજ, પણ જે માણસની બ્રાન્ત બુદ્ધિ તથા કલ્પનાવાળુ છે, તેનો તો ઉત્પત્તિની પેઠે વિનાશ પણ થાય છેજ. સત્યનો અંશ પહાડની પેઠે સર્વદા અડગ રહેલો છે, જ્યારે કૃત્રિમ અંશ પાણીના તરંગની પેઠે ચંચળ તથા ફેરફાર પામવાવાળો છે. પાર્કરે કહ્યુ હતુ, કે ખ્રિસ્તી ધર્મમાનો નાશ નહિ થાય એવો ભાગજ ખરેખરો 'ખ્રિસ્તી ધર્મ' છે

પાર્કરે તે ભાષણમા એક ઠેકાણે એમ પણ કહ્યું હતું કે "કદાચ આવુ સિદ્ધ થાય કે સુસમાચાર પુસ્તકો Gosples ધૂર્ત્ત માણસોની ખોટી રચના છે અને ઇસુ નામનો નાઝારથમા રહેનારો કોઇ માણસ જ નહોતો," તોપણ ખ્રિસ્તીધર્મ તો દુનિયામા નિર્વિઘ્નતાથી ખડો રહેશે જ ઇસુખ્રિસ્તની સાથે જગતના સર્વથી ચઢીયાતી પંક્તિના માણસોની સરખામણી કરવામા આવે તો પણ તેઓ તેના આગળ બહુજ ઉતરતા જણાશે, + + પરન્તુ તે છતા શુ તેઓ કહેશે નહિ કે ખ્રિસ્ત પણ આપણોજ ભાઇ હતો ? અને આપણે જેમ માનવસંતાન છીએ તે છતા જેવી રીતે પરમેશ્વરના પુત્ર પણ છીએ, તેમ તે પણ હતો. જે વેળાએ દુનિયા ઘણી પાપપૂર્ણ થઇ હતી, તે વેળાએ પણ ઇસુખ્રિસ્તે જેમ પરમેશ્વરની તરફ નજર કરી હતી, અને તેની તથા જગતપિતાની વચ્ચે કોઈ પણ મધ્યવર્તી નહોતો, તેમજ પરમેશ્વર અને આપણા વચમા કોઇને મધ્યવર્તી તથા આડ ન રાખીને ઇસુખ્રિસ્તની પેઠેજ તેની ઉપાસના નહિ કરીએ, તો આપણે પણ કદી ખ્રિસ્તી થઇ શકીશુ નહિ."

આ ભાષણ કર્યા પછી પાર્કરની વિરૂદ્ધ ચારે બાજુએ ગરબડ મચી રહી, પાદરીઓ ગુસ્સે થઇને ગર્જના કરવા લાગ્યા, અને તે જેઓને મિત્ર સમજતો હતો તેમાના ઘણાકો તેના દુશ્મન થયા. જેઓ બાઇબલને ઇશ્વરના વાક્યો તથા ઇસુખ્રિસ્તને વગર ચૂકના મહાપુરુષ તરીકે માનતા નહોતા, એવા પણ ઘણાક માણસો લોકોને ખુશ કરવા માટે તેની સામે થયા. જેમાના ઘણાકો યુનિટેરિયન પાદરીઓ હતા.

આખા દેશના માણસો શત્રુ થઇ પડીને ચારે બાજુથી તેનો વિરોધ કરવા લાગ્યા. તે એકલો વીરની પેઠે અચલ ભાવથી એ સર્વ સહન કરવા લાગ્યો. તેણે લખ્યુ હતું, કે "મારા ધર્મયાજક ભાઇઓએ મને અવિશ્વાસી તથા નાસ્તિકની ઉપાધિ આપી હતી એક વૃદ્ધ પાદરીએ તો વર્ત્તમાન પત્રમા એવી અરજ પણ કરી હતી કે એટર્નિ જનરલે મારી સામે મુકરદમો ચલાવવો, ગ્રાંડ જુરીએ મને દોષિત સાબેત કરવો અને ન્યાયાધીશે મને ત્રણ વર્ષ કેદખાનાની સજા કરવી. મારા ઘણાખરા ધર્મયાજક મિત્રોએ હવે મારો ત્યાગ કર્યો. રસ્તામા મળતા પણ ઘણાકો મારી સાથે વાત કરતા નહોતા અને મારી સાથે હાથ મેળવવામા શરમાતા હતા. જાહેર સભામા હુ જે બાક ઉપર બેસતો હતો તેને છોડીને તેઓ બીજે સ્થાને જઇ બેસતા હતા જેમ યાહુદીઓ રગતપીતીયાને જોઇને જેવો વ્યવહાર કરે, તેમ તેઓ પણ મારાથી દૂર રહેતા હતા."

પાર્કરે પોતાનુ ભાષણ છપાવ્યુ, પણ બોસ્ટનમા એને પ્રકટ કરનાર તથા વેચનાર મળવો મુસ્કેલ પડયો. તેનુ ભાષણ કોઇ પ્રકટ ન કરે તથા વેચે નહિ એવો પાદરીઓ યત્ન કરવા લાગ્યા. આખરે સ્વીડનબર્ગ સપ્રદાયના કોઇ માણસે એ ભાષણ પ્રકટ કર્યું. પ્રકટ થતાજ ભાષણ અને ભાષણ કરનારની વિરૂદ્ધમા ચારે બાજુથી

ગાળોનો વરસાદ વરસવા લાગ્યો, સર્વ વર્તમાનપત્રો તેની નિન્દાથી ભરાયા અને ઇશ્વર નિન્દક તથા નાસ્તિક તરીકે પાર્કર સર્વત્ર પ્રખ્યાત થયો. આ બનાવના સબધમા પાર્કરે લખ્યુ છે, કે–"યુનિટેરિયનોના વર્તમાનપત્રોમા મારા અથવા મારા મિત્રોના લખાણો પ્રકટ થતા નહોતા, તેમનો ઉદ્દેશ એજ હતો કે મારા લખાણો કોઈ વાચે નહિ. વેસ્ટરાક્સબેરીની ઉપાસક મંડળી મારાથી છુટી પડવાને માટે તથા ત્યાથી મને કાઢી મૂકવાને માટે છુપી કોશેશ કરવા લાગી. શુ બનશે તે હુ આગમજથી જાણતો હતો. મેં પ્રતિજ્ઞા કરી કે હુ અન્ત સુધી પાછો પડીશ નહિ. મે મારા સામાવાળાને કહ્યુ હતું કે, હુ પોતેજ મૂગો ન બેસુ, ત્યાસુધી કોઈ પણ મને મૂગો કરી શકશે નહિ. મારી ખાતરી હતી કે હુ તેમ કદી કરીશ નહિ. મને મારા દેવળમાથી હાકી કાઢે તો નગરે નગર, ગામે ગામ ભાષણ કરતો ફરીશ, એટલુજ નહિ પણ જરૂર પડશે તો હુ લોકોને ઘેરેઘેર જઈશ ગામે ગામ ફર્યાથી આખરે શુ ફળ નીપજશે, એ હુ જાણવા પામ્યો હતો, પરન્તુ નાની મડળી કે જે મડળીનો હુ આચાર્ય હતો તે મને મદદ કરવામા અને મારો પક્ષ સમર્થન કરવામા આગળ પડી. તે મડળી મારા પ્રત્યે હૃદયની સહાનુભૂતિ તથા અનુગ્રહ દર્શાવવા લાગી."

અમેરિકામા એવો ચાલ છે કે ધર્મયાજકો એક બીજાના દેવળમ. જઈને આચાર્યનુ કામ કરે છે, એટલે કે તેઓ ઘણીક વખતે પોતપોતાનુ કામ એક બીજાની જોડે અદલબદલ કરે છે. પાર્કરની જોડે ઘણું કરીને સર્વ પાદરીઓનો આવો અદલબદલનો સબધ બંધ પડ્યો હતો. આ વખતે એક માણસે યુનિટેરિયન પાદરીનો ધધો કરવાની ઇચ્છા જણાવતા પાર્કરની જોડે કદી કામની અદલાબદલી નહિ કરવાની પ્રતિજ્ઞા કરાવ્યા પછીજ તેને પાદરીના કામમા લગાડ્યો હતો. અહિં એક અજાયબી ભરેલો બનાવ લખીએ છીએ. અમે કહ્યુ

છે કે પાદરીઓ પાર્કરને અવિશ્વાસી તથા નાસ્તિક તરીકે કહેવા લાગ્યા હતા. એક દહાડો પાર્કર કોઇ ઠેકાણે ભાષણ કરતો હતો, તે ભાષણ એક સ્ત્રી ધ્યાનપૂર્વક સાભળતી હતી. તે સાભળતા સાભળતા મોહિત થઇને બોલી ઉઠી કે "પેલો નાસ્તિક થિયોડર પાર્કર જો આ ભાષણ સાંભળે તો કેવુ સારૂ!"

ઇ. સ. ૧૮૪૧ ના શિયાળામાં બોસ્ટનના કેટલાક માણસોની અરજ ઉપરથી પાર્કરે તે શહેરમા ધર્મ સંબધી પાચ ભાષણો આપ્યાં હતાં. તે ભાષણો અમેરિકાનાં કેટલાક વર્ત્તમાનપત્રોમા પ્રકટ થયાં હતા. આ ભાષણોનો વિષય જરૂરનો લાગવાથી તેણે બીજાં કેટલાક શહેરોમા પણ એજ ભાષણો આપ્યા હતા અને પછી તે સર્વ ભાષણો એક પુસ્તકાકારમા પ્રગટ કર્યા હતા. બોસ્ટનના બે ધનવાન તથા આબરૂદાર માણસોએ તે પુસ્તક પ્રકટ કરનારને વિનતિ કરી હતી કે, તે એ પુસ્તક પ્રકટ ન કરે, પરન્તુ તેની વિનતિ તેણે કબૂલ રાખી નહિ. પાર્કરના પુસ્તકો પ્રકટ ન થાય તે માટે તેની સામેવાળા પોતાથી બનતો સર્વ યત્ન કરતા હતા.

એ પુસ્તકનુ નામ A Discourse on matters pertaining to Religion હતું. આ અમૂલ્ય ગ્રન્થે ઘણાક વિપથ ગામીઓને માર્ગ દેખાડયો છે, ઘણાક ખોટા વિચારથી અધ બનેલાઓને આખ આપી છે, ઘણાક શોકાર્ત્ત હૃદયોમા શાન્તિરૂપ જળનુ સિંચન કર્યું છે, અને ઘણાક પાપમા ફસેલા માણસોને પવિત્રતાનો સ્વર્ગીય પ્રકાશ આપ્યો છે. ખરેખર એવા જ્ઞાનપૂર્ણ તથા ઉપદેશદાયક ગ્રન્થ જગતમાં થોડાજ હશે આ ગ્રન્થને લીધે ઉદાર ધાર્મિક સિદ્ધાન્તોનો પ્રચાર થવાથી આયર્લાંડના યુનિટેરિયન પાદરીઓમા મોટી ગરબડ મચી રહી હતી અને અન્તે ચુસ્ત યુનિટેરિયનોને પોતાના જૂના મતને પુષ્ટિ આપવા માટે ઈ. સ. ૧૮૭૫ મા એક નવી સમાજ સ્થાપન કરવી પડી હતી.

## પ્રકરણ ૧૫ મું.—પાદરીઓ સાથે મતભેદ અને અડગપણું.

આગલા પ્રકરણમા જણાવેલા પુસ્તક વિષે પાર્કરના એક જીવન ચરિત્ર લખનારે એક બનાવનુ વર્ણન કર્યુ છે. એક રવિવારે એક આળસુ અને હલકા મનનો યુવક વખત ગાળવાનો ઉપાય શોધતો હતો. અમેરિકાના એક ન્યાયાધીશે તેના હાથમા પાર્કરનુ તે પુસ્તક આપ્યું તેણે પોતાના જીવનમા કોઇ પણ વેળાએ ધર્મનુ કોઇ પુસ્તક વાચ્યુ નહોતું તેથી તે આનાકાની સાથે લઇને પોતાને ઘેર ગયો. સાજ સુધીમા તેણે તે પુસ્તક અર્ધુ વાચી નાખ્યુ. તેણે વિચાર કર્યો કે આ પુસ્તકમા જે લખેલુ છે તેવોજ જો ધર્મ હોય તો તો ધર્મને હુ ચાહી શકીશ કેટલાક દિવસ પછી તે ન્યાયાધીશ પાસે જઇને તે બોલ્યો, "આપ તે પુસ્તક મને વેચાતું આપો ' તેણે કહ્યુ કે "હુ તે વેચીશ નહિ, પણ તને બક્ષીસ આપુ છુ" યુવક કૃતજ્ઞ ચિત્તથી પુસ્તક લઇને ચાલ્યો ગયો કાળે કરીને એ યુવક એક પ્રખ્યાત રાજનીતિજ્ઞ થઇ શક્યો હતો ગરીબ છોકરાને શિક્ષણ આપનારા એક વિદ્યાલયમા તેણે ઘણી મદદ આપી હતી. કેટલાક વર્ષ પછી તે પેલા ન્યાયાધીશને મળવા આવ્યો, તેણે કહ્યુ કે તે હજી પણ ધર્મ વિષયના પુસ્તકો વાચતો રહે છે, અને પાર્કરનુ પેલુ પુસ્તક લોકોને વાચવા આપે છે પાર્કરના ગ્રન્થો લોકોના હૃદયને ખેચે એમા આશ્ચર્ય નથી, જે વસ્તુ હૃદયમાથી નીકળે છે, તે બીજાના હૃદયમા પ્રવેશ કરે છેજ. લખવા સમયે તેના હૃદયનો આવેગ કોઇ કોઇ વેળા એટલો તો વધી જતો કે તે તેને રોકવાને અસમર્થ થઈ મિત્રાના ઉપર પડીને રોતો હતો.

ઇ સ. ૧૮૪૨-૪૩ ના શિયાળાની ઋતુમા મિત્રોની વિનન્તિ-પરથી તેણે બોસ્ટનમા છ ભાષણો આપ્યા હતા તેની પાસેના સાતદિ

નગરમા પણ એ ભાષણો પાછા આપ્યા હતા.

અમે પહેલા લખી ગયા છીએ કે પાર્કરને પાદરીના પદ ઉપરથી ખસેડવાની તજવીજ થઇ હતી પણ તેના હૃદયમા જે સ્વર્ગીય તેજસ્વીતા ભરેલી હતી તે કોની મગદુર હતી કે હોલવી શકે ? પાદરીના કામથી દૂર થવુ પડે તો તે પછી શુ કરવુ તે વિષે પાર્કરે એક કાગળમા લખ્યુ હતું કે.—" હુ વરસમા સાત અથવા આઠ મહિના જ્ઞાનોપાર્જન અને બાકીના ચાર અથવા પાચ મહિના જ્ઞાનનો પ્રચાર કરવામા ગાળીશ. ચારે તરફ શહેરમા કે જગલમા, રસ્તામા કે પહાડમા જયા પણ માણસને જોઇશ, ત્યા પ્રચાર કરીશ પૂર્વમા અને પશ્ચિમમા, ઉત્તરમા અને દક્ષિણમા જઇને દેશને જાગ્રત કરીશ. જે ચાલુ ધર્મ લોકોની બુદ્ધિ તથા આત્માને ખરાબ કરે છે તેનો નાશ જો નહિ કરી શકુ તો હુ સમજીશ કે મે જેટલુ સત્ય જાણ્યુ છે, તેના કરતા વધારે જાણવાનુ હજી બાકી છે એ વસ્તુથી હુ સપૂર્ણ મુક્ત છુ—લોકભય અને મ્હોટા ગણાવાની ઇચ્છા હુ જેને ખોટુ સમજુ છુ, તેનો ખોટા તરીકે પ્રચાર કરીશ અને સત્યનો સત્ય તરીકે પ્રચાર કરીશ પછી તે સફળ થાઓ કે નિષ્ફળ જાઓ તે તરફ મ્હારે જોવાનુ નથી '

આ વેળાએ બોસ્ટનના એક નાસ્તિક અને સશયવાદી તથા ખ્રિસ્તીધર્મના વિરોધી 'ટામસ પેન'ના જન્મ દિવસના સ્મરણાર્થે મળનારી સભામા પાર્કરને નિમત્રણ થયુ પાર્કર ખ્રિસ્તીધર્મના ખોટા વિચારોનો શત્રુ હોવાથી તેઓએ ધાર્યું હતું કે તે ખુશીની સાથે તે નિમત્રણ કબૂલ કરશે, પરન્તુ ટામસ પેનનો રાજદ્વારી બાબતો સાથે સબધ હોવાને લીધે તથા તેની સાથે ધાર્મિક વિચારોમા પાર્કરની એકતા ન હોવાથી તેમજ પાર્કર ખ્રિસ્તની અતઃકરણથી ભક્તિ કરતો હોવાથી તેણે તે સભામા જવાનુ યોગ્ય ધાર્યું નહિ.

એ અરસામાં યુનિટેરિયન પાદરીઓની એક સભામાં પાર્કરની સાથે તેઓને ઘણું વાગ્ યુદ્ધ થયું હતું. એક મેમ્બરે કહ્યુ કે થિયોડર પાર્કરે તે સભામાથી રાજીનામુ આપવુ. પાર્કરે તે વાત કબુલ નહિ કર્યાથી ઘણો વાદવિવાદ થયો. તેઓએ કહ્યું, કે પાર્કર બાઇબલમાં વર્ણવેલી અલૌકિક ક્રિયા ( Miracles ) ને માનતો નથી. તેથી તેઓ તેને પોતાના દલમા સામેલ કરી શકતા નથી.

પાર્કરે કહ્યુ હતું કે હું તેઓની સભા છોડી શકત, પણ તેથી સ્વતંત્ર વિચારો તથા સત્ય પ્રચારના કામને નુકશાન થાય તેમ લાગવાથી હું તેમ કરવા તૈયાર થયો નહોતો. તેણે એમ પણ કહ્યું હતું કે કોઇ માણસ અમુક ક્રિયામા વિશ્વાસ ન કરવા છતાં પણ તેને ખ્રિસ્તી કહી શકાય છે. આગળ જણાવી ગયા છીએ તેમ પાર્કરના મતમાં, પરમેશ્વર અને મનુષ્યના ઉપર પ્રેમ એજ ખરો ખ્રિસ્તીધર્મ હતો. તેના સામેવાળાઓએ તેને ખ્રિસ્તીધર્મનો વિરોધી અને એકેશ્વરવાદીઓના મતને સિદ્ધ કરવાનો યત્ન કરનારો ગણી તેની એ વાત સંપૂર્ણ નાકબૂલ કરી. આવા એકેશ્વરવાદીઓની જોડે એક ભારે વિષયમા તેણે પોતાનો મતભેદ જણાવ્યો. આ જાતના એકેશ્વરવાદીઓનો મત એવો હતો કે મનુષ્ય પોતાના સ્વાભાવિક જ્ઞાનબળથી પણ ધર્મ સંબધી સત્યો જાણી શકે છે. તેઓ બીજાના આદેશપર વિશ્વાસ મૂકતા નથી પાર્કર વિશ્વાસ રાખતો હતો કે દરેક માણસ પોતાના જ્ઞાન તથા સાધુતાના પ્રમાણમા પ્રભુમય થાય છે.

એક પાદરી દારૂ પીવાની વિરૂદ્ધમા ભાષણ કરતો હતો, તેથી કેટલાક દારૂ વેચનારાઓ તેને કાઢી મૂકવાની તજવીજ કરતા હતા. પાર્કર તે પાદરીનો પક્ષ લઇને કલમ ચલાવતો હતો. તેથી તેને અપરાધી ગણાઇને પોતાના યાજક ભાઇઓની આગળ તિરસ્કારને પાત્ર થવુ પડ્યુ હતું

ઘણો વાદવિવાદ થયા પછી બે સારા માણસો પાર્કરની સરળતાની પ્રશંસા કરવા લાગ્યા. તે હવે આખમાનાં આંસુઓ રોકી શક્યો નહિ. રોતો રોતો તે તેમની રજા લઇને ઘર તરફ ગયો.

આ બનાવ બન્યા પછી પાર્કરે પોતાના એક મિત્રને જે પત્ર લખ્યો હતો તેનો સારાંશ અમે નીચે આપીએ છીયે.

"અનન્ત ઇશ્વરની સહાનુભૂતિ અને હૃદયની અન્દર તેનાં પ્રસન્નતાસૂચક વાક્ય મળ્યા વિના હું હવે કોઇ રીતે જીવી શકતો નથી. પરન્તુ જ્યારે મેં માણસોની કૃપા મેળવી છે ત્યારે હુ તેમનું કહેવું પણ આદરપૂર્વક ગ્રહણ કરૂ છુ. તે દહાડે રાત્રે શા માટે અશ્રુપાત થયો હતો, તે સમજવામાં આપની ભૂલ થઈ છે. કોઈ એક કઠોર વાક્ય સાભળ્યાથી હુ રોતો નહોતો. તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે મને ગમે તેટલા કટુવાક્ય કહેત તોપણ હુ તેના ઉપર કઇ પણ નજર રાખત નહિ, પરતુ જે વખતે દયાના વાક્યો મને કહેવામાં આવ્યા હતા ત્યારેજ હુ રોયો હતો. હુ આખી રાત તર્કના ઉત્તરમા તર્ક, આઘાતને બદલે આઘાત અને અસદ્‌વ્યવહારને બદલે સદ્‌વ્યવહાર કરી શકુ છુ, પરન્તુ જ્યારે કોઈ માણસ મારો પક્ષ ગ્રહણ કરીને મારા ઉપર રહેમ દિલવાળા વાક્ય વાપરે છે, ત્યારે હુ રાક થઇ જાઉ છું. પહેલાથી મારે કહેવું જોઇતું હતું કે ગમે તેટલા મને અપમાનના વાક્યો કહો, પણ કોઈ મારો પક્ષ સમર્થન કરીને કઇ સહાનુભૂતિસૂચક વાક્ય ન વાપરે."

"ચાલતા ધર્મની સામે બોલવાથી વિપદ્ છે તે હુ પહેલા જાણતો હતો જોર્જ ફૅાકલ, પ્રીસ્ટલિ, આર્વિલાર્ડ અને સેન્ટપાલનુ કરેલુ કામ હુ વિસરી ગયો નહોતો. એમ ન ધારતા કે હુ આ બધા મહાનપુરુષોની જોડે મારી સરખામણી કરૂ છુ, તે છતા એક વિષયમા તો સરખાપણું છેજ. તેઓમાના પ્રત્યેકે એકલાએજ સર્વ સહન કર્યું

હતુ અને હુ પણ એકલોજ સહન કરૂ છુ. પાલે કહ્યુ હતું કે "હુ એકલોજ બધા જુલમ સહન કરતો હતો," પરન્તુ બીજા એક મહાનપુરુષે કહ્યુ છે કે "હુ તો એકલો નથી, પ્રભુ મારી જોડે છે." ફળાફળ શુ નીપજશે, તેનો હુ વિચાર કરતો નથી ગમે તેમ થાઓ પણ કેવળ મારૂ કર્તવ્યજ પાલન કરવા ઇચ્છુ છુ. મારૂ બહારનુ જીવન અધકારમય થશે, અને મારા જુના સોબતીઓથી હુ વિખુટો થઇશ તેમા સન્દેહ નથી. લોકો મને સન્દેહની આખથી જોશે અને પાદરીઓ મને ધિક્કારશે, પરન્તુ તેનો મારે વિચાર કરવાનો નથી. મારા અન્તરમા જે ગભીર શાન્તિ રહેવાની છે એ રહેશેજ, અને તેનો મને જે સન્તોષ છે તે વાક્યથી જાહેર કરવાને હુ અશક્ત છુ. કોઈ પણ દુનિયાઇ કષ્ટ મને એક પળથી વધારે વિક્ષેપ કરી શકતુ નથી. કોઇ પણ નિરાશા મને ખેદિત અથવા પરમેશ્વરમા અશ્રદ્ધાળુ કરી શકતી નથી. જેમ મારા વસ્ત્રમાથી બરફના કણ ખરી જાય છે, તેમ મારા મનમાથી આ લોકના દુખો જતા રહે છે ગયા બે વર્ષથી હુ જેવો સુખમા છુ, તેવુ સુખ મે મારા જન્મારામા મેળવ્યુ નથી ખોટા વિચારોનો નાશ કરવો એ કામ ક્લેશદાયક છે ખરૂ, પરન્તુ સગઠન કરવાની આગળ વિનાશ એ છેક સામાન્ય કાર્ય છે એમ ન ધારશો કે ઘણા માણસો મારૂ ભાપણ સાભળવા આવે છે તેથી હુ અહકારી થાઉ છુ ઘણા માણસોની સામે ઉભા રહીને બોલવુ પડવાથી માણસને જેવુ નમ્ર થવુ પડે છે એવુ બીજી રીતે થવુ પડતુ નથી. "મારૂ કર્તવ્ય છે, હુ કરૂ છુ." આ વિચારજ મને કીમતી બદલો છે. આવો મોટો બદલો બીજો શો હોઇ શકે, તે હુ જાણતો નથી. હુ જાણુ છુ કે, વીસ પચીસ વિશ્વાસ વગરના, નિરાશ લોકોના હૃદયમા મારા યત્નથી ધર્મભાવ તથા પરમેશ્વર પ્રત્યે વિશ્વાસ ઉત્પન્ન થયો છે. જગતના બધા ખ્રિસ્તી ધર્મયાજકો મારા વિરૂદ્ધમા ગમે તે

બોલે અથવા કહે, પરંતુ એક માત્ર એજ બનાવથી તે સર્વ પૂર્ણ થઇ જાય છે. હુ આ બધુ શામાટે બોલુ છુ ? કેવળ આપને એટલુ સમજાવવાને માટેજ કે કોઈ રીતે મારી હાર થવાનો સભવ નથી બસો ત્રણસો વર્ષ પહેલા મારા કેટલાક પૂર્વજોએ ધર્મને માટે માથા આપ્યા હતા તેમની પેઠે મને તેવી પરીક્ષામા કસાવુ પડતુ નથી હુ મારૂ નાનુ કષ્ટ સહેલાઇથી સહન કરી શકીશ."

## પ્રકરણ ૧૬ મુ'—ધર્મનો વાદવિવાદ અને પાર્કરને માટે પ્રાર્થના.

ઇ સ. ૧૮૫૭ અને ૧૮૫૮ મા અમેરિકાના વેપારની અવસ્થા ઘણી ખરાબ થઈ હતી દુખ પડ્યા વિના માણસો ધર્મને ઇચ્છતા નથી, પરન્તુ ખેદનો વિષય એ છે કે જેઓ દુખને સમયે ધર્મ ઉપર પ્રેમી થાય છે, તેઓ સુખની વેળાએ પાછા ધર્મને ભૂલી જાય છે. પૈસાની હાની, ગરીબાઇનો ભય, વગેરે કારણોથી ચોતરફ ઉપાસનાની સભાઓ સ્થપાવા માડી. પાદરીઓને આવો અવસર મળ્યાથી ઘણા ઉત્સાહની સાથે ધર્મપ્રચારમા તેઓ પ્રવૃત્ત થયા દુર્બલ ચિત્ત અને ખોટા વિચારવાળા માણસોમા તેથી ધર્મભાવનો તરગ ઉપડયો. ટોળાબધ પાદરીઓ એક ગામથી બીજે ગામ અને એક નગરથી બીજે નગર જવાને દોડવા લાગ્યા દેવળના દરવાજા આખો દહાડો ઉઘાડા રહેતા હતા. દેવળની ચારે બાજુએ અનન્ત નરકની ભીષણ છબીઓ લગાડવામા આવેલી હતી. ભાષણો, બૂમો, ગાવુ, વગાડવુ, રોવુ વગેરે બનાવથી તે પાદરીઓ આકાશ ગજાવવા લાગ્યા. જે બધા ખોટા વિચારો અથવા કુસસ્કારો હંમેશાને માટે ચાલ્યા ગયા છે એવુ સમજુ માણસો ધારતા હતા તે સર્વ હવે નવા વેશથી દેખાવા લાગ્યા

આ પ્રમાણે પાદરીઓ ખ્રિસ્તીધર્મને પાછો જગાડવા માટે બહુજ

યત્ન કરવા લાગ્યા. આ પાદરીઓ થિયોડર પાર્કર અને તેના ધર્મ-મતને અન્તરપૂર્વક ધિક્કારતા હતા. તેઓ કહેવા લાગ્યા કે થિયોડર પાર્કર સતાનનો દૂત છે, અને સેતાનથી પ્રેરીત થઇને તેનુંજ કામ કરે છે. એક પાદરી કે જે પાર્કરને એવોજ માનતો હતો તે એક દહાડો લાગ મળતા પાર્કરનુ ભાષણુ સાભળવા આવ્યો હતો. સાભળતાં સાભળતા તે એટલો મોહિત થઈ ગયો કે તે પૂરૂ ન થતા સુધી ત્યાથી જઈ શકયો નહિ અને તેના મનમાં એક મોટો સન્દેહ ઉપ-જ્યો કે આવી મોહિનીશક્તિ પાર્કરે કયાથી મેળવી હશે? પછી જરા વિચાર કરીને તેણે આ શંકાનો એવો ચમત્કારિક ફેસલો કર્યો કે, "પાર્કર સેતાનનો દૂત નથી, પણ સેતાન પોતેજ છે, ને મનુષ્યદેહ લઇને પૃથ્વીમા અવતરેલો છે તેથીજ તેની આટલી શકિત છે." બીજા એક પાદરીએ દેવળમા ઉપદેશ આપી રહ્યા પછી કહ્યુ હતું કે, "થિયોડર પાર્કરના જેવો દુષ્ટ, ઇશ્વિરનિંદક રાક્ષસ નરકમાથી બીજો કોઇ પહેલા આવેલો નથી. ઇસુખ્રિસ્તની કૃપાને માટે પાર્કર અનન્ત નરકમાં સંપૂર્ણ રીતે પવિત્ર થતો નથી."

પાદરીઓ આવી રીતની ઘણી વાતો કરીને સાધારણ માણ-સોને સમજાવવા લાગ્યા, તે છતા પાર્કર ઉપર માણુસાની શ્રદ્ધા દહાડે દહાડે વધતી જતી હતી અને તેનો મત તથા વિશ્વાસ આખા દેશમા ફેલાતો હતો. સર્વ જગ્યાપર તેના ભાષણો અને તેની ખ્યાતિ ફેલાતી હતી. ભાષણો છપાતા તેને હજારો માણસો વાચવા લાગ્યા. વળી દૂર દેશમાથી જે માણુસો તેના ભાષણો સાભળવા માટે આવીને જે શીખતા હતા, તેનો તેઓ પોતાના દેશમા જઇને કર્ણો-પકર્ણ પ્રચાર કરતા હતા. રાજનીતિ, સમાજ તથા ધર્મ આ ત્રણ વિષયનો સુધારો કરનારા તરીકે તે ઉચ્ચકોટીના આબરૂદાર માણ સોમા માન પામવા લાગ્યો. ઘણા સુધારકો તથા જનહિતવાદીઓ તેના મિત્ર થતા ચાલ્યા.

પાદરીઓ આ બધુ જોઇને ઘણુાજ ભયભીત થતા ગયા. તેઓએ જોયુ, કે પાર્કરના ઉપદેશથી મનુષ્યો નરકની તરફ દોડે છે, બકરાના ટોળામા વાઘ પેસવાથી બકરાની જેવી હાલત થાય છે, તેમ તેઓ બોસ્ટનમા પાર્કરનુ રહેવુ ધાસ્તીભરેલુ સમજવા લાગ્યા. પાદરીઓ એટલા બધા ભયભીત થયા હતા કે જેથી તેઓ કહેવા લાગ્યા કે કાંતો પાર્કરનુ મન ફરો, નહિ તો તેનુ મૃત્યુ થાઓ. તેઓ જો પાર્કરની હત્યા કરી શકત તો તેઓનુ સર્વ દુઃખ જતું રહેત, પણ તેવુ કામ કરવાને તેઓ તૈયાર નહોતા. પરન્તુ "માણુસ જે કરી શકતો નથી તે પરમેશ્વર કરી શકે છે," એમ સમજીને તેઓએ સકલ્પ કર્યો કે થિયોડર પાર્કરને પૃથ્વીમાથી જલદી લઈ જવાને માટે પ્રભુ પાસે પ્રાર્થના કરવી. આથી હવે તેઓ ઠેકઠેકાણે દેવળોમા પાર્કરને માટે પ્રાર્થના કરવા લાગ્યા. તેમાની એક વિશેષ સભાનુ વર્ણન નીચે લખવામાં આવે છે. તા. ૬ ઠ્ઠી માર્ચ ૧૮૫૮ ને દિવસે બોસ્ટનમા પાર્કરનો ભય રાખનાર માણુસો એવી પ્રાર્થનાને માટે એકઠા થયા હતા. સભા ભરવાને માટે જે જાહેર ખબર પ્રકટ કરી હતી તેમા લખેલુ હતું કે "Prayer for the conversion of the notorious infiedd Theadore Parker વિખ્યાત નાસ્તિક થિયોડર પાર્કરનો મત ફેરવવા માટે પ્રાર્થના થશે." પાર્કરનો એક મિત્ર એ પ્રાર્થના સભામા ગયો હતો તે ટૂકામા લખવાની વિદ્યા (Phonography) મા કુશળ હતો, તેથી તેણે બધી પ્રાર્થના લખી લીધી હતી. અમે તેમાથી કેટલીક અહિ આપીએ છીએ.

"હે પ્રભો, જો આ માણુસ તમારો કૃપાપાત્ર હોય તો તેનુ મન ફેરવો, અને તમારા પ્રિય પુત્રના રાજ્યમા તેને લઈ આવો; પરન્તુ જો તે માણુસ સુસમાચાર ( Gospels )ની મુક્તિપ્રદ શક્તિની બહાર હોય તો તેને દૂર કરો અને લોકોમા તેની જેવી શક્તિ પ્રસરી

છે તેનો પણ તેની જોડે નાશ થાઓ."

"હે પ્રભો ! આજે બપોરે તે માણસ જ્યારે વિચાર અથવા રચનાદિ કરે અને કાલે પ્રાતઃકાળને માટે તૈયાર થાય, ત્યારે તમે તે કાર્ય પૂર્ણ કરવા દેશો નહિ, અથવા જો તે કાલે ભાષણ કરીને તમારા પવિત્ર દિવસને અપવિત્ર કરવાનો યત્ન કરે તો હે પ્રભો ! તમે ત્યા જજો અને એવી રીતે તેની બુદ્ધિમા દોષ ઉત્પન્ન કરજો કે તે હવે બોલી ન શકે."

"હે પ્રભો ! અમે જાણીએ છીએ કે અમે તેને તર્કમા હરાવી શકતા નથી. અમે તેની વિરૂદ્ધમા જેટલી વધારે વાતો કરીએ છીએ તેટલા વધારે માણસો તેની આગળ જાય છે, અને તેને ચાહે છે, માટે હે પ્રભો ! જો તમે આ વિષયને પોતાના હાથમા નહિ લો તો બોસ્ટનની કેવી દશા થશે ?"

"હે પ્રભો ! જો આ માણસ લાગટ જાહેર ભાષણ કરે તો તમે સાભળનારાઓને એવી મતિ આપો કે તેઓ પાર્કરની ઉપાસનામા નહિ જતા બધાઓ આ ઠેકાણેજ આવે."

"હે પ્રભો ! તમે પેલા અવિશ્વાસી પાર્કરની પાસે જાઓ, કે જે માણસ ટાર્સસના રહેવાસી સલની પેઠે ધર્મમડળ ઉપર જુલમ કરે છે. તમે સલની પાસે જેમ કર્યું હતું, તેમ આ માણસની સામે એક પ્રકાશ પ્રકાશિત કરો કે જે પ્રકાશ જોઈને તે ધ્રૂજતે શરીરે જમીન ઉપર પડે. જે ધર્મવિશ્વાસનો નાશ કરવાને માટે તે આટલા દહાડા થયા પરિશ્રમ કરે છે તેને તે વિશ્વાસને વધારનારો બનાવો."

એક વિશ્વાસી માણસ તો ઉભો થઈને પોતાના ભાઈઓને એવો ઉપદેશ આપવા લાગ્યો કે "તમે બધાઓ પરમેશ્વરની આગળ એવી પ્રાર્થના કરો કે તે પાર્કરની જીભમા એક સોય ભોકાય કે જેથી તે ભાષણજ કરી ન શકે."

બીજા એક વિશ્વાસીએ ઉઠીને પોતાના ભાઇઓને કહ્યુ કે "તમે ગમે ત્યાં હો અને ગમે તે કામમા લાગેલા હો અથવા રસ્તામા હો, પરતુ જ્યા એક વાગે કે તરતજ પાર્કરને માટે તમારે ઉપલી પ્રાર્થના કરવી."

આ સર્વ હકીકત અને લોકોના વિચારો સાભળીને ધર્મનુ પુનરૂદ્દીપન કરવાના સબધમા પાર્કરે પોતાના મદિરમા બે ઉત્તમ ભાષણો આપ્યા. તેમાના એકમાના કેટલાક ભાગનો ભાવાર્થ આ ઠેકાણે આપીએ છીએ.

"પાદરીઓ કહે છે કે પ્રાર્થનાના જવાબમા તેમણે માનેલા ધર્મની જાગ્રતિ થશે, પરતુ જેમ સમુદ્રના કિનારા ઉપરના વિજળીના તાર પ્રાર્થના કરવાથી યૂરોપમાથી અમેરિકામા આવતા નથી, તેમ એ પણ થનાર નથી. ધાર્મિક માણસના હૃદયપૂર્વકના શુભ કામોનુ –ગમે તો તે મગજના કામ હોય કે હાથના હોય–ઘણુંક ફળ ઉત્પન્ન થાય છે. પરમેશ્વરની આગળ વૃથા કેટલાક શબ્દો બોલીને પોતાનુ કામ તેને કરવાનુ કહેવું એ કાંઈ પ્રાર્થના નથી. મારા હૃદયના ઉંડાણથી હુ પણ પ્રાર્થનામા વિશ્વાસ રાખુ છુ પ્રાર્થના એટલે કે અનાદિ પુરૂષને પામવા માટેની આત્માની જાગ્રતિ–તાલાવેલી. એનાવડે હુ મારી ચઢતી અને પરિવર્ત્તન કરી શકુ છુ, પરન્તુ હે અપરિવર્તનીય પ્રભુ' એથી કરીને કાંઇ હુ તમારૂ પરિવર્ત્તન કરી શકતો નથી, કેમકે તમે તો સદાકાળ સર્વ શ્રેષ્ટતાઓથી ભરપૂર છો પ્રાર્થનાથી હુ મારા આત્માને અનન્ત સત્તામા ભેળવુ છુ ત્યારે હુ મારા અપરાધ, નીચપણું, આલસ્ય તથા ભયભીતપણું એ સર્વને માટે શરમાઉ છુ પુષ્પોની કળી ઉઘડ્યાથી સૂર્યના કિરણ જેમ તેમા પ્રવેશ કરે છે, તેમ પ્રાર્થનાથી ધર્મબળ પોતાની મેળેજ આવીને મારામા પ્રવેશ કરે છે. હુ જોવા પામુ છુ કે જે માણસ પ્રાર્થનાની મદદ લઇને રોતા રોતા ચાલ્યાં

જાય છે, તેઓ નિશ્ચય યોગ્ય ફળ મેળવીને આનન્દ કરતા કરતા પાછા આવે છે. ”

ખ્રિસ્તી ઉપધર્મ ગ્રહણ કરવા માટે એક સ્ત્રીએ પાર્કરને એક વિનતિપત્ર લખ્યો હતો. પાર્કરે તેના જવાબમા લખ્યુ હતું, કે “ જે માણુસો મને પોતાના મતમા લાવવા માટે યત્ન કરે છે, તેઓ મને પરમેશ્વરના ઉપર પ્રેમભક્તિ વધારવાનો અથવા તેણે માણુસના તન મનમા જે સર્વ સ્વભાવિક નિયમ લખી રાખ્યા છે, તેને પાળવાનો યત્ન કરતા નથી. તેઓના ધર્મ પુસ્તકોમા જે મત લખેલા છે, તે મત હુ ગ્રહણ કરૂ; અને તેઓની ધર્મસમાજનો સભાસદ થાઉ, તેને માટેજ તેઓ યત્ન કરે છે ” પાર્કર કહે છે કે લોકો પોતાના મતના પ્રચાર માટે આતુર છે, પણ તેઓ પોતાની જાતને સુધારવાનો કાઇ પણ યત્ન કરતા નથી.

---

## પ્રકરણ ૧૭ મું.—યૂરોપમાં જવું અને જતી વખતનું ભાષણ.

પાર્કર પાદરીનુ કામ કરવા ઇચ્છતો હતો ત્યારે તેણે ડિ વેટના લખેલા પુરાતન બાઇબિલ સબધી એક જ્ઞાનપૂર્ણ ગ્રન્થનુ ભાષાન્તર કરવાનુ શરૂ કર્યું હતું. ઇ. સ. ૧૮૪૩ મા તે ભાષાન્તર પુરૂ થતા તે પ્રકટ કર્યું. એ કામમા તેને ઘણી મહેનત અને ગજા કરતા વધારે ખર્ચ કરવો પડ્યો હતો.

ઘણા દિવસથી નાના પ્રકારના શરીર તથા મનના પરિશ્રમથી તે ઘણો થાક ગયો હતો, અને લાબી મુદતથી તેની યૂરોપમા ફરવાની ઇચ્છા પણ હતી, પરન્તુ તેની સ્થિતિ એવી હતી કે તેમાથી આવો ખર્ચ કરવો ઘણોજ મુશ્કેલ હતો. એક મિત્રે તેને જરૂર જેટલુ ધન આપવાથી તે પોતાનો મનોરથ પૂર્ણ કરવા શક્તિમાન થયો. તે

મિત્રનુ નામ પાર્કરનુ જીવન લખનારાઓ જાણવા પામ્યા નથી. તેની નોંધમા એ વિષે એટલુજ લખેલુ છે કે કોઈ મિત્રે મને જરૂર જેટલા પૈસા આપ્યા હતા. **"તમારો જમણો હાથ જે કરે, તે ડાબો હાથ જાણવા ન પામે."**

યૂરોપમા ફરવા જવાની આગમજ પાર્કરે પોતાની સમાજની ઉપાસક મડળી આગળ જે વિદાયસૂચક ભાષણ કર્યું હતું, તેમાંથી કેટલોક ભાગ અહિં આપીએ છીએ. ધર્મયાજકોના કર્ત્તવ્યની વ્યાખ્યા કરીને પાર્કરે કહ્યું હતું, કે "ધર્મયાજકોને બે વિપત્તિ છે; એક તો તેઓ માને છે કે તેઓના મતમા કશી ભૂલ નથી, અને તેઓના મગજમાથી જે વિચારો નીકળે છે, તે અનાદિ અનન્ત સત્યનુજ શિક્ષણ આપે છે. ટૂકામા પોતાના ઉપર વધારે આધાર રાખ્યાથી તેઓ ભૂલમા પડે છે, અને જે જગ્યાએ બીજાનુ અનુકરણ કરવુ જોઇએ, તે જગ્યાએ તેઓ પોતે નેતા થવા ઇચ્છે છે. બીજી વિપદ્ એ છે કે, તેઓ પોતાના સપ્રદાયનો અથવા સર્વ સાધારણ લોકોનો જે મત હોય છે તેનેજ સત્ય તરીકે માને છે. તેઓની પાસેના માણસો, અથવા સર્વ સાધારણ લોકો જે અનુષ્ઠાનો કરે છે, તેજ તેઓની પાસેનો ધર્મ છે. તેઓ વર્તમાન દેશકાળની તાબેદારી દર્શાવનારા શબ્દો બોલીને ખુશ રહે છે. એવા માણસોમા પોતાની શક્તિ, સ્વતંત્રતા, આત્મસયમ કઇજ હોતું નથી. તેઓ જાણે કે માણસજ મટી જઇને, જડવસ્તુના જેવા થઇ જાય છે, અને તેમનામા વિદ્યા તથા શક્તિ હોવા છતા તે કઇપણ ઉપયોગમા આવી શકતી નથી. તેઓ ઉલટા સત્યને બદલે અસત્યના પ્રચારક થઇ પડે છે; અને પોતેજ આધળા છતા બીજા આધળાઓને દોરવે છે, અને ધનવાનોને ઘેર મિષ્ટાન્ન ખાતા ફરે છે. × ×"

પાર્કર પોતાની પ્રચાર પદ્ધતિની વાત કહેતા, તેણે જે સત્ય પ્રચાર કર્યો હતો તે વિષે તે કહે છે કે—

"મેં દેખાડયુ છે કે આ સર્વ ભાવ ખચીત અને જય મેળવશે, કેમકે એ ભાવો પરમેશ્વરનાજ છે. પરમેશ્વર જડ અને આત્મા એઉમા ઓતપ્રોતપણે સર્વદા વસી રહેલો છે. જડ અને ચેતન વસ્તુઓ જે નિયમથી ચાલે છે, તે પરમેશ્વરની કાર્યપદ્ધતિજ માત્ર છે મેં દેખાડયુ છે કે આ જગતમા કોઇ નિયમ અદષ્ટ નથી, વિધાતા સર્વત્ર કામ કરે છે આ સર્વ જગત પરમેશ્વરથી ઓતપ્રોત થઇ રહેલુ છે. આખી મનુષ્યજાતિ અને વિશેષ ભાવથી દરેક માણુસ પોતામા રહેલી સ્વભાવિક શક્તિના પ્રમાણુમા પ્રભુમયતા મેળવે છે, આ પણ સ્વર્ગીય પિતાના તાબેના આ જગતમા બનતા સર્વ બનાવોમાથી શુભ પરિણામોજ થશે, એ વાત આપણે બુદ્ધિથી સારી રીતે સમજી શકતા નથી, પરન્તુ આપણું હૃદય તથા ધર્મબુદ્ધિ એનોજ પૂર્વાભાસ દેખાડે છે, અને તે આપણા સમગ્ર જીવનનો એક નાનો ભાગજ માત્ર છે. કેમકે એ ઉપરાત જીવનમા જે કષ્ટો ભોગવવા પડે છે, તેનાથી વળી માણુસનુ વિશેષ હિત સધાય છે."

"કોઇ ગ્રન્થ, કોઇ મનુષ્ય અથવા કોઇ ધર્મસમાજના મત પ્રમાણે અમુક વાત ખરી છે," એવી રીતે સત્યનો હુ કદી પણ પ્રચાર કરતો નથી, પરતુ સત્યની સિદ્ધિ કરવા માટે ચોકસી, યુક્તિ અને સહજ જ્ઞાનનોજ આધાર લઉં છુ. × ×

જો બીજા માણુસોની પેઠે તેની પોતાની ઉપાસક મડળી પણ તેનો ત્યાગ કરે તો તે શુ કરશે તે પણ તેણે નક્કી કરી રાખ્યુ હતું. એ વિષયમા તેણે કહ્યુ હતું, કે—

"હુ શરીરની મહેનત કરીને મારૂ અન્ન મેળવી શકુ છુ હુ ઘણી જાતનુ શિલ્પ જાણુંછુ. મારા માથાના કરતા મારા હાથોએ ઉત્કૃષ્ટ કેળવણી મેળવી છે. લોકો મારૂ મુખ બધ કરી શકશે એવુ હુ કદી પણ ધારતો નથી. કોઇ સત્ય જો સાધારણ લોકોને અપ્રિય

લાગતું હોય તો તે કારણને લીધેજ તે સત્યને તો હજારો જીભથી ફેલાવવુ જોઇએ. જો તમે મારી વાત સાભળવાનુ પસંદ ન કરત તો હું કઇ પૈસા કમાઉં એવા કઇ કામમાં વરસના છ અથવા આઠ મહીના ગાળત, અને મ્હારૂ સત્ય સમાજને અપ્રિય હોવા છતાં બાકીના કેટલાક મહીના દેશમા સર્વત્ર ફરીને તેનો પ્રચાર કરત. કોઇ દેવળમાં મને જગ્યા નહિ મળત તો હુ કોઇ સ્કૂલના ઓરડામા, ખેતરમા અથવા ખુલ્લા આકાશની નીચે ઉભો રહીને પણ તે સત્યનો પ્રચાર કરત. × × ”

“ હુ શુ કહુ ? મે શુ વિશ્વાસપૂર્વક આચાર્યનુ કામ કર્યુ છે ? હુ મારો પોતાનો ન્યાય પોતે કરી શકતો નથી. કોઇ વિષયમા આશા કરતા પણ વધારે ફળ મળ્યુ છે, તો કેટલાક વિષયમા આશા રાખવા કરતા ઘણુંજ ઓછુ ફળ મળ્યુ છે. મે તમારા હૃદયનુ કઇ ભલુ કર્યુ છે કે નહિ અને તેનાથી તમારા જીવનને કઇ લાભ થયો છે કે નહિ તે તમેજ કહી શકશો. જો મે તમારી સત્ય ઉપર પ્રેમ રાખવાની વૃત્તિની વૃદ્ધિ કરી હોય, કર્ત્તવ્યના ઉજ્જવલત્તર જ્ઞાન-લાભમા જો મે તમને કઇ પણ મદદ કરી હોય, જીવનનો બોજો ઉત્તમ પ્રકારે ઉઠાવવામા, મનુષ્ય તથા પરમેશ્વરને ચાહવામા, પરમે-શ્વરનો નિયમ પાળવામા, સસાર તમારી શાન્તિને ચલિત કરી શકે નહિ એવા ભાવ અને ભક્તિપૂર્વક તમારા સસારને પ્રભુપર નિર્ભર કરાવવામા સમર્થ થયો હોઉ, જો મહત્ ચરિત્ર તથા પારમાર્થિક જીવન ગાળવાની ઇચ્છા તમારા હૃદયમા ઉત્તેજિત કરાવવામા મદદગાર થયો હોઉં, તો હુ માનીશ કે મારો પરિશ્રમ વૃથા ગયો નથી. × × ”

“ છ વર્ષ સુધી આપણી પ્રાર્થના એકત્ર મલીને થઇ છે. × × આ સામાન્ય ઓરડો અને આ સર્વ મુખમંડળો યાદ કરીને જેમ મારી આંખમા પાણી આવશે, તેમ મારા હૃદયમા આનન્દ પણ થોડો થશે નહિ. પરમેશ્વર તમને આશીર્વાદ આપો તથા બચાવો;

પોતાની સ્વરૂપજ્યોતિને તમારી પ્રત્યે પ્રકાશિત કરો. તેનુ જ્ઞાન તમને શુભ માર્ગે પ્રેરો, અને તે પ્રેરણાને અનુસરવારૂપી ધર્મ સર્વદા તમારૂં રોજનુ જીવન થાઓ. ”

પાર્કરનો યૂરોપમા જવાનો હેતુ શો હતો? શરીરની તન્દુરસ્તી મેળવવી, જે સુધરેલી જાતિની ભાષા તથા સાહિત્ય વાચ્યા હતા તેઓને સ્વચક્ષુએ જોઇને તેઓના બધા વિષય શીખવા, યૂરોપની જૂદી જૂદી જાતિઓ ભિન્ન ભિન્ન પ્રકારની રાજ્ય પદ્ધતિને આધીન વશ પરપરાથી રહેવાથી તેઓના જાતીય ચારિત્રના સબધમા કેવુ કેવુ જૂદાપણુ ઉત્પન્ન થયુ છે તે પ્રત્યક્ષ કરવા, પોલીસની મદદ લઇને જે ધર્મ પદ્ધતિની રક્ષા થાય છે, તે પ્રકારનો જાતિ અનુભવ કરવા જૂદા જૂદા પ્રકારની સ્વતત્રતા અને પરાધીનતાનુ ફળાફળ નિર્ણય કરવા, અમેરિકાને યૂરોપ શુ શીખવી શકે છે તે જાણવા, પ્રસિદ્ધ માણસોની જોડે વાતચીત કરીને મનુષ્યજાતિની ઉન્નતિ કરવાની તેઓની રીતોની જોડે પોતાની રીતિની તુલના કરવા, કાર્યક્ષેત્રથી દૂર રહીને ધર્મવિજ્ઞાનની ફરીથી વિચારણા કરવા, તથા ભવિષ્યમા કરવાના કાર્યની રીતિ નક્કી કરવા માટે તે જન્મભૂમિને છોડીને વિદેશમા એક વર્ષ સુધી રહેવાને પ્રવૃત્ત થયો

તા ૯ મી સપ્ટેમ્બર, ૧૮૯૩ ને દિવસ ન્યૂયૉર્કથી તે યૂ જવા નીકળ્યો. તેની ભાર્યા તેની જોડે હતી કેટલાક ખાસ મિત્રો વહાણ સુધી આવીને વિદાયસૂચક ફળ–ફૂલની ભેટ આપીને પાછા પોતાને ઘેર ગયા.

વહાણ પૂર્વ તરફ ચાલવા લાગ્યુ ધીરે ધીરે અમેરિકાનો કિનારો અદશ્ય થઇ ગયો. પાર્કર દરિયાની પીડાથી કષ્ટ પામવા લાગ્યો. પરન્તુ તેના પોતાના કષ્ટ કરતા બીજાઓને દુઃખી જોઇને તે વધુ શોકાતુર થયો. જે ગરીબ ઉતારૂઓ ઘણોજ શ્રમ વેઠીને વહાણના તુતક ઉપર જતા

હતા, તેઓની અવસ્થા જોઇને પાર્કરના મનમાં તેમના પ્રત્યે બહુજ સહાનુભૂતિ ઉપજી.

સંસારનાં સુખ જેઓ વધારે ભોગવે છે, તેઓ સર્વ તેવા સુખ ભોગવવાને લાયક છે, એવું પાર્કર માનતો નહોતો. તેણે પોતાના રોજ નામામા લખ્યું છે, કે—

"સામેના ડૅક ઉપર એકસો સાઠ દુર્ભાગ્ય ગરીબ ઉતારૂઓ બેઠા છે, તેઓને કાંઇ જાતનુ સુખ નથી. ત્યારે કૅબિનમાના ત્રીશ માણસો પરમ સુખથી રહેલા છે! જેમ જંગલમાં સિંહ, જંગલી ગધેડાનો ગ્રાસ કરે છે તેમ આ દુનિયામા ધનવાન લોકો ગરીબોનો ગ્રાસ કરે છે! હાય! આ વાત બધે સંભળાય છે ખરી, પરન્તુ આ વહાણુમાની થોડી જગ્યામા તો તે બરાબર સ્પષ્ટ રીતે જણાય છે આ ભયંકર સામાજિક અમંગળ રોકવાનો જરૂર કંઇ ઉપાય છે તે ઉપાય શો?"

પાર્કરે પોતાના રોજનામામા આ ઠેકાણે ઘણી જાતના ઉપાયો લખ્યા છે. પરન્તુ તેણે છેવટમા લખ્યુ છે, કે—"જનમંડળમા આ અમંગળે અતિ ઊંડા મૂળ ઘાલ્યા છે. જો જ્ઞાનની સાથે ધર્મનો યોગ થાય, અને મનુષ્ય જીવનમાં ધર્મ આવે તોજ ધીરે ધીરે આ અમંગળ દૂર થવાની આશા રાખી શકાય. મે આ ક્ષેત્રમા કાર્ય કરવાનો સંકલ્પ કર્યો છે."

"હુ એક વર્ષ વિદેશમા ફરવામા ગાળીશ ત્યાંસુધી મારૂ ખાવાનું, પોશાક તથા મારા લખવાના કાગળ કાંઇ હુ પોતે ઉત્પન્ન કરીશ નહિ, તેથી હુ જેટલા બટાટા ખાઇશ અને જેટલા માઇલ ફરીશ, તેટલો હું પૃથ્વીનો કરજદાર થઇશ આ કરજ હુ કેવી રીતે ફેડીશ? દેશમા પાછો આવીને અસાધારણ પરિશ્રમથી મ્હારે આ કરજ ફેડવુ પડશે. હું નીચે લખેલાં કામ કરવાની આશા રાખું છું.—

"દારૂ નિષેધ, સાધારણ કેળવણી અને દુર્બળને શક્તિવાન ગુલામ કરી ન શકે એવો સામાજિક ફેરફાર.

"ધર્મ મનુષ્ય પ્રકૃતિમા રહેલો છે; ભક્તિ તથા નીતિને લઇનેજ ધર્મ છે. એક અન્તરનો ભાવ, અને બીજુ બહારનુ કામ; આ બન્નેની વચમાં ધર્મનુ સ્થાન છે, એ દેખાડવુ જોઇશે."

"તેણે કેટલાક ઐતિહાસિક તથા ખ્રિસ્તીધર્મના ગ્રન્થો રચવાનુ નક્કી કર્યું. એ સિવાય ભવિષ્યમા ભાષણ કરવાના વિચારથી તેણે ૩૭ વિષય અને તે પ્રત્યેકના મુદ્દા ટુંકામા લખી રાખ્યા "

સમુદ્ર પાર પહોંચતા પચીસ દિવસ લાગ્યા. લિવર્પુલમા ઉતરીને તેણે બારિકીથી બધા વિષય જોવા તથા તપાસવામા વખત ગાળ્યો પરમ સુન્દર દેવળો જોઇને તે બહુ ખુશ થયો, પણ તેણે પોતાના રોજનામામા લખ્યુ છે કે "હુ ધારૂ છુ કે માણુસ બે રીતે પરમેશ્વરનુ સન્માન કરી શકે છે. મારબલ પથ્થર અથવા સગેમરમર તથા મસાલાથી એક પ્રકારે, અને પરોપકાર તથા રોજના કર્તવ્યથી બીજા પ્રકારે. હુ કવિની પેઠે સૌન્દર્યને ચાહુ છુ, પરન્તુ મારો નિયમ એવો છે કે પહેલા ખાવાનુ અને પછી ચિત્ર.

તેણે લિવર્પુલમા વહાણ બનાવવાની જગ્યા વિશેષ આગ્રહથી જોઇ. લિવર્પુલથી તે માંચેસ્ટર ગયો. ક્રોમવેલે જે દેવળમા પોતાનુ લસ્કર રાખ્યુ હતું, અને જેનો નવો ભાગ ઇ સ. ૧૮૨૨ મા બન્યો હતો તે ચારસો વર્ષનુ જૂનુ દેવળ પાર્કરે ભક્તિભાવથી જોયુ.

અહિં જગદ્વિખ્યાત વિદ્વાન અધ્યાપક ન્યુમેનની જોડે તેને મુલાકાત થઇ હતી. તે ન્યુમેનને ત્યાં ઘણીવાર ગયો હતો. એક દહાડો તેઓએ એક પ્રતિષ્ઠિત માણુસને ત્યા એકત્ર ભોજન કર્યું હતું. એ બન્ને વચ્ચે જે વાતચીત થતી હતી તે પાર્કરે લખી રાખી હતી. ન્યુમેનની વિદ્વત્તા જોઇને તે આશ્ચર્ય પામ્યો હતો. પ્લેટો વગેરેના રચેલા ગ્રીસના પ્રાચીન ગ્રન્થો અને તેના ઇતિહાસ સંબંધી ઘણી જરૂરની વાતચીત થઇ હતી.

માંચેસ્ટર સિવાયના ઈંગ્લાંડનાં બીજાં કેટલાંક સ્થાન તથા ઇતિહાસમાં તે વિષે આવેલા વર્ણન જોઇને પછી એવન નદીના કિનારા ઉપર મહાકવિ શેકસપિયરના જન્મસ્થાનમાં તે આવ્યો. તેણે અમેરિકાના પોતાના એક મિત્રને લખ્યુ હતું કે "શેકસપિયર જે ઓરડામાં જન્મ્યો હતો ત્યા હુ ગયો હતો. મારા હૃદયમા આ સ્થળે કેવો ભાવ ઉત્પન્ન થયો હશે તે તમે સમજી શકશો."

પાર્કર ત્યાર પછી વિદ્યાલોચનાના પ્રાચીન સ્થાન ઑાક્સફોર્ડમા ગયો. પ્રાચીન ઇમારતો, મનોહર ચિત્રપટો, જ્ઞાનાત્મક ગ્રન્થો, અહિં તેને આનન્દ આપવા લાગ્યા જે ગ્રન્થો અમેરિકામા મળતા નહોતા તે અહીના બડલિયન પુસ્તકાલયમા તેણે યત્નપૂર્વક વાચીને તેની પરીક્ષા કરી આ વખત ઑાક્સફોર્ડમા કેટલાક માણસો ખ્રિસ્તીધર્મની પવિત્રતા અને જીવનસચારની તજવીજ કરતા હતા તે જોઇને પાર્કરને સન્તોષ ઉપજ્યો. ત્યાના બે ખરેખરા સાધુપુરુષોને વિષે પાર્કરે પોતાના એક મિત્રને જે લખ્યું હતું તેનો સારાંશ આ છે –"આ ઠેકાણે ડાક્ટર ન્યુમેને* વિવેકના આદેશથી ઘણી આવક છોડી છે. ડૉક્ટર પુસિ (Dr Pusey) ઇંગ્લાડના એક પ્રખ્યાત વશમા જન્મ્યો છે. ઈંગ્લાડના રાજા કાતિનેઉડે એના પૂર્વજોને એક સોનાનુ શિગડુ આપ્યું હતું તે તેણે સભાળપૂર્વક રાખેલુ છે એ ઓછુ ભાડું પડે તે માટે ગાડીની બહાર બેસે છે, અતિ સામાન્ય ખોરાક ખાય છે, અને આવી રીતે કષ્ટ સહન કરીને જે પૈસા બચાવે છે, તે ગરીબોને આપે છે, તથા ધર્મ અને જ્ઞાનપ્રચાર વગેરેના કામોમાં ખર્ચે છે. તે કહે છે કે **જેની સ્થિતિ સારી હોય તેણે પોતાની આવકમાંથી ચોથો ભાગ પરોપકારમાં ખર્ચવો જોઇએ.** તે જેવુ બોલે છે તેજ પ્રમાણે કરે છે."

* એ પ્રૉફેસર ન્યુમેનનો મોટાભાઇ હતો

## પ્રકરણ ૧૮ મું—યૂરોપની મુસાફરી.

પાર્કર લંડનમાં આવ્યો. ત્યા તે ટૉમસ કાર્લાઇલને બે વાર મળ્યો હતો. જેમા એકવાર તેની જોડે ચ્હા પીધી હતી. સુપ્રસિદ્ધ ગણિતજ્ઞ વાવેજની પણ મુલાકાત કરી હતી. વાવેજે એક નવુ અદ્‌ભુત યત્ર બનાવ્યુ હતું, જે ચલાવ્યાથી પોતાની મેળે આકડા ગણાતા હતા. પાર્કર તેની સાથે જમ્યો હતો અને તેના બનાવેલા યત્રો વગેરે જોઇને આશ્ચર્ય પામ્યો હતો.

તે લડનથી પારિસ ગયો, જ્યા પ્રખ્યાત દાર્શનિક વિકટર કુઝા-નની જોડે મુલાકાત કરી.

પારિસથી લાયન્સ શહેરમા ગયો પ્રાચીનકાળમા ખ્રિસ્તીધર્મનુ પાલન કરવાને માટે ઘણા શ્રદ્ધાળુ માણસોને આ જગ્યાપર પ્રાણ આપવા પડ્યા હતા. જે સાધુપુરુષો અહિ માર્યા ગયા હતા, તેઓના ઢગલાબધ હાડકા પડેલા જોઇને પાર્કરે વિચાર કર્યો કે, પ્રાચીન-કાળને મુકાબલે હાલના માણસોને ધર્મને માટે કેટલો થોડો સ્વાર્થ-ત્યાગ કરવો પડે છે. જે ઠેકાણે અનાહાર તથા ઘણી યાતના આપ-નાર યત્રની મદદથી સાધુઓની હત્યા કરવામા આવી હતી તે જગ્યા પાર્કરે ભક્તિની આખે જોઈ, તેના હ્રદયમાનો સ્વાભાવિક ધર્મપ્રકાશ આથી બહુજ પ્રજવલિત થયો.

પાર્કર ત્યારપછી કેટલાક મોટા શહેરોમા ફરતો ફરતો ઈટાલિના ફ્લૉરેન્સ શહેરમા જઇ પહોચ્યો. એ શહેરના એક ધર્મમદિરમા, સત્યને માટે જુલમ સહન કરનારા તથા દેશનિકાલ થયેલા મહા-ત્માઓની કબરો તેણે જોઇ. વિજ્ઞાન જગતનુ ઉજ્જવળ નરરત્ન ગૅલિ-લિઓ આ ઠેકાણે સમાધિસ્થ થયો હતો. પાર્કરે જોયુ કે તેના સન્મા-નને માટે અતિ સુન્દર કબર બનેલી છે. આ ઠેકાણે એક આશ્ચર્યકારક

વાત એ છે કે જે માણસોએ ગૅલિલિઓને માટીની નીચે અંધકાર-વાળા કેદખાનામાં બંદીવાન રાખવાની સજા કરી હતી, તેઓની કબરો પણ આજ ઠેકાણે હતી. **જેઓ સત્યને માટે અપમાનિત અને દુઃખી થાય છે તથા માર્યા જાય છે, તેઓ તેમના મૃત્યુ પછી મોટું સન્માન મેળવે છે. જગતનો ઈતિહાસ આવા અસંખ્ય દાખલાઓથી ભરપૂર છે.**

પાર્કર અહિંથી બીજુ એક શહેર જોઇને વિસુવિયસ નામનો પ્રસિદ્ધ જ્વાળામુખી પહાડ જોવા ગયો હતો. તે પહાડની ઘણીજ ઉચાઇ સુધી તે ચઢયો હતો. જે ગુફામાથી સર્વદા ધાતુ નીકળે છે, તેની એટલો તો સમીપ તે ગયો હતો કે જેથી કેટલાક ધાતુના કડકા ઉડીને તેના ખભા ઉપર વાગ્યા હતા. અહિથી તે પ્રાચીનકાળના અસાધારણ વક્તા સિસિરો અને કવિ હરેસનુ જન્મસ્થાન જોવા ગયો હતો. કહે છે કે મહાકવિ વર્જિલની કબર પણ તે જોઇ આવ્યો હતો.

પ્રાચીનકાળે હરકુલિનિયમ અને પોમ્પિયાઇ નામના ઇટાલિના બે નજીક નજીકના મોટા શહેરો ભયકર ધરતીકપ અને જ્વાળામુખી પહાડ ફાટવાથી જમીનમા દટાઇ ગયા હતા. ઈ સ. પૂર્વે ૮૯ વર્ષ ઉપર આ બનાવ બન્યો હતો આ શહેરો સપૂર્ણ અદસ્ય થઇ ગયેલા હોઇ તેનુ ચિહ્ન માત્ર પણ જણાતું નહોતુ, એટલુજ નહિ પણ કાળે કરીને નગર ક્યા હતા તેનો પણ કોઇ નિશ્ચય પત્તો મેળવી શકતું નહોતું. કેટલોક વખત થયા એ બે નગરોને શોધી તથા માટી ખણીને એવી સારી રીતે સાફ કર્યા છે કે જેથી તે તેમની બે હજાર વર્ષ પહેલાનીજ અવસ્થામા જણાઇ રહેલા છે. ઘરની હાર, ગૃહસ્થનુ ઘર, ઘરના સામાન, વખાર, નાટકશાળા, હમામખાના એ સઘળુ બે હજાર વર્ષ પહેલા જેવુ હતું તેવુજ હમણા પણ છે. એકાએક મરણ થવાની વખતે શહેરના રહેવાસીઓ—દરેક માણસ કેવી રીતે રહેલુ હતું અથવા

કામમાં લાગેલુ હતું તે હમણાં પણ તેઓના હાડપિંજરોની સ્થિતિ જોયાથી સ્પષ્ટ સમજી શકાય છે. નવા શોધેલાં આ બે પ્રાચીન નગર પાર્કરે જોયાં અને તેમાંની કેટલીક જગ્યાપરની છબીઓ પોતાને હાથે આલેખી લીધી

ત્યારપછી પાર્કર યૂરોપના બનારસ સમાન રોમમા આવ્યો. રોમના પ્રાચીન ગૌરવનુ સ્મરણ થતા તેનુ હૃદય સ્તભિત થયું. ઇતિહાસ પ્રસિદ્ધ કેટલાંક સ્થળ જોઇને પાર્કર પ્રખ્યાત સેન્ટપૉલનુ રહેવાનુ ઠેકાણું જોવા ગયો. તેણે લખ્યુ છે કે પૉલની રહેવાની જગ્યાપર બેસીને પૉલે લખેલા પત્રો Epistles વાચવાની આ સમયે મને ઇચ્છા થઇ હતી.

પાર્કર કુટુમ્બ સહિત પોપને મળ્યો. અભ્રાન્ત કહેવાતા ગુરુ (ખ્રિસ્ત) તથા અભ્રાન્તશાસ્ત્ર (બાઇબલ)નો સર્વથી મોટો પ્રતિવાદ કરનારા થિયોડર પાર્કરની જોડે અભ્રાન્ત પોપનુ મળવુ એ એક ચમત્કારી બનાવ છે ! બીજા પણ કેટલાક અમેરિકનો પાર્કરની સાથે પોપની પાસે ગયા હતા. લગભગ ૨૦ મીનીટ સુધી તેઓ ત્યાં રહ્યા હતા. રોમની તે વેળાની અવસ્થા, અમેરિકામા ચાલતી અગ્રેજી ભાષા વગેરે કેટલાક વિષયપર પોપે તેઓની જોડે વાત કરી હતી.

પાર્કરે કલિસિયસ જોયુ. એ પ્રાચીનકાળની એક આશ્ચર્યકારક વસ્તુ હતી. તે સમયમા ચારે બાજુએ સુગઠિત ગેલેરિમા વિલાસ મગ્ન ધનશાળી રોમનો બેસતા હતા અને તેઓની પછવાડે અજાયબી જોવાને આતુર થયેલા સાધારણ માણસો આવીને બેસતા હતા. રોમન-પ્રભુઓ (પોપો)ના અલઘનીય હુકમથી વચમા દુર્ભાગ્ય ગુલામો, સિહ, વાઘ વગેરેની સાથે મહાયુદ્ધમા પ્રવૃત્ત થતા હતા, અને અન્તે તે મારી ખાનારા પ્રાણીઓના હાથમા તેઓને પ્રાણ આપવો પડતો હતો. આ રૂવાડા ઉભા કરે એવો ઘાતકી ઉત્સવ તે સમયના રોમનોને એક બહુજ મોજ આપનારો વિષય હતો.

કૅથોલિક ખ્રિસ્તીઓએ આ જગ્યાએ તેઓના વિશ્વાસાનુસારે ત્યાગ કર્યો છે. પાર્કરે એ જગ્યાના સંબંધમાં લખ્યુ છે, કે "પ્રવેશના દરવાજામા એક ક્રૉસ રહેલો છે. એમાં એક ચિહ્નથી સમજાવવામા આવ્યું છે કે જે માણુસ એનુ ચુમ્બન કરશે તેના ચાલીસ વર્ષમાં બધા પાપો ધોવાઇ જશે કાલિસિયસના બરાબર વચલા ભાગમા એક ક્રૉસ છે, તેમા લખ્યુ છે કે જે માણુસ બે દિવસ સુધી એને ચુમ્બન કરશે તેના સઘળા પાપની સપૂર્ણ ક્ષમા થશે. જો સેનેકા અથવા સિસિરો હમણા પાછા આવે તો તેઓ નિશ્ચય ધારશે કે ધર્મસબધી ગમે તેમ હો પરંતુ ધર્મમતના વિષયમા પૃથ્વીમા ઘણુંકરીને કઇ પણ ઉન્નતિ થઇ નથી. કલિસિયસ જોઇને પાર્કરે મનમા આણ્યુ કે સત્ય પ્રચાર કરવાનુ આ યોગ્ય સ્થળ છે. ધર્મોપદેશ આપીને અહિ પાષાણુને પણ નરમ કરી શકાય એમ છે."

પ્રાચીનકાળમા જે ખ્રિસ્તીસાધુઓ ધર્મને માટે માર્યા ગયા હતા તેઓની કબર રોમમા હતી. ત્યા પાર્કર ઉપાસના કરવા ગયો હતો, પરન્તુ ત્યા કુસસ્કાર પૂર્ણ જીવનશૂન્ય વ્યાપાર જોઇને અને ખ્રિસ્તીધર્મની પહેલાંની પવિત્રતા સ્મરણ કરીને તે આસુ રોકી શક્યો નહિ. આમ છતા કૅથોલિક ધર્મસમાજમા જે કઇ ઉત્તમ છે, તે પાર્કરે અપક્ષપાત ઉદાર હૃદયથી સ્પષ્ટ જોયુ હતું. એ વિષયે તેણે પોતાના રોજનામામા જે લખ્યું છે તેનો સાર આ છે—"હુ ધારૂ છું કે પ્રોટેસ્ટન્ટ સમાજના કરતા કૅથોલિક સમાજ ભક્તિ, વિશ્વાસ અને ધીરતાનુ વધારે શિક્ષણ આપે છે; પરન્તુ કૅથોલિક સમાજમાં વિવેક તથા ધર્મસબધી જ્ઞાનની જોઇએ તેટલી ઉન્નતિ થઇ નથી."

રોમમાથી નીકળીને તે પ્રસિદ્ધ વેનિસ અને બીજા કેટલાંક શહેરો ફર્યો. પછી તે બર્લિનમા આવ્યો. અહીં મોટા મોટા અધ્યાપકોના દર્શનશાસ્ત્રસંબધી ભાષણો સાભળ્યાં.

પાર્કરે વિટેમબર્ગના મહાત્મા લ્યુથર અને તેના મિત્ર મિલનયનની કબરો જોઇ. લ્યુથર જે વેદી ઉપર ઉભો રહીને કોઇ કોઇ વખતે ઉપદેશ આપતો હતો તે પણ જોઇ. સાંજે પાર્કર તે ઘરની સામે ફરતાં ફરતા ઊંડા વિચારમા મગ્ન થયો હતો. આકાશમા સાન્ધ્યનક્ષત્ર ઝળકે છે, સુમન્દ વાયુ તેનું મસ્તિક શીતળ કરે છે તેણે કહ્યુ છે કે "હુ તે વેળા લ્યુથરનો ભાવ અનુભવવા લાગ્યો. ત્રણસો પચીસ વર્ષમાં આશ્ચર્યકારક ફેરફાર થયેલો જોયો. ભવિષ્યમા ત્રણસો પચીસ વર્ષમા આ પથની જે ઉન્નતિ થશે તેની તુલનામા પ્રોટેસ્ટન્ટ ધર્મે બહુ થોડુજ કાર્ય કર્યુ છે."

પાર્કરનુ જીવનચરિત્ર લખનાર કહે છે કે પાર્કર પોતાને દ્વિતીય લ્યુથર ધારતો હતો લ્યુથરે જેમ પોપની મહત્તા નાકબુલ કરીને બાઇબલનો મોટો પ્રચાર કર્યો હતો, તેમ તે ધારતો હતો કે બાઇબલનુ અભ્રાન્તપણું નાકબુલ કરીને માનવાત્માનુ મોટાપણું પ્રચાર કરવુ એ તેનુ કામ છે.

પાર્કરે લ્યુથરનુ ઘર તથા તેના વપરાશમા આવતા પ્યાલા વગેરે કેટલીક સામગ્રી જોઇ. જે ઠેકાણે તેણે પોપનુ જાહેરનામુ બાળ્યુ હતુ તે જગ્યા પણ જોઇ લ્યુથરના મહાન જીવનની સાથે જર્મનીના બીજા જે જે સ્થાનોનો સબધ હતો તેમાથી પણ કેટલાક મોટા મોટા સ્થાન પાર્કરે જોયા.

જર્મનીના કેટલાક વિદ્વાનો સાથે મુલાકાત કરીને પાર્કર સ્વીટઝરલાડમા ગયો. ત્યા સુપ્રસિદ્ધ ઇતિહાસ લખનાર ગિબનનો મુકામ જોઇ ત્યાથી પાર્કર જીનોવામા વૉલટેયરનુ ઘર જોવા ગયો. તેનો વાચવાનો ઓરડો તથા સૂવાનો ઓરડો જેવો તેની જીવતદશામા ગોઠવેલો હતો તેવોજ તે હમણા પણ રહેલો છે. આ ઘરમાથી વૉલટેયરે અભ્રાન્' પોપ અને પરાક્રમી રાજાઓને ધ્રૂજાવ્યા હતા.

યૂરોપના બીજા ઘણા સ્થાનો જોતો જોતો પાર્કર પાછો લંડનમા આવ્યો. આ વખત પણ કાર્લાઇલની સાથે મેળાપ થયો. લંડનથી લિવર્પુલ જઇને માર્ટિનોને મળ્યો, માર્ટિનો વખતો વખત તેની પાસે આવતો હતો. પાર્કર સાથે વાતચીત કરીને તે ઘણો ખુશી થયો હતો અમેરિકાના યુનિટેરિયન ધર્મયાજકો પાર્કરના પ્રત્યે જેવો અસદ્‌વ્યવહાર કરતા હતા તેવુ કઇ ઇંગ્લાડમા થયુ નહોતું. ઉલટુ ત્યાના કેટલાક મોટા મોટા યુનિટેરિયન દેવળોમા તેને વિનતિ કરીને ઉપાસના કરવાને કહ્યુ હતું. તેનો જવલત ઉપદેશ સાભળીને સર્વ ઉપકૃત અને ખુશ થયા હતા

## પ્રકરણ ૧૯ મું—સત્યનો પ્રચાર અને વાદવિવાદ.

એક વર્ષ સુધી પરદેશ કરીને પાર્કર ઘેર આવ્યો જે અમૂલ્ય સત્યમા તેણે પોતાનુ તન—મન સમર્પણ કર્યુ હતુ, જેને માટે તે તિરસ્કાર, અપમાન અને નાના પ્રકારના જુલમ સહન કરતો હતો, તે સત્ય સ્વદેશના માણસોમા વિસ્તારવા માટે હવે તે બમણા ઉત્સાહથી તૈયાર થયો

પાર્કરને પાછો આવેલો જોઇને તેની ઉપાસક મડળીએ તેને એક આવકાર પત્ર અને તે સાથે કેટલીક સુન્દર કીમતી લખવાની સામગ્રી ભેટ આપી. પાર્કર એક તરફથી કુસસ્કારરૂપી ઝેરી ઝાડને જડમૂળમાથી ઉખેડવાના કામમા અને બીજી તરફથી સ્વર્ગીય સત્યનુ બીજ વાવવાના કામમા—તેમા પણ વિશેષ કરીને છેલ્લા કામમાં પ્રયત્ન કરવા લાગ્યો. આ વખતે તેણે ત્રણ જાહેર ભાષણો કર્યાં. પહેલા ભાષણનો વિષય "સમયનાં ચિહ્નો" ( Signs of the times ) હતો. એ ભાષણ થયા પછી દેશમા ચારે બાજુએ વાદવિવાદ અને નિન્દા

શરૂ થયા. પાર્કર નહિ હોવાથી તેના જે વિરોધીઓ આટલા દિવસ શાન્ત હતા તેઓ હમણા તે પાછો આવવાથી શોક કરવા લાગ્યા.

આ અરસામા ટરનર સાર્જન્ટ નામના બોસ્ટનના એક ઉન્નત મનના પાદરીએ પાર્કરની જોડે મતભેદ હોવા છતા, ઉદારતા સાચવવા માટે પાર્કર સાથે પોતાના કામને અદલબદલ કર્યું હતું, એટલે કે પ્રથમ જણાવ્યા પ્રમાણે તે પાર્કરના ઉપાસનાલયમા અને પાર્કર તેના મદિરમા ઉપાસના કરતો હતો "અવિશ્વાસી" આ અદલાબદલી જોઈને બીજા ધર્મચુસ્ત પાદરીઓએ વિવેકશૂન્ય થઇને પોતાની મડળીમા સાર્જન્ટનો તિરસ્કાર કર્યો, અને તેના ઉપર પત્ર લખ્યો, પરન્તુ તે ભયભીત અથવા તાબે થાય એવો માણસ નહોતો. તે જરાપણ સકોચ સિવાય પોતાની દલીલો આપવા લાગ્યો, અને અન્તે તેણે પોતાની સ્વતત્રતા જાળવવાને ખાતર પાદરીઓની સભાપર પોતાનુ રાજીનામુ મોકલી આપ્યુ

અમેરિકામા આ બનાવથી વિશેષ ગરબડ મચી. બેઉ પક્ષના મતનુ સમર્થન કરવા માટે ઘણાક નાના નાના પુસ્તકો પ્રકટ થયા. વર્તમાન પત્રોમા ઘણા તર્ક–વિતર્ક થયા યુનિટેરિયન ખ્રિસ્તીઓ પોતાના પાદરીઓની સ્વતત્રતા માટે જે ગર્વ કરતા હતા તે હવે ખોટો પડયો.

લાબી મુદતથી બોસ્ટનમા એક દેવળમા દર અઠવાડિયે ભાષણો થતા હતા. ( The great and Thursday lecture ) ધીરે ધીરે એ ભાષણો એવા ખરાબ હાલતમા આવ્યા હતા કે કેટલાક સાધારણ પુરુષો અને વૃદ્ધ સ્ત્રીઓ સિવાય બીજા કોઇ પણ તેને સાંભળવા જતા નહોતા. યુનિટેરિયનના પાદરીઓ વારાફરતી ત્યા ભાષણો કરતા હતા. તા. ૨૬ ડીસેમ્બર ૧૮૪૪ મા પાર્કરે ત્યા ભાષણ અને ઉપાસના કર્યા, તે દિવસે મદિરની શોભા ફરી ગઇ ભાષણ સાભળવાને એટલા બધા માણસો આવ્યા કે દેવળમા તલ જેટલી

જગ્યા રહી નહોતી. ભાષણુનો વિષય " ઇસુખ્રિસ્તની સાથે તેના જીવનનો અને બીજા કાળનો સબધ ( Relation of Jesus with his Age and the Ages ) હતો. ભાષણમા તેણે પ્રથમ સમજાવ્યું કે ખરૂ મહત્વ શાથી પ્રાપ્ત થાય છે, અને મહાન માણુસો માનવજાતિને માટે શુ કરે છે. ખ્રિસ્ત અને તેના કામનુ મોટાપણું સારી રીતે વર્ણવીને પાર્કરે કહ્યુ હતું, કે " ઇસુખ્રિસ્ત ભૂલ વગરનો હતો અને તેણે માણુસોને કોઇ પણ વેળાએ કોઇ જાતનો ભૂલ ભરેલો ઉપદેશ આપ્યો નહોતો, એવુ હુ ધારતો નથી." તેણે એમ પણ કહ્યુ કે ભવિષ્યમા ઇસુખ્રિસ્તના કરતા પણ શ્રેષ્ઠ માણુસો જન્મશે " પરમેશ્વરના ભ ડારમા બીજા પણ શ્રેષ્ટ માણુસો છે એવુ નક્કીપણે કહેવાથી ઇસુખ્રિસ્તનુ મહત્વ ઘટી જતું નથી, પરંતુ ઉલટુ પરમેશ્વરની અનન્ત શક્તિ કબૂલ કરાય છે. **જ્યારે એવો શ્રેષ્ઠ પુરુષ આવશે ત્યારે માણુસો તેના ઉપર જુલમ ગુજારશે, પણ તે જ્યારે મરણ પામશે ત્યારે તેની પૂજા થશે.**"

ભાષણ એટલુ બધુ હૃદયગ્રાહી થયુ હતું કે શ્રોતાઓ દૈવવાણીની પેઠે એકાગ્રચિતથી તે સાભળતા હતા. પરતુ ઇસુખ્રિસ્તના કરતા પણ મહાન્ માણુસ જન્મશે એ કહેવુ તેઓથી કેમ સહન થાય ? પાદરીઓએ હવે નક્કી કર્યુ કે આ ઠેકાણે પાર્કરને ફરીથી ભાષણ કરવાની રજા આપવી નહિ તેમણે હવે બીજા પાદરીઓને ભાષણ આપવા બોલાવ્યા. પાર્કરને આ પ્રમાણે દૂર કરવાથી કશુ પણ ફળ થયુ નહિ. બીજાઓના ભાષણોથી લોકો ખેચાયા નહિ, અને ધીરે ધીરે તે સભા ભાગી પડી

સર્વ પાદરીઓ સકીર્ણ હૃદયના તથા સ્વત ત્રતાના વિરોધી નહોતા, સાર્જન્ટ પાદરીની ઉદારતા આગળ લખી ગયા છીએ, હમણા તેવો એક બીજો બનાવ બન્યો. કલાર્ક નામના એક બીજા ઉન્નત મનના

પાદરીએ પોતાના દેવળમાંની ઉપાસક મંડળીને કહ્યુ, "હુ આવતા રવિવારે થિયોડર પાર્કરની જોડે કામ બદલીશ. હુ તેના સર્વ મતને મળતો થતો નથી, પણ ધર્મ સબધી સ્વતત્રતા અને ખ્રિસ્તીધર્મનો બધુભાવ સાચવવાને માટે હુ એમ કરૂ છુ." ઉપાસક મડળીના કેટલાક સભાસદો આ ખબર સાભળીને ગુસ્સે થઇ ગયા. બે માણસોએ ક્લાર્કની પાસે જઇને તેને આ ગેરવાજબી કામ નહિ કરવાને માટે વિનતિ કરી, પરન્તુ તેમા નહિ ફાવવાથી તેમણે પાર્કરને કહ્યુ, કે "અમારા દેવળમા ઉપાસના કર્યાથી કેટલાક સભાસદો અમારી મડળીમાથી તુરતજ ચાલ્યા જશે, માટે તમે ક્લાર્કની સાથે કામનો બદલો કરવાનુ કબુલ કરશો નહિ " પાર્કર ધારતો હતો કે આચાર્યનુ કામ બદલવાથી મતની સ્વતત્રતા અને ઉદાર ભ્રાતૃભાવ સચવાય છે, તેથી તેણે તેઓની વિનતિ કબૂલ કરી નહિ રવિવારે પાર્કરનો તેજસ્વી ઉપદેશ સાભળવા માટે ક્લાર્કના દેવળમા લોકોની ભારે ગીરદી થઇ હતી, પણ ચુસ્ત મતના માણસો તેમા આવ્યા નહોતા. કેટલાક ધર્મચુસ્ત સભાસદોએ પોતાના જેવા એક સાકડા મતના પાદરીને ભેળવીને એક નવી મડળી સ્થાપી હતી, પરન્તુ તેઓનો ઉત્સાહ ધીરે ધીરે ઓછો થવાથી અને નવા પાદરીની આકર્ષણ શક્તિ થોડી હોવાથી આખરે તે સભા બધ થઇ હતી.

યુનિટેરિયન પાદરીઓએ દૃઢ નિશ્ચય કર્યો હતો કે પાર્કરને પોતાના દેવળમા ઉપાસના અથવા ભાષણ કરવા દેવા નહિ. બોસ્ટનમાના કેટલાક સ્વતત્રતાના પક્ષપાતી માણસોએ તેમના આવા વર્તનને ગેરવાજબી માનીને પાર્કર બોસ્ટનમા ભાષણો વગેરે આપી શકે એવી ગોઠવણ કરવાનો ઠરાવ કર્યો, પરતુ પાર્કરને માટે લોકોમા એવા તો ખોટા વિચારો ઠસી ગયા હતા કે જેથી એક મોટો હૉલ મળવો મુશ્કેલ પડયો. અન્તે નગર વચ્ચે આવેલી મિલોડિયમ નામની એક

મોટી નાટકશાળા તેમણે ભાડે લીધી. તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૪૫ ના પ્રાતઃકાળમા એ જગ્યાપર પહેલી પાર્કરની ઉપાસના તથા ભાષણ થયુ. શહેરનો આખો રસ્તો બરફથી ઢકાયલો હતો અને આકાશ મેઘજાળથી ઢંકાયલુ હતું, તથાપિ તેના અસાધારણ આકર્ષણથી ઘણા માણસો આવ્યા. "માણસમાં અને સામાજિક જીવનમા ધર્મની અત્યાવશ્યકતા" ઉપર ભાષણ અપાયુ. બોસ્ટન શહેરમાં આ ભાષણ પાર્કરના કાર્યમય મહાન્ જીવનના સર્વથી અગત્યના અ શરૂપ થઇ પડયુ. તે રાત્રિની પોતાની નોધબુકમા તેણે લખ્યુ છે, કે 'આ એક લબાણ લઢાઇની શરૂઆત થઈ છે, હુ શુ તેને યોગ્ય નિવડીશ? હું કેટલુ સહન કરી શકીશ, તે જાણતો નથી. જે સર્વ આત્માઓનો આત્મા છે તેના ઉપર દૃષ્ટિ રાખીને હુ રહેલો છુ. હુ પોતાની ઉપર આધાર રાખતો નથી. પરમેશ્વરની ઉપર મારો અસ્ખલિત વિશ્વાસ છે."

આ અરસામા પાદરીઓની એક કમિટીની સાથે પાર્કરને વાદ-વિવાદ થયો હતો. જેના પરિણામે પાદરીઓએ નિર્ણય કર્યો, કે મત-ભેદ એટલો બધો છે કે એકત્ર રહીને કામ થવુ કઠિન છે મતભેદના સબધમા પાર્કરે બોસ્ટનની યાજકમડળીને એક જાહેર પત્ર લખ્યો હતો, જેમા તેણે અનેક ધાર્મિક પ્રશ્નો પૂછયા હતા. બાઇબલમા વર્ણવેલા અલૌકિક તથા અસ્વાભાવિક બનાવો સર્વ ખરા છે કે નહિ? આ ગ્રન્થના સર્વ ભાગો એક સરખી રીતે ઈશ્વર પ્રણિત હતા કે નહિ અને ઇસુખ્રિસ્ત ભૂલ વગરનો હતો કે નહિ? ઇસુખ્રિસ્તના શિષ્યો અને તેમના પછીના બીજા ખ્રિસ્તીઓ ઇસુખ્રિસ્તના જીવન, મૃત્યુ અને સ્વર્ગારોહણના સબંધમા જે અદ્ભુત વાતો કહે છે તે ખરેખરી અને ચૂક વિનાની છે કે નહિ? પાર્કરે આ પ્રશ્નો અને તેના સિવાય બીજા કેટલાક વિષયો લબાણથી તથા કૌશલ્યથી પૂછ્યા હતા. વેસ્ટરૉકસબેરીની ઉપાસક મંડળી સમક્ષ તેણે આ પ્રશ્નો પૂછ-

વાનુ ખરૂ કારણુ જણાવ્યુ હતું તે મનમા ને મનમા જાણુતો હતો કે પાદરીઓની સભામાં માહોમાહે એટલો બધો મતભેદ હતો કે જેથી તેઓ એક મત થઇને ઉત્તર આપી શકશે નહિ; અને તેમજ થયુ.

યાજકસભા તેના પ્રશ્નોના ઉત્તર આપવાને સમર્થ થઈ નહિ. હવે પાર્કર સાથેનો યાજકોનો (પાદરીઓનો) સબધ એક રીતે ટૂટયો. ખરૂ જોતા તેઓના કરતા પાર્કરજ ચઢીયાતો માણુસ હતો. આધ્યાત્મિક વિષયમા અમેરિકાના યુનિટેરિયન પાદરીઓની આ સમયે ઘણીજ અવનતિ થઇ હતી. પાર્કરનુ હૃદય સ્વાભાવિક રીતેજ ગભીર ધર્મભાવથી પૂર્ણ હતું જે લોકોમા અન્તરના ધર્મ કરતા બાહ્યધર્મનો અધિક આદર હતો, જે લોકો પ્રભુની આજ્ઞાઓ પાળવામા બેદરકાર રહીને કેવળ શૂન્ય હૃદયથી તેનુ નામ ઉચ્ચારણુ કરીનેજ સન્તુષ્ટ થતા હતા, તેવાઓમા ભળીને તે કેવી રીતે કામ કરે ? પાદરીઓ તો સામાજિકતાના અને આબરૂનાજ ભૂખ્યા હતા. જ્યારે પાર્કર ખરા ધર્મભાવ માટે તથા ઉન્નતિને માટે વ્યાકુળ હૃદયનો હતો, આ બન્ને વચ્ચે કેવી રીતે એકતા થાય ?

યુનિટેરિયોના કરતા પાર્કર યુનિવર્સલિસ્ટ ( Universalist ) નામના ખ્રિસ્તીપન્થથી વધારે સન્તુષ્ટ હતો. એક મુખ્ય વિષયમા તે સપ્રદાયનો ઘણોજ ઉદારમત હતો. તેઓનો મત એવો હતો, કે "માણુસ માત્ર અન્તે મુક્તિ મેળવશે અને કોઇને પણુ છેવટ સુધી નરક ભોગવવુ પડશે નહિ." એ સિવાય તેઓ દેશનો ખરો સુધારો કરવાના કામમા પણુ યત્ન કરતા હતા તેઓ વાર્ષિક ઉત્સવમા દારૂ, ગુલામી વેપાર અને લડાઇની વિરૂદ્ધમા ભાષણો આપતા હતા, તેથી પાર્કર બહુજ સતુષ્ટ હતો.

ચુસ્ત ખ્રિસ્તીઓ તર્કયુદ્ધમા પાર્કરની સામે થવાની હિમ્મત કરતા નહિ, તો પણુ તે જીવ્યો ત્યાંસુધી તેનુ બનતું અપમાન અને અનિષ્ટ કરવાને ચૂકતા નહોતા.

## પ્રકરણ ૨૦ મું—આદર્શધર્મમંડળવિષે ભાષણ.

પાર્કર બોસ્ટનમા નિયમિતપણે આચાર્યનું કામ કરવા લાગ્યો ઘણા માણસો તેની તેજસ્વી ઉપાસના તથા ભાષણનો લાભ લેવા લાગ્યાં. તેની ઉપાસના તથા ઉપદેશનો એવો પ્રભાવ હતો, કે ઘણા માણસો કે જેઓ ફક્ત ગરબડ મચાવવાનાજ મનસુબો કરીને આવતા હતા તેઓ પણ છેવટે ભક્તિપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરીને જતા હતા.

પાર્કર ગરીબોનો મિત્ર હતો. તેણે તે સબધી કહ્યું છે— **"ગરીબોમાં કામ કરવું એજ મારો ધારેલો ઉદ્દેશ છે; હું ગરીબોનો ઉપદેશક થઇશ, મારામાં જે કાંઈ કેળવણી તથા પ્રેમ છે તેવડે ગરીબોનુંજ ભલું કરવાનો શ્રમ કરીશ.** મારા સાભળનારાઓમાના ઘણાખરા સામાન્ય સ્થિતિના માણસો છે તેથી મને આનન્દ ઉપજે છે. **મારો ઉપદેશ સાંભળવાને ભણેલા અને ધનવાન માણસોજ આવતા હોત તો મારી ખાતરી થાત કે જેવી રીતે મારે કામ કરવું જોઇએ તે પ્રમાણે થતું નથી."**

જગતના શિરોભૂષણરૂપ જે મહાપુરુષો મનુષ્યજાતિને સત્ય અને પ્રેમનુ દાન આપી ગયા છે, તેઓ સર્વ ગરીબોના મિત્રજ હતા શાક્યસિંહ સ્વતત્ર રાજ્યનો એકાધિકારી રાજપુત્ર હોવા છતા ભિક્ષુઓમા ભળ્યો હતો. ગરીબ ઇસુખ્રિસ્ત ગરીબ માછીમારોની જોડે જીવન ગાળતો હતો. સેન્ટપૉલ કે લ્યુથર, નાનક, તુકારામ કે ચૈતન્ય સર્વ ગરીબોનાજ દોસ્તો હતા.

તા. ૪ થી જાન્યુઆરી ૧૮૪૬ ને દિવસે પાર્કર બોસ્ટનની અઠ્ઠાવીસમી ઉપાસક મડળીના આચાર્યપદે અભિષિક્ત થયો. ખ્રિસ્તીઓની ખરી મંડળી કેવી થવી જોઇએ, એ વિષયપર અભિષેકના સમયે

પાર્કરે એક ભાષણ આપ્યું હતું. અમે તે ભાષણનો સાર નીચે આપીએ છીએ.

" બહારના અનુષ્ઠાનો અથવા મતોથી કાંઇ ધાર્મિક સમાજો બનતી નથી, હૃદયના ધર્મભાવથીજ તે બને છે. પૂર્ણ મનુષ્યત્વ સિવાય પૂર્ણ અને નિર્દોષ ધર્મ આવતો નથી. જ્ઞાન, વિવેક, હૃદય અને ઇશ્વર-નિષ્ઠાને વિકસિત કરીને મનુષ્યની સર્વ પ્રકૃતિની ઉન્નતિ કરવી જોઇએ. ખ્રિસ્તીધર્મ માણુસની પ્રકૃતિની વિશેષતાનો નાશ ન કરતા તેની ઉન્નતિ કરે છે. ખ્રિસ્તમંડળના સભાસદોએ ખ્રિસ્તની નકલ કરવાનો—ખરેખરા ખ્રિસ્ત થવાનો યત્ન કરવો જોઈએ. જેમ ઇસુખ્રિસ્ત માણસનો પુત્ર છે, તેમ આપણે પણ મનુષ્યના પુત્રો છીએ, ઇસુખ્રિસ્ત જેમ પ્રભુનો પુત્ર છે, તેમ આપણે પણ પ્રભુના પુત્ર છીએ. ઇસુખ્રિસ્ત પણ ભૂલ વગરનો નહોતો, માટે ભ્રમ અને પ્રમાદને છોડવો અને તેના આપેલા ઉપદેશ ગ્રહણ કરવા, આ બે ખ્રિસ્તીધર્મને અનુસરતા ખાસ કર્તવ્ય છે."

" ગમે તો સત્ય બાઇબલમાથી મળતુ હોય અથવા બીજી જગ્યાએથી મળતુ હોય તોપણ તેને ગ્રહણ કરવુ એ ખ્રિસ્તીધર્મને અનુસરતુ કાર્ય છે તેમજ અસત્ય બાઇબલના હોય અથવા બીજી જગ્યાએ હોય તોપણ તેને ત્યાગવુ એ ખ્રિસ્તીધર્મ પાળનારનુ કર્તવ્ય છે સત્યને જેઓ શોધીને મેળવે છે, તથા તેપર પ્રેમ રાખે છે, અને તેને પોતાના જીવનના ઉતારે છે તેઓજ સ્વતંત્ર માણસ છે આ ખરી સ્વતંત્રતાથી જેટલા દૂર રહેશો તેટલુજ અસત્ય તમારા હૃદયમા વધુ ભરાઇ રહેશે અથવા દાખલ થશે. સત્યનો વિચાર અને નિર્ણય કરવો એ બુદ્ધિમય ઉપાસના છે લોકહિતકારી કામ કરવાથી કાર્યમય ઉપાસના થાય છે, અને પરમેશ્વર તથા મનુષ્યો ઉપર પ્રેમ અને વિશ્વાસ રાખવાથી હૃદયમય આનંદદાયક ઉપાસના થાય છે."

" માનવપ્રકૃતિના ખરેખરા મહત્વમાંજ ધર્મ રહેલો છે. ધર્મ-

મંડળના સભાસદોએ એક એકનુ ભલુ કરવાપર લક્ષ આપવુ જોઇએ. તેઓએ એકમેકના દુખમા ભાગ લેવો જોઇએ, તેઓએ એકમેકને સદુપદેશ આપવો જોઇએ. બળવાનોએ દુર્બળને અને ધનવાનોએ ગરીબોને મદદ આપવી જોઇએ."

"ધર્મમંડળના સભાસદો સિવાય અન્ય મનુષ્યો પ્રત્યે પણ કર્તવ્ય છે. જેથી સત્ય સર્વત્ર ફેલાય, જેથી જનમંડળ ધર્મના ઉચ્ચ આદર્શમા આવી સુધરે, જેથી વર્તમાન સમયની ભાવના તથા કાર્યનો વિશ્વવ્યાપી નીતિના ધોરણે પ્રચાર થાય, જેથી જ્ઞાન તથા વિવેકપૂર્વક રાજદ્વારીપુરુષો તથા વેપારીવર્ગના પાપનો ન્યાય થાય, એવો પ્રયત્ન ધર્મમંડળે કરવા જોઇએ."

"ધર્મમંડળે લોકહિતકર કાર્યોવડે સત્યજ્ઞાન તથા ભાવનાની ઉન્નતિ કરવી જોઇએ પેલા ગરીબ લોકોને આપણે આપણી કૃપાના પાત્રજ માત્ર નહિ સમજતા આપણા તરફથી તેમને થયા કરતા અન્યાયોનો વિચાર કરીને તેઓ પ્રત્યે આપણે ન્યાયી વ્યવહાર રાખવો જોઇએ. **દરેક ગરીબ ભિખારી, આપણા સુધારાને દૂષિત તરીકે સિદ્ધ કરે છે."**

**આપણાં અનાથાશ્રમો તથા કેદખાનાંમાં જેઓ રહે છે, તેઓ આપણા પોતાનાજ પાપનું બલિદાન થઈ પડેલા** છે. તેઓ ક્યાથી આવ્યા? જનમંડળની નીચલી પંક્તિમાના બહુજ ગરીબ અને અજ્ઞાનવર્ગમાથી તેઓ આવ્યા છે. તેમની છેક તેવી દશા થઇ ત્યા સુધી શક્તિમાન મનુષ્યો શુ કરતા હતા? શુ ખ્રિસ્તીધર્મ કહેતો નથી કે **સબળનું કર્તવ્ય છે કે દુર્બલને મદદ કરવી!** માસાચુસેટ્સ પ્રદેશનુ **દરેક અનાથાશ્રમ સાબીત કરે છે કે ધર્મસભાઓ પોતાની ફરજ બજાવતી નથી;** અને ખ્રિસ્તીઓ ઇસુખ્રિસ્તને પ્રભુ તથા માણસને ભાઈ કહે છે, તે સર્વ મિથ્યાજ છે.

**દરેક કેદખાનાના ઉપર લોખંડના અક્ષરથી લખેલું છે કે તમે હજી સુધી પણ જંગલી મૂર્તિપૂજક ( heathens જ રહેલા છો.** આપણાજ દોષથી જેઓ અપરાધી થયા છે, તેઓને વધ કરવાને માટે આપણે પોતેજ જે **ભયંકર ફાંસીના માંચડ** ઉભા કર્યા છે તે બીજુ કઈજ નહિ પણ આપણા પોતાપર લાગ પડતા કલંકના ચિહ્નસ્વરૂપજ છે."

"શુ ઇસુખ્રિસ્તે નથી કહ્યુ કે **બીજાની પાસેથી તમે પોતે જેવા વ્યવહારની આશા રાખો છો, તેવો વ્યવહાર પ્રથમ તમે પોતેજ બીજાઓ પ્રત્યે કરો!** અને તે છતા પણ શામાટ તમારા અને મારા ત્રણ કરોડ ભાઇઓ, નિરાશાપૂર્વક હાલના સુધારાથ વંચિત થઇને આવા ખ્રિસ્તીધર્માવલંબી દેશમા સાકળથી બાધેલ ગુલામ બનીને દુખ ભોગવે છે?* આ ખરાબ ચાલની સામે શું વ્યવસ્થાપક રાજમંડળનો ક્રોધધ્વનિ ઉઠે છે? વર્તમાનપત્રો પોતાન કરોડો કંઠથી શુ એ પાપને વખોડે છે? પૂર્વ અને પશ્ચિમના સ્વત ત્રતાપ્રિય માણસોના હૃદયમા એની વિરૂદ્ધમા એક પણ ધ્વનિ શું ધ્વનિત થાય છે? ના કદી નહિ વર્તમાન સમયના આ સર્વથી મોટ પાપની સામે એક પણ શબ્દ સંભળાતો નથી! જે થોડા માણસે સત્ય અને ન્યાયનો પક્ષ પકડીને તે વાત કહેવાની હિમ્મત કરે છે તેઓ ઉલટા ધર્મભ્રષ્ટ તરીકે ગણાય છે!"

"હે મહાન્ પ્રભો! આ કેવુ પરિણામ આવ્યુ છે? આવ મહાપાપની વિરૂદ્ધમા પણ લોકો કઇજ બોલતા નથી? જે ધર્મમંડ ળમાં ઇસુખ્રિસ્તનુ નામ પ્રતિષ્ઠિત થયુ છે, તેઓ પણ શુ આ મહા

---

* પાર્કરના સમયમા અમેરિકામા ગુલામનો વેપાર ચાલતો હતે દુર્ભાગી સીદીઓને પશુઓની પેઠે વેચતા હતા ગુલામગીરી બંધ કર માટે પાર્કરે કેવો યત્ન કર્યો હતો તે આગળ વાચવામા આવશે

પાપની સામે અવાજ ઉઠાવે છે? ના, તેમ પણ નથી. રાજમંડળ પણ મુંગુ બેઠું છે, અને ધર્મમંડળ પણ ચૂપ બેસી રહ્યું છે! સાધારણ ધાર્મિકો સૂતા પડયા છે, અને પરમેશ્વરના પ્રચારકો મરી ગયા છે! ચોતરફ જુલમ, જુલમ અને પાપ, પાપજ છે! સાધારણ લોકોમાં આ પ્રમાણે મૂર્ખપણું, ગરીબાઇ અને ગુલામગીરી જોવા છતા પણ શુ ધર્મસમાજોને કઇજ કહેવાનુ તથા કરવાનુ નથી? જેઓ જુલમ કરે છે અને જુલમ સહે છે, એ બને પ્રકારના માણસોના ભલાને માટે શુ ધર્મસમાજોનુ કઇજ કર્તવ્ય નથી?"

"વિજ્ઞાનની જોડે ધર્મસમાજનો સબધ અવશ્ય રહેવો જોઇએ. જ્ઞાને વિજ્ઞાનનો ભય કરવો જોઇએ નહિ. નવા સત્યની મનમાં ખોટ ન હોવી જોઇએ, કેવળ જૂના સત્યને લઇનેજ ચર્ચા કર્યાથી ચાલવાનુ નથી. પ્રાચીનકાલના સાધુઓ જે કહી ગયા છે, તેની આલોચના કર્યા કરવાથીજ સર્વહિત થનાર નથી, હાલના જીવિત સાધુઓના મુખમાથી નીકળતા જીવન્ત વાક્યોની પણ પૂરેપૂરી જરૂર છે."

"શાન્તિ રાખવી, લડાઈ થતી રોકવી, ગુલામગીરીને જડમૂળમાથી ઉખેડી નાખવી, ગરીબોમા કેળવણીનો પ્રચાર કરવો, વગેરે જે સર્વ લોકહિતકર અનુષ્ઠાનો થાય છે, તે સર્વપર ધર્મસમાજોનુ શું ઉપરીપણુ નથી? હાલના સમયમા ધર્મોન્નતિ માટે જે યત્નો થાય છે, તેની આગેવાની પણ ધર્મસમાજો ગ્રહણ કરી શકે છે? નહિ, ખચીતજ નહિ!"

"ઇસુખ્રિસ્તને જૂદા જૂદા પ્રકારે નાકબૂલ કરવામા આવે છે. અમુક વર્ગના માણસો અહકારી તથા નીચ અન્તઃકરણના હોઈને—તેઓ ઉદ્ધત થઇને તેની નિન્દા કરે છે, અને તેઓના મહાન્ ચરિત્ર ઉપર કઇપણ નજર નહિ રાખતાં તેઓ તેની ઠઠ્ઠા મશ્કરી કરે છે. આવા માણસો થોડા છે. તેઓને માટે મને દુઃખ નથી. કેમકે તેમ

નાથી ઘણું કરીને કંઈ હાની થતી નથી. ધર્મ એ એક એવી પ્રિય-વસ્તુ છે કે ઠઠ્ઠા મશ્કરીના શબ્દોથી લોકોનું મન તેના ઉપરથી ઉઠી જતું નથી. વળી બીજી પણ એક રીતે ઇસુખ્રિસ્તનો અસ્વીકાર કરાય છે, તે એ કે, લોકો મુખેથી તેને પ્રભુ પ્રભુ કહે છે, પણ કામમા તેનો ઉપદેશ પાળતા નથી ! તેના નામના પડદા નીચે માણસના દુષ્કાર્ય છુપાવી રાખવાથી અનિષ્ટજ થાય છે."

"હાલના સમયમા વિજ્ઞાન, વેપાર અને કારીગીરીની જે આશ્ચર્ય-કારક ચઢતી થઇ છે, તેને ઉપયોગી થાય એવી ધર્મની ઉન્નતિની પણ જરૂર છે. એ ઉન્નતિ ધર્મસમાજે પ્રાપ્ત કરવી તથા બીજાઓને દર્શાવી આપવી જોઇએ. ધર્મના સાધકો, હૃદય, સત્ય, સાધુતા અને ભક્તિની શોધમા ઇશ્વરની તરફ દોડવા જોઇએ, અને તેઓની ઉપાસના એજ પ્રકારની થવી જોઇએ. મોટા મોટા સુધારાના કામો, મનુષ્યની સુન્દર કેળવણી અને તેના સુખને માટે વિવિધ પરિશ્રમજ તેઓનુ ધર્માનુ-ષ્ઠાન થવુ જોઇએ. જો માનવજીવનના દરેક ભાગનુ કાર્ય સત્યધર્મ પ્રમાણે થાય તો તેનુ ફળ કેવુ આશ્ચર્યકારક થાય ! **એવું એક રાજ્ય તૈયાર થઈ શકે કે જ્યાં દરેક માણસ પોતાનું કામ મેળવે, ખાવાનું મેળવે, વસ્ત્ર મેળવે, સુશિક્ષણ મેળવે, પ્રેમ મેળવે અને ધર્મ મેળવે."**

"પરમેશ્વરના રચેલા પ્રાચીન ગ્રન્થોમાથી તેમજ પ્રકૃતિ અને મનુષ્યમાથી પણ સત્ય ઉપદેશ આપણે ગ્રહણ કરી શકીશુ. પોત-પોતાના કર્તવ્યનુ પાલન એજ આપણુ ધર્માનુષ્ઠાન બનવુ જોઇએ, અને હૃદયને ઇશ્વરમય બનાવે એવા આચાર્યોજ આપણા શિક્ષકો બનવા જોઇએ"

અભિષેકને દિવસે પાર્કરે આવો ઉચ્ચ આદર્શ પ્રદર્શિત કર્યો હતો, અને તે આદર્શ તરફ દૃષ્ટિ રાખીનેજ તેણે છેવટ સુધી પોતાનુ મહત્ જીવન ગાળ્યુ હતું.

## પ્રકરણ ૨૧ મું—વિવિધ સત્કાર્ય.

ધર્મની જ્યા ખરેખરી ઉન્નતિ થયેલી હોય છે ત્યાજ સત્કર્મની પણ વૃદ્ધિ થાય છે. પાર્કર પોતાના દેવળની ઉપાસકમડળીમાં પોતાના પ્રભાવશાળી વાક્યો અને જીવનથી જે ધર્મભાવને ઉત્તેજિત કરતો હતો તે કદી પણ વૃથા જાય તેમ નહોતું ઉપાસકમડળીના ઘણું કરીને બધાજ સભાસદો કોઇને કોઈ સદનુષ્ઠાનમા લાગેલાજ રહેતા હતા. ગરીબોને મદદ આપવા માટે એક સભા સ્થાપન થઇ હતી અને તેણે પ્રભુના પુષ્કળ અનાથ બાળકોનો આશીર્વાદ મેળવ્યો હતો. એ સિવાય ગુલામગીરીનો ધધો બધ કરવાને, દારૂ પીવો છોડાવવાને, કેદખાનાની વ્યવસ્થા સુધારવાને વગેરે બીજા સારા સારા કામો કરવામા તે મડળીના સભાસદો નિયુક્ત થયા હતા. પોતપોતાની રૂચિ તથા પ્રકૃતિ પ્રમાણે તેઓ દરેક સ્વતત્ર રીતે વિવિધ સત્કાર્યમા લાગ્યા હતા

દરેક રવિવારે અઠવાડિયાની શાળા સ્થાપવા માટે પાર્કરે વિશેષ ઉદ્યોગ કર્યો. પહેલા તેણે ધાર્યું કે જે ગરીબ છોકરા ખરાબ હાલતમા ભટકતા ફરે છે, તેઓને એકઠા કરીને પુસ્તક વાચતા શીખવવુ અને નીતિ તથા ધર્મના સાધારણ સત્યોનો ઉપદેશ આપવો. પરતુ રોમનકૅથોલિક પાદરીઓ એ પ્રકારે છોકરાઓને લઇ જતા હતા, તેથી પાર્કરનો તે મનોરથ પૂર્ણ થયો નહિ.

ત્યાર પછી તેણે પોતાની મડળીના સભાસદોને ભેળવીને એક શાળા સ્થાપી. તે પોતે અને મડળીના કેટલાક ઉત્સાહી સભાસદો એ શાળામા ભણાવતા હતા. એ નિશાળનુ કામ કેટલાક મહિના ચાલ્યા પછી પાર્કરે જાણ્યુ કે આવી સ્વતત્ર શાળાની વિશેષ જરૂર નથી, બીજી નિશાળોથી એ કાર્ય થતું હોવાથી તેણે તે વિદ્યાલય બંધ કર્યુ.

સ્ત્રીજાતિની ઉન્નતિ થવાની ઘણીજ જરૂર છે, એ બાબતનો તે સર્વદા અનુભવ કરતો હતો. તે વારંવાર કહેતો હતો કે વિશેષ સારી કેળવણી મેળવ્યાથી સ્ત્રીઓ જનમડળને જેટલુ ઉન્નત કરી શકશે, તેટલુ બીજા કોઇથી થનાર નથી. તેથી તેણે પોતાના ઘરમા સ્ત્રીઓને માટે એક સભા સ્થાપન કરી. દર શનિવારે એ સભા ભરાતી હતી. વાતચીતદ્વારા પાર્કર એ સભામા સ્ત્રીઓને શીખવતો હતો. ચરિત્ર સગઠન, સામાજિક તથા વ્યક્તિગત ધર્મોન્નતિ, તથા ખરૂ શિક્ષણ શુ ? વગેરે જરૂરના વિષયોની ત્યા આલોચના થતી હતી.

પાર્કર પોતાના મોટા પુસ્તકાલયમાથી જ્ઞાનપિપાસુઓને સર્વદા પુસ્તકો વાચવા આપતો હતો. નાની ઉમ્મરના માણસોને માટે વાચવાના પુસ્તકો તે પોતેજ પસદ કરતો હતો અને વાચવા આપતી વેળાએ તે પુસ્તક વિષે એવી એક બે વાત કહેતો હતો કે જેથી વાચનારનો ઉત્સાહ બમણો થતો હતો.

શોકાતુરને સાન્ત્વના આપવાનુ તેનુ એક વિશેષ કામ હતું. **જેઓ પ્રશાન્ત ગંભીર હૃદયપૂર્વક ભગવાનની ઉપર ભક્તિથી તથા જીવોના ઉપર પ્રેમથી સર્વદા પૂર્ણ છે, તેઓ શોકાર્ત માણસને જેવી સાન્ત્વના આપી શકે તેવી શું બીજા માણસો આપી શકે?** સ્નેહશીલ જનનીની પેઠે પાર્કરનુ હૃદય સર્વદા સહાનુભૂતિથી ભરપૂર રહેતું હતુ લોકોના શોક–દુખથી તે ખરેખરો દુ:ખી થતો હતો મગળમય પરમેશ્વર સર્વ કાંઈ મગળને માટેજ કરે છે, આપણે આ લોકમા રહીને પણ પરલોકવાસિયોની સાથે એકત્ર કામ કરીએ છીએ, ગુજરેલા સગા–વહાલાઓ સાથે કદી પણ ખરેખરી જૂદાઈ થતી નથી, આવો કીમતી ઉપદેશ શોકાતુર હૃદયોમા તે ઠસાવતો હતો.

અન્ત્યેષ્ટિક્રિયા એટલે મરણક્રિયાને વખતે પુરોહિતપણું કરવા

સમયે પાર્કર પ્રથમ ધર્મના બે મુખ્ય સત્યોની વ્યાખ્યા કરતો હતો:- "કરૂણામય પરમેશ્વરનુ પિતૃત્વ અને માનવાત્માનુ અમરપણું, આ બે અમૂલ્ય સત્યની અતિ સુન્દર વ્યાખ્યા કરીને તે વિયોગી મનુષ્યોના શોકાનલમાં સાન્ત્વનારૂપી જળ નાખતો હતો."

પાર્કર જેમ દુઃખને સમયે તેમ વિવાહ વગેરે શુભ કાર્યને અવસરે પણ આનન્દપૂર્ણ હૃદયથી આચાર્યનુ કામ કરતો હતો. દાંપત્ય સબંધની પવિત્રતા અને આનન્દ તથા પારિવારિક સંબધની મધુરતાનો તે એટલી ગભીર રીતે અનુભવ કરતો હતો કે વિવાહાદિ મંગળ કાર્યમા પુરોહિતપણુ કરવાને માટે તેને વિનતિ કર્યાથી તે હૃદયપૂર્વક કૃતજ્ઞતાની જોડે ધન્યવાદ આપીને એ કામ બજાવતો હતો.

હવે સ્વતત્ર રીતે ધાર્મિક વાદવિવાદ કરવા માટે પાર્કર દર રવિવારે બપોરે સભા બોલાવવા લાગ્યો પરન્તુ તેના વિરોધીઓમાના કેટલાક માણસો ત્યા આવીને એવી ગરબડ મચાવવા લાગ્યા કે જેથી તેણે એ સભા બધ કરી, અને ખ્રિસ્તીધર્મશાસ્ત્રપર ભાષણો આપવાનો આરભ કર્યો. પ્રાચીન અને નવા બાઇબલની ઉત્પત્તિ તથા ઇતિહાસ અને નવા બાઇબલની આલોચના તથા વ્યાખ્યાના વિષયમા છ ભાષણો તેણે આપ્યા. તેણે બાઇબલના ચાલુ ભાષાન્તરથી સન્તુષ્ટ ન થતા, તે ભાષણોને માટે ત્રણ સુસમાચાર પુસ્તકો તથા (Synopic Gospels) નવા બાઇબલના ગ્રીકભાષામા લખેલા મૂળગ્રન્થમાથી તેણે ભાષાન્તરો કર્યા હતા. સર્વ પ્રકારના શાસ્ત્ર તથા બહારના અનુષ્ઠાનના કરતા માનવાત્માનુ પ્રાધાન્યપણું સિદ્ધ કરવુ એજ પાર્કરનુ સર્વથી મોટુ કાર્ય હતું. તેના ભાષણોમા આ વિષયનો યત્ન કરેલો જોવામા આવે છે.

પાર્કરે એક દહાડો સાભળ્યુ કે તેની સમાજ ૯૦૦ રૂપીઆની કરજદાર થઇ છે. તેણે તરત કોષાધ્યક્ષને પત્ર લખ્યો કે મારા પગા-

રમાંથી કાપી લઇને કરજ ફેડવુ જોઇએ. તે કાગળમા તેને વિનતિ કરી હતી કે આ ખબર સમાજના કોઇ મેમ્બરને ન પડે. તેને વર્ષ દહાડે ૪૫૦ પૌંડ મળતા હતા. એટલા રૂપીઆ તેને માટે કદાચ વધુ નહિ ગણાય, પરન્તુ તેનો પગાર ગમે એટલો હોવા છતા તેનુ ચરિત્ર લખનાર પિટર ડીને ખાતરીપૂર્વક જાણ્યુ હતું કે તે સમાજની પાસેથી જે પૈસા મેળવતો હતો તેના કરતા સમાજને માટે તે વધારે પૈસા ખર્ચતો હતો.

## પ્રકરણ ૨૨ મું–ગૃહસ્થજીવન અને સામાન્ય બાબતો.

બોસ્ટન શહેરમા આચાર્યનુ પદ પામ્યા છતા તે એક વરસ સુધી ૨॥ ગાઉ ઉપરના વેસ્ટરાકસબેરીમાથી આવીને સર્વ કામ કરતો હતો. ધીરે ધીરે તેના કામ એટલા બધા વધી પડયા કે દરરોજ દૂરથી આવીને તે કરવા એ અશક્ય થઇ પડયુ. તેથી તે જાન્યુઆરી ૧૮૪૭ મા કુટુબની સાથે બોસ્ટનમા આવીને રહ્યો.

એક ચાર માળના ઘરને છેલ્લે માળે તેનુ રહેઠાણ મુકરર થયુ. તેના ઓરડામા એક ઇસુખ્રિસ્તની છબી અને બે સુન્દર નાના ઝાડો હતા. છબીની આગળ પાર્કર એક ફૂલનો તોરો રાખી મૂકતો હતો, અને પોતાને હાથે તે છોડની સેવા કરતો હતો, અર્થાત્ દરરોજ સવારમા ઊઠીને તેના મૂળમા પાણી સીચતો હતો.

મિત્રો તથા ભાઇઓ અને અતિથિયોને માટે તેના ઘરના દરવાજા સર્વદા ઉઘાડા રહેતા હતા. બીજા માણસો આવીને પરોણા રહી શકે તે માટે દરરોજ ખોરાક વધારે રાધવામા આવતો હતો. પરોણાને સૂવા માટે રાત્રે એક ઓરડામા બિછાના તૈયાર રહેતા હતા.

વિપદ્‌મા પડેલા માણસો સલાહ પૂછવા માટે અને અનુતાપિત

માણસો પાપ કબૂલ કરવા માટે તેની પાસે સર્વદા આવતા હતા. તેના મહાન્ ચરિત્ર અને દયાળુ સ્વભાવને લીધે તેના ઉપર લોકોની એટલી બધી શ્રદ્ધા બેઠી હતી કે અનેકોના છુપા પાપ વિષે તે જેટલુ જાણી શકતો હતો, એટલુ બીજા થોડાજ જાણતા હશે. તેને વિશ્વાસુ મિત્ર જાણીને મન ખોલીને સર્વ છુપા પાપ કહેવાથી લોકોને એવી મધુર સહાનુભૂતિ મળતી, અને તેને લીધે એવો આરામ જણાતો કે બીજા કોઇ પણ ધર્માચાર્ય પાસેથી તેવો આરામ મળે તેમ નહોતું.

પરદેશમાથી મુસાફરો આવીને ઘણીક વેળાએ પાર્કરના ઘરમા પરોણા રહેતા હતા. તે તેઓને તેમની દેશીભાષામા તથા બીજા વિષયમા સમાચાર પૂછતો હતો. ઘણીક વખતે સ્વદેશહિતૈષીઓ સ્વદેશની ઉન્નતિ તથા સ્વતત્રતા માટે યત્ન કરવાના અપરાધથી સ્વદેશમાથી દૂર થઇને સ્વતત્ર અમેરિકામા આશ્રય લેતા હતા. આવા ઘણા ખરા માણસો પાર્કરના ઘરમા પરોણા થતા હતા. તે તેઓની વિશેષ આદરથી સભાળ રાખતો હતો. તેમાથી કેટલાક માણસોને ગુજારો કરવા માટે કામ મેળવી આપતો હતો અને તેમ નહિ બની શકે તો પોતે યથાયોગ્ય મદદ કરતો હતો. જૂદા જૂદા દેશના મુસાફરો તથા દેશનીકાલ થયેલા દેશહિતૈષીઓ કોઈ કોઇ વેળાએ છ સાતની સખ્યામા તેના ઘરમા રહેતા હતા. ઘણી વખતે જોવામા આવતું કે પાર્કર જૂદા જૂદા દેશના સાત માણસોની સાથે જૂદી જૂદી સાત ભાષામા વાત કરી શકતો હતો.

પાર્કર સવારમા ઉઠીને જરા નાસ્તો કર્યા પછી બાઇબલનો એક અધ્યાય કુટુમ્બવર્ગને વાચી સભળાવતો હતો. ત્યારપછી પોતાના અભ્યાસ કરવાના ઓરડામા જઇને વાચવામા મગ્ન રહેતો હતો. ગ્રન્થાધ્યયન તેનુ એક સર્વથી મોટામા મોટું કામ હતું. તેમા મળવા આવનાર સાથે વાતચીત કરતો અને વખતો વખત પોતે પણ બીજાઓને

મળવા જતો હતો. કોઈ કોઈ વખત ઉપરથી નીચે ઉતરીને તેની સ્ત્રી અથવા નોકરો સાથે રમૂજ કરતો હતો. ભગવદ્ભક્તિએ તેના હૃદયને એવુ શુદ્ધ કર્યું હતું કે તે નોકરોને પોતાના બન્ધુઓજ માનતો હતો. કોઈ કોઇ વખતે પાર્કર રાત્રિના નવથી દશ વાગ્યા સુધી નીચે બેસીને ચોપડીઓના પાના કાપતો અને કુટુમ્બવર્ગની જોડે વાતો કરતો તથા ત્યારપછી બધાને સૂવા મોકલીને પાછો પોતાના વાચવાના ઓરડામા જઇને વાચતો, અથવા ઊંડા વિચારમા સમય ગાળતો હતો. ત્યારપછી અર્ધી રાત્રે તે સૂવાને જતો હતો, પણ મનની વધારે મ્હેનતને લીધે મ્હેલાઇથી તેને ઊંઘ આવતી નહોતી.

કાબટ નામનો એક જુવાન પુરુષ પાર્કરના કુટુમ્બમા હતો પાચ અથવા છ વર્ષની ઉમ્મરમા તે માબાપ વિનાનો થયાથી પાર્કરે તેને પોતાને ત્યા રાખીને પુત્રની પેઠે તેનુ પાલન કર્યું હતું. એક કુમારી બાળકી પણ તેના કુટુમ્બમા રહીને ઉછરી હતી

પાર્કર અન્ય પ્રાણીઓને પણ બહુ ચહાતો હતો. રીછ તેની દયા અને પ્રીતિને વિશેષ પાત્ર હતા તે ચિત્ત પરોવીને રીછના કાર્ય જોતો હતો. કોઈ વખત પશુશાળામા જઇને રીંછને ખાવાનુ આપવામા તથા તેની જોડે વાતો કરવામાજ તે એવો મગ્ન થઇ જતો કે ખાવાના સમયનુ પણ તેને ભાન રહેતું નહિ. તેના ઘરમાં રીંછની તસબીરો હતી, રીંછના ચિત્રો ભેટ મળ્યાથી તે સન્તુષ્ટ થતો અને માસિક પત્રોમા રીછોનુ વર્ણન તે લખી મોકલતો હતો. પાર્કરે વિદેશમા જઈને જે રીછો જોયા હતા, તેનુ ઘેર પત્ર લખતો તેમા વૃત્તાન્ત લખી મોકલતો હતો. કુમારી કબે આપેલુ એક રીંછનુ બુતાન પોતાની નેકટાઇમા રાખીને રીંછ જાતિ ઉપરની પોતાની પ્રીતિ પ્રકાશિત કરતો હતો.

જીવદયા એ તેના ચારિત્રનુ એક મોટામા મોટુ લક્ષણ હતું. બોસ્ટનના માર્ગો બરફથી છવાઇ જતા હતા, ત્યારે કબૂતરોને ખાવાને

કષ્ટ પડતું હતું, તેથી પોતાના વાચવાના ઓરડામા પાર્કર તેઓને માટે ખાવાનું રાખતો, ને કબૂતરોનાં ટોળેટોળા આવીને તે ખાતા હતાં. એક વેળાએ પાર્કરે સાભળ્યુ કે એક સ્ત્રીએ પોતાના છોકરાને ખુશી કરવા માટે મેજના પાયા સાથે એક કીડાને બાધી રાખ્યો છે, અને કીડો છુટવાની મહેનત કરવા છતા છૂટી શકતો નહિ હોવાથી બાળક ઘણો ખુશ થાય છે, આ ખબર સાભળીને પાર્કરના મનમા મોટુ કષ્ટ ઉપજ્યુ. ગુલામોને છોડાવનાર પાર્કરે તરતજ તે રસોડામા જઇને તે નાના કીડાને છોડી દીધો.

પાર્કરના જેવો એક અસામાન્ય ઇશ્વરપ્રેમી મનુષ્ય પુષ્પોને અતિશય ચાહે એમા આશ્ચર્ય નથી. તે સર્વદા પોતાની સામે પુષ્પો રાખતો હતો ઉપાસનાલયમા આચાર્યનુ કામ કરવા સમયે પણ ફૂલો રાખવામા આવતા હતા, પુષ્પોની તે ભગવાનના પ્રેમના ચિહ્ન તરીકે વ્યાખ્યા કરતો હતો. રોગી અને શોકાતુરોને જોવા જતો ત્યા પણ ફૂલો સાથે લઇ જતો હતો. બગીચાના ફૂલો કરતાં જગલના પુષ્પોને તે વધારે ચાહતો હતો. જગલી પુષ્પોને માટે તે એટલી બધી માહિતી રાખતો હતો કે કયે દહાડે કઇ જગ્યાએ કયુ ફૂલ ફુટશે તે પહેલાથી ધ્યાનમા રાખીને ત્યા જઇને તે ફૂલ લઇ આવતો હતો. ઝાડને વધારે નુકશાન ન થાય તે માટે તે કદી પણ વધારે પુષ્પ તોડતો નહોતો પોતાના મિત્રોને પણ તે તેમ કરવાને ઉપદેશ આપતો હતો

બાળકોના સહવાસથી તે કેટલો આનન્દ મેળવતો તેનુ વર્ણન પાર્કરે પોતાની ડાયરીમાં આ પ્રમાણે લખ્યુ છે, " એકાદ નાની ઉમ્મરના બાળક કે બાળકીનો ખીલતો આત્મા મને સર્વ કરતાં વધારે આનન્દ આપે છે. પરમેશ્વરને હુ ધન્યવાદ આપુ છુ કે, મારા એક પ્રિયમિત્રને કેટલાક છોકરા છે. હુ તેઓની સાથે રમુ છુ. તેઓ મને પાર્કિ કહીને બોલાવે છે, તે મને સારૂં લાગે છે, અને એથી મારૂ નિરસ હૃદય લાભ મેળવે છે."

બીજાઓનો પ્રેમ ન મળવાથી ઘણાકો મુઝાય છે, પરન્તુ તેઓ જાણુતા નથી કે પ્રેમ આપ્યા વિના પ્રેમ મળવો મુશ્કેલ છે. ઘણાકો પોતાને ચાહે છે, તે જોઇને પાર્કર આશ્ચર્ય પામતો હતો; પરન્તુ ખરી રીતે તે બીજાઓપર પ્રેમ રાખી શકતો હતો તેથીજ તે પ્રેમ મેળવતો હતો. એક પત્રમા તેણે લખ્યુ છે, કે–"મેં જેટલી સ્નેહમય મિત્રતા મેળવી છે તેટલી મને લાગે છે કે બીજા કોઇએ મેળવી નહિ હશે. હુ ઘણીક વખત આશ્ચર્ય પામુ છુ, કે જેઓ ધર્મ અને રાજનીતિને માટે મારા દુશ્મન થયા છે, તેઓ મને આ સસારના મનુષ્યોમા સર્વ કરતા કઠોર અને હૃદયવગરનો માણુસ સમજે છે!"

પાર્કર પોતાને આટલી ચાહનાને માટે અયોગ્ય ગણુતો હતો. તે વિષે તેની રોજનીશીમા એક ઠેકાણે લખ્યુ છે, કે–"મિત્રોનુ ચાહાવુ એ મને દુખમય પ્રાચીનકાળની વાત ક્રમે કરીને કહે છે, કે જ્યારે સત્ય પ્રચાર કરવાને ખાતર પ્રાણ આપવો પડતો હતો. ચહાવાને યોગ્ય થવા માટે હુ તેમના જેવુ મહત્ જીવન મેળવવા યત્ન કરીશ"

કુમારી કબે પાર્કર સબધી લખ્યુ છે, કે–"પાર્કર પોતાના મિત્રોને એવા ગાઢભાવથી ચાહતો હતો કે તેવુ ચાહવુ પુરુષજાતિથી ભાગ્યેજ બને તેની સ્ત્રી અને બીજા કુટુબીઓ પ્રત્યે તેના હૃદયનો સ્નેહ અનેક પ્રકારના યત્ન અને ભાવનામા પ્રકાશ પામતો હતો."+

ટપાલમા દૂર દેશથી તેના નામે પ્રીતિ અને કૃતજ્ઞતાપૂર્ણ પત્રો રોજરોજ આવતા હતા. કવિત્વ અને શિલ્પ વિષયમા તે રૂચિવાળો તથા વિશેષ પ્રેમી હતો. લોકોની જોડે તેનો વ્યવહાર અત્યન્ત વિશુદ્ધ અને હૃદયગ્રાહી હતો. વિશુદ્ધ આનન્દમય રસિકતા તેની પ્રકૃતિને રસાળ રાખતી હતી. તે પોતાના ઘણાજ પાસેના મિત્રોને જે પત્રો લખતો હતો તે અતિ નિર્દોષ રસિકતાથી ભરપૂર હતા.

અકૃત્રિમ પ્રેમની નીશાની તરીકે વપરાસની વસ્તુઓ તેને પોતાના

મિત્રો તરફથી ભેટ મળતી હતી, તે સર્વ વાપરીને તે જેમ સુખાનુભવ કરતો હતો, તેમજ પહેલા લખ્યું છે તેમ પોતાને આટલો ચહાવાને અયોગ્ય સમજીને દુઃખિત પણ થતો હતો.

પાર્કર પોતાના ખાસ મિત્રોના જન્મદિવસે કુટુબમા ઉત્સવ કરતો હતો કુટુબીઓ અને મિત્રોમા તેના પોતાનો જન્મદિવસ એક મોટા આનન્દના દિવસ તરીકે ગણાતો હતો.

## પ્રકરણ ૨૩ મું—દયા અને સેવા.

પાર્કરની દયાવૃત્તિ કુદરતી રીતે અત્યન્ત પ્રબળ હતી. કોઇને દુ ખમા પડેલુ જાણતાજ તે તેને મદદ કરવાને આતુર થતો હતો. દુ ખમા પડેલા માણસો આવીને તેની આગળ પ્રાર્થના કરે, તેની કદી પણ આશા તે રાખતો નહોતો. દુ ખમા પડેલા માણસોની તે પોતેજ શોધ કરતો હતો, અને એવા તો બન્ધુભાવથી અને પ્રેમથી દાન કરતો હતો કે કોઇ પ્રતિષ્ઠિત માણસ પણ તે લેવાનુ ના પસદ કરતો નહિ તેની સત્તર વર્ષની ઉમ્મર હતી ત્યારે તે કોઇને કોઇ ગરીબ વિદ્યાર્થીને શિક્ષણ આપવાનો ભાર વહન કરતો હતો હાર્વર્ડ કૉલેજના અધ્યક્ષને તેણે કહી રાખ્યુ હતું કે જે કોઈ વિદ્યાર્થી પૈસાની તગીથી ભણવાને અશક્ત હોય તેને હુ ખર્ચ આપીશ. આવી રીતે તેનાદ્વારા છુપીરીતે ગરીબ વિદ્યાર્થીઓને મદદ આપતો હતો. આવી રીતે ઘણાક વિદ્યાર્થીઓ પોતાને કયાથી મદદ મળે છે, તે ન જાણતા કૉલેજમા ભણવાને સમર્થ થતા હતા પાર્કર કૉલેજમા હતો ત્યારે એક દહાડો તેણે જોયુ કે એક ગરીબ વિદ્યાર્થી પૈસાની તગીને લીધે એક ખરાબ સાદડી ઉપર સૂતો છે. તેણે તરતજ તેના હાથમા કઇક આપીને એક સારી સાદડી વેચાતી લેવાનું કહ્યુ.

કેવળ પૈસાની મદદ કરીનેજ વિદ્યાર્થીઓને તે મદદ કરતો નહિ, પણ વેસ્ટરાકસબેરીમા રહેતી વેળાએ ત્યા વિદ્યાલય ન હોવાથી તેણે એક સ્ત્રીને પોતાની ઉપાસનાસમાજના સભાસદોની કન્યાઓને શિક્ષણ આપવા માટે રોકી હતી, અને ત્યા જે છોકરીઓ વિદ્યાભ્યાસ કરતી હતી તેની તે દેખરેખ રાખતો હતો તથા તેમના લખાણો સુધારી આપતો હતો

કોઈ માણસ મદદને માટે તેની આગળ આવતો તો તે બહુ કામમા હોય તો પણ તરતજ સ્નેહથી કહેતો કે " તમારે માટે હુ શુ કરૂ, તે કહો " કેટલા માણસો કેવી કેવી મતલબથી તેની પાસે આવતા હતા, તેની ટીપ તેના એક જીવનચરિત્ર લખનારે આપવાનો યત્ન કર્યો છે. ગામડાના પાદરીઓ પોતાને કોઈ વાત નહિ સમજાતા પાર્કરનો આશ્રય લેતા હતા વિદેશથી રહેવા આવનાર નિરાશ્રિત માણસો તેની મદદ માગતા હતા. જેઓ કોઇ વખતે તેના ભાષણમા અથવા ઉપાસનામા આવતા નહોતા તેઓ પણ વિપદ્મા આવી પડતા તેની સલાહ માગવા આવતા હતા ઘણાક જુવાન પુરુષો પોતાના સસારની સ્થિતિ સુધારવાને માટે તેની સલાહ તથા મદદની આશા રાખતા હતા ઘણાક વિદ્વાનો ગ્રીક અને લૅટિનમા લખેલા જૂના ગ્રન્થોના સબધમા કઇ જાણવુ હોય તો તેની પાસે જતા હતા ગ્રન્થકારો છાપખાનામા પોતાનુ પુસ્તક મોકલવા પહેલા તેને એકવાર દેખાડવા માટે આવતા, તો પાડોશીના છોકરા તેની આગળ રમવાના રમકડા લઇને રમવાને માટે આવતા. કોઈ સભાનો મત્રી પોતાની સભાની જાહેર ખબર લખાવવાને માટે આવતો; તો રાજકર્મચારીઓ કોઈ રાજકાર્યમા સલાહ લેવાને માટે આવતા. સુરાપાન છોડાવવાના કાર્યમા તે વિશેષ ફતેહમદ થતો, તેથી કેટલાક આબરૂદાર માણસો તેને ધન્યવાદ આપવા આવતા હતા.

વખતો વખત ઉત્સાહી ખ્રિસ્તી પાદરીઓ ઇસુખ્રિસ્તના ઇશ્વરત્વમા પાર્કરને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે તેની પાસે પરમેશ્વરની પ્રાર્થના કરવા આવતા. તેઓને તે આવકાર આપતો હતો. પાર્કરે પોતાના ભાષણમા કેટલીક જગ્યાએ ખ્રિસ્તને ગાળો દીધી છે, એમ માનીને કેટલાક માણસો ક્રોધાન્ધ થઇને ચાબૂક મારવાની મતલબથી તેને ઘેર આવતા હતા, પરન્તુ પાર્કરના મધુરવચન અને ગભીર કોમળભાવથી શાન્ત પડી જઇને પાછાં જતા હતા.

સ્વામીથી જૂદી પડેલી સ્ત્રીઓ ધારતી હતી કે પાર્કર તેના સ્વામીનુ મન ફેરવી શકશે, અને તેથી તેવી વિનતિ કરવા માટે તેની પાસે માણસો મોકલતી હતી. સ્ત્રી–પુરુષમા કકાસ થતા છુટાછેડા કરવા માટે તેને મધ્યસ્થ નીમતા હતા, પરન્તુ તે બન્નેને એવો સદુપદેશ આપતો હતો કે જેથી તેઓ પાછા સલાહ–સપથી મળીને સસાર ચલાવતા હતા. ઘણીક વેળાએ છોકરાઓ ગદ્ય કે પદ્ય લખીને તે સુધરાવવા માટે તેની આગળ લાવતા હતા તેની રોજનિશીમા લખેલુ છે કે મે એકવાર એક વૈરનો બદલો લેવાને ક્રોધાન્ધ બનેલા માણસને સમજાવીને તેને ભયકર નરહત્યાથી બચાવ્યો હતો.

આવી રીતે અનેક પ્રકારના કામોમા તેનો ઘણોક સમય જતો હતો. તેના મિત્રો જ્યારે જોતા કે વધારે મહેનત કરવાથી તેની તન્દુરસ્તી ખરાબ થઇ ગઇ છે, ત્યારે તેઓ પાર્કરને વિશ્રામ આપવાની મતલબથી વખતોવખત પોતાની સાથે બીજી જગ્યાએ મુસાફરી કરવા લઇ જતા હતા. એકવાર મુસાફરીનો ઠરાવ નક્કી થયો હતો, તેવામાજ એક ગરીબ અજાણી સીદણે તેના છોકરાની મરણક્રિયા કરવાને માટે તેને વિનતિ કરી. તેણે તરતજ સુખપ્રદ મુસાફરીનો ઠરાવ પડતો મૂકીને તેની વિનતિ પૂર્ણ કરી.

આખી સુધરેલી દુનિયાના વિદ્વાનો તથા ધર્મજિજ્ઞાસુઓની સાથે

તેનો પત્રવ્યવહાર હતો. સર્વ પક્તિના માણસોને તે પત્રો લખતો હતો. રાજનીતિજ્ઞ, શાસનકર્ત્તા, પાર્લામેન્ટ ઇ૦ સભાના સભાસદો અને પ્રમુખો, ધર્મગુરુઓ, સાહિત્યાનુરાગી વિદ્વાનો, વૈજ્ઞાનિકો, ઇતિહાસ લખનારાઓ, શિક્ષકો, વેપારીઓ, વિદ્યાલયના બાળકો, કોમળમતિની બાળકીઓ, શોકાતુર મિત્રો, વગેરે જનમડળના નાના મોટા સર્વ પક્તિના માણસોને તે સલાહ તથા ઉપદેશ આપતો હતો. પત્રવ્યવહારવડે તે યૂરોપ અને અમેરિકાના સઘળા ભાગોમા સત્યનો પ્રચાર કરતો હતો

તે પત્રો લખતો તેના કેટલાક ભાગની નકલ રાખતો, તેની સખ્યા ૯૪૮ની હતી યૂરોપના એક મિત્રને તે પત્રો તેણે દેખાડેલા હતા, તેના બધા મળીને ત્રણસો પાના હતા તેનુ જ્ઞાન જેમ અનેક વિષયોમા હતું તેમ તેના પત્રો પણ જૂદા જૂદા વિષયપર લખાયલા હતા. ધર્મજ્ઞાન, નીતિવિજ્ઞાન, રાજનીતિ, દર્શનશાસ્ત્ર, ખેતીવાડીની વિદ્યા વગેરે વિવિધ વિષયપર તેને પત્રો લખવા પડતા હતા

આ ઠેકાણે કદાચ વાચનાર પૂછશે કે પાર્કર સ્વદેશનો સામાજિક, રાજનૈતિક અને ધાર્મિક સુધારો કરવાના કામમા ઘણોજ ગુથાયલો હોવા છતા આટલા પત્રો લખવાનો વખત તેને કેમ મળ્યો હશે? પરન્તુ તે રેલવે ગાડીમા જતા જતા, એક ગ્રન્થ વાચવો પૂરો કરીને બીજો ગ્રન્થ આરંભ કરવાની આગમજ, ખાવા જવાની પહેલા અથવા સૂવા જવાની પહેલા ઘણી વખતે આ કામ માટે વખત કહાડતો હતો

પાર્કરના પ્રભાવશાળી ભાષણો વગેરેથી જેમનો હૃદયાન્ધકાર દૂર થઇને સત્યનો પ્રકાશ થયો હતો, એવા માણસો તરફથી ઘણુ કરીને દરરોજ ટપાલમા તેને કૃતજ્ઞતાપૂર્ણ પત્રો મળતા હતા. અમે નીચે એવા એક પત્રનુ ભાષાન્તર આપીએ છીએ.

"સૃષ્ટિકાર્યમાં મંગલમય પરમેશ્વરનો વિચાર કરીને હું જે ભાવ, આનન્દ અને જે જે શાન્તિનો અનુભવ કરૂં છું, તે મારામાં શક્તિ હોત તો હું લખીને આપની આગળ પ્રકાશિત કરત. થોડા વખત આગમજ પરમેશ્વરને અતિ ભયંકર માલીક તરીકે હું માનતો હતો, અને જ્યારે અંધારી રાત્રે અનન્ત નરકની વાત યાદ કરતો હતો તથા ધારતો હતો કે હું પણ તેજ નરકમાં જઈશ, ત્યારે કેવી ભયાનક નિરાશાભરી વેદના મને સહન કરવી પડતી હતી ! આ નરકના ભાવ કરતાં પણ ખ્રિસ્તીધર્મનો ઈશ્વરભાવ વધુ ભયાનક છે. જો કે મને લોકો અવિશ્વાસી માને છે, અને મારા મિત્રો મારો પરિત્યાગ કરે છે; તથાપિ હું પરમેશ્વરને ધન્યવાદ આપું છું, કે મારો તેવા ભયાનક ઈશ્વરભાવપરનો વિશ્વાસ હવે જતો રહ્યો છે. તેવા વિશ્વાસના કરતાં તો એ સર્વ કષ્ટ સહન કરવા એજ હું દશગણું વધારે સારૂં સમજું છું. હમણાં મારો વિચાર નવો, આશા નવી, અને ઉદ્દેશ નવો થયો છે. હમણાં મને સર્વ નવું–નવું સ્વર્ગ, નવી પૃથ્વી જણાય છે, અંધકારમય ભવિષ્ય હવે મારી સામે નથી હવે હું ગાંભીર્યપૂર્ણ અને ઉજ્વલ ભવિષ્યના ઉપર દૃષ્ટિ રાખીને રહ્યો છું હું શાન્તિપૂર્ણ ધીરજની સાથે મારા એવા ભવિષ્યના જીવનને જોતા રહેલો છું કે જેથી હું પોતેજ આશ્ચર્ય પામું છું મને હવે ભય નથી. મારા જીવનના ભવિષ્યત્ ઉદ્દેશના સંબંધમાં મારા મનમાં હવે નક્કી સિદ્ધાન્ત થયો છે. આપના પગલાંનું અનુકરણ કરવું એજ હવે મારી ઇચ્છા છે. આપે મારા હૃદયમાં જે સત્ય પ્રદીપ્ત કર્યું છે, તેનોજ હું લોકોમાં પ્રચાર કરીશ હું વિશ્વાસપૂર્વક અને ડર્યા વિના તે સત્યને સિદ્ધ કરીશ પરમેશ્વર મને મદદ કરો."

પાર્કરની સમાજનું કામ આટલા દિવસ સુધી જે જગ્યાએ થતું હતું, તે જગ્યા કોઈ કારણથી હવે મળી શકી નહિ. તા. ૧૪મી નવે-

મ્બર ૧૮૫૨ માં ત્યાં તેની છેલ્લી ઉપાસના થઇ હતી. જગ્યાની અગવડથી કેટલાક અઠવાડિયા સુધી સમાજનું કામ બંધ રહ્યુ હતું. આ અવકાશની વેળાએ પાર્કર જૂદા જૂદા મતવાળી ખ્રિસ્તી સમાજોની ઉપાસનામા જઇને તેઓના ભાષણો વગેરે સાભળતો હતો. છેવટે મ્યુઝિક હૉલ (Music Hall) નામના પ્રસિદ્ધ ઘરમાં તેની સમાજનું કાર્ય ચાલુ થયુ.

## પ્રકરણ ૨૪ મું—સાહિત્યચર્ચા.

અમે આગળ લખી ગયા છીએ, કે પાર્કરની પાસે મોટી લાયબ્રેરી અથવા પુસ્તકાલય હતું. ઘરને ત્રીજે માળે પોતાના વાચવાના ઓરડામા તે પુસ્તકો રાખતો હતો. પણ ધીરે ધીરે પુસ્તકોની સખ્યા વધવા લાગી, અને પાસેના ઓરડાના તથા દીવાનખાનાના સર્વ કબાટો ભરાઇ ગયા ધીરે ધીરે ત્રીજા માળના બધા ઓરડાઓ, દાદર અને નાહાવાની જગ્યા પણ પુસ્તકોથી પૂર્ણ થઈ ગઇ. કેવળ ખાવાનો ઓરડોજ હવે બાકી રહ્યો હતો એ સિવાય નાના નાના પુસ્તકો અને વર્તમાનપત્રો તથા ચોપાનિયા તો દિવાલની ઉપર નાની નાની પેટીઓ લગાડીને તેમાજ ઢગલાબંધ મૂકી રાખ્યા હતા. હજારો નાના પુસ્તકો સિવાય બીજા ૧૩૦૦૦ પુસ્તકો તેની પાસે એકઠા થયા હતા.

ઘણાકો ઘરને શણગારવા માટે પુસ્તકો ખરીદે છે, પણ પાર્કર તે જાતનો માણસ નહોતો તે દરેક પુસ્તક વાચવાનેજ ખરીદતો હતો. સેકડો કામોની વચ્ચે તે આટલા પુસ્તકો કેમ વાચતો હશે એ આશ્ચર્યની વાત છે, પરન્તુ **સામાન્ય બુદ્ધિવાળા માટે જે વાત અસંભવિત હોય છે, તે વાત પ્રતિભાશાળી મનુષ્યને માટે સંભવિત હોય છે.** થોડા સમયમા તે એટલુ તો કામ કરતો કે

બીજાઓને તે કહાણીના જેવુ લાગતું; અને તેથી તે કહેતો હતો કે "મારી આગળ સમય રબરના જેવો છે!"

રાજનીતિજ્ઞ ગ્લાડસ્ટનને વિષે એવું કહેવાય છે કે તે એક પુસ્તકનાં પાનાં કાપતા કાપતા તથા ધીરે ધીરે પાનાં ઉથલાવતા ઉથલાવતાં એમા શુ શુ છે તેને જાણી શકતા. પાર્કરમા પણ એવીજ જાતની શક્તિ હતી. કોઇ કોઇ વેળાએ વાતો કરતા કરતાજ એક પુસ્તકને વાચી નાખતો હતો. કોઇ કોઇ વેળાએ એક મોટા પુસ્તકના પાનાં કાપતાં કાપતાજ તે વાચી નાખતો હતો.

એક દહાડો તે આવી રીતે એક ચોપડીના પાના કાપી પૂરાં કરીને બોલ્યો, આ મે વાચી નાખ્યુ. તેની આગળ એક મુલાકાત કરવા આવનાર માણસ આશ્ચર્ય પામીને બોલ્યો, "હુ ધારૂ છું કે આપે તે વાચ્યુ નથી." પાર્કરે કહ્યુ, "ત્યારે આપ મારી પરીક્ષા કરો." તે આવનાર માણસે પોતાના હાથમાં પુસ્તક લઇને તેને જેટલા પ્રશ્નો પૂછ્યા, તે સઘળાના જવાબ પાર્કરે સંપૂર્ણ આપ્યા! પ્રાચીનકાલના દાર્શનિકોએ કહ્યુ છે કે માણસ એક જ સમયમા બે વિષયપર મન આપી શકતો નથી.* તે જોતા પાર્કરમા બે મન હોવા જોઇયે એકજ વેળાએ તે જૂદા જૂદા વિષયપર આશ્ચર્યકારક રીતે લક્ષ આપતો હતો આપણામા પંડિત ગટ્ટુલાલજીનો તેવો દાખલો પ્રસિદ્ધ છે.

તેની સ્મરણશક્તિ વિષે પહેલા જણાવી ગયા છીએ આવો અદ્‌ભુત શક્તિવાન માણસ ૨૫ ભાષાનુ જ્ઞાન અને વીસ ભાષાની પ્રાચીન તથા નવા સાહિત્યની ઉત્તમ વ્યુત્પત્તિ મેળવે એ કંઇ જેવુ તેવુ નથી. કૉલેજમા રહેવાની વેળાએ પણ દશ ભાષામા તે કુશળ હતો.

પાર્કર પોતાની વિદ્યાર્થી અવસ્થામા તેના બરાબરીઆઓની

* હમિલ્ટન વગેરે યૂરોપના વિદ્વાનોએ આ મતને ખંડન કર્યો.

જોડે મળીને એક ચોપાનિયુ કાઢતો હતો. તેમા ધર્મસબંધી ઘણાક નિબધો પ્રકટ થતા હતા. ત્યારથીજ ઘણું કરીને આખી ઉમ્મર સુધી અમેરિકાના મોટા મોટા ચોપાનિયામાં તે સર્વદા લખતો હતો.

ઇ. સ. ૧૮૪૭ મા સુપ્રસિદ્ધ ઇમરસનની જોડે મળીને તેણે એક ચોપાનિયુ પ્રકટ કર્યું હતુ. પાછળથી ઇમરસન તેમાથી છુટો પડવાથી તેનેજ તત્રીનુ કામ કરવુ પડયુ હતુ આ પત્રિકામા તેના રચેલા ઘણાક જ્ઞાનગર્ભપ્રબધ પ્રકાશિત થયા હતા. કેટલોક વખત તે ચોપાનિયુ ચલાવ્યા પછી તે ગુલામગીરીનો ધધો બધ પાડવાના અને જુલમથી પીડાતા નાશી જનારા ગુલામોને મદદ કરવાના કાર્યમા એટલો બધો રોકાઇ રહેતો હતો કે ચોપાનીયુ લખવાનો તેને જરાપણ અવકાશ મળતો નહોતો, જેથી છેવટે તે બધ કરવાની તેને ફરજ પડી.

પાર્કરે પોતાના ધર્મસબધી દશ ઉપદેશ પુસ્તકાકારમા પ્રકટ કર્યા હતા. એ પુસ્તક મહાત્મા ઇમરસનને તેણે અર્પણ કર્યું હતું અર્પણપત્રિકામા લખ્યુ છે, કે ઇમરસનની પ્રતિભા માટે તેના ઉપર પોતાનો પ્રેમ હોવાનેલીધે અને તેનુ ચરિત્ર તો તેની પ્રતિભા કરતા પણ બહુ શ્રેષ્ઠ છે, તે પ્રત્યેના પ્રેમને માટે, પુસ્તક તેને અર્પણ કરૂ છુ વાચનાર! કહો જોઇએ, પ્રતિભાના કરતા પણ શ્રેષ્ઠ પદાર્થ શો છે? **ચારિત્ર !**

ઇ. સ ૧૮૫૭ અને ૫૮ મા પાર્કરે પોતાના દેવળમા "પરમેશ્વરના અસ્તિત્વ અને સ્વરૂપવિષે જડજગતની સાક્ષી" નામના કેટલાક ઉપદેશ આપ્યા હતા ઇ સ ૧૮૫૯ મા પીડિતાવસ્થામા એ ઉપદેશવિષે પાર્કરે પોતાના એક મિત્રને લખ્યુ હતુ,—"આ ઉપદેશોને છપાવવા માટે બીજા વધારે દિવસ જીવવાની ઇચ્છા થાય છે. + + મને જીવતો રહેવાની સ્વાભાવિક ઇચ્છા પ્રબળ નથી, પરન્તુ કેટલાક અધુરા કામ પૂરા કરવા માટે એક બે વર્ષ વધુ જીવવા

ચાહું છું. તથાપિ કહું છુ કે હું સર્વદા મૃત્યુને માટે તૈયારજ રહુ છું. પરલોકમા જવાનો વિચાર એક પળને માટે પણ મારા મનમા ક્લેશ ઉપજાવતો નથી."

## પ્રકરણ ૨૫ મું.–લેખનચર્ચા.

પાર્કરે "માનવજાતિમા ધર્મનો વિકાસ" નામનો એક વિદ્વત્તા-ભરેલો, જ્ઞાનગર્ભ ઐતિહાસિક ગ્રન્થ રચવાનો આરભ કર્યો હતો. નીચે લખેલા કેટલાક વિષયાનુસારે તે ગ્રન્થને જૂદા જૂદા પ્રકરણોમા વહેચવાનો તેણે સકલ્પ કર્યો હતો. ૧ ધર્મ અને તેના પ્રમાણ. ૨ જૂદી આર્યજાતિમા ઇસુખ્રિસ્તના સમય સુધીનો ધર્મનો વિકાસ. ૩ ઇસુખ્રિસ્તના જન્મની વેળાએ માનવજાતિની નીતિ તથા ધર્મની અવસ્થા. ૪ બીજા ધર્મોની સાથે ખ્રિસ્તીધર્મની એકતા તથા ભિન્નતા. ૫ અનુષ્ઠાન તથા વિશ્વાસના સબધમા ખ્રિસ્તીધર્મનો ઐતિહાસિક વિકાસ. ૬ માનવજાતિના ઇતિહાસમા આજ સુધી અમીમાંસિક રહેલા કેટલાક પ્રશ્નો આ મહાગ્રન્થના બસો સત્તર પાના લખવાને તે શક્તિમાન થયો હતો. તેણે ધાર્યું હતુ કે દશ વર્ષ પરિશ્રમ કર્યાથી આ મોટુ પુસ્તક પૂરૂ થઇ રહેશે પરન્તુ દુર્ભાગી શીદી ગુલામોનો ઉદ્ધાર કરવામા તે એવો તો મશગુલ રહેતો હતો કે તેને માટે તેને જરા પણ અવકાશ મળતો નહોતો

બીજાના લખેલા પુસ્તકોનુ વિવેચન કરવામા તેની સ્વાભાવિક ધર્મભીરૂતા વિશેષ પ્રકાશ પામતી હતી કદાચ પુસ્તકને અન્યાય થાય એ ભયથી તે અત્યન્ત મનપૂર્વક પુસ્તક વાચીનેજ તેપર વિવેચન કરતો હતો. તે કહેતો હતો કે **વિવેચન કરનારાઓએ અયોગ્ય વિવેચન ન થઇ જાય તે વાતનો વિશેષ ભય રાખવો જોઇએ.**

એ વિષયમાં અમેરિકાના પુસ્તકપર ટીકા કરનારાઓનો અનુચિત વ્યવહાર જોઇને તે આશ્ચર્ય પામતો હતો.

પાર્કર કહેતો હતો કે સમાલોચના કરનાર માણસ ગમે એટલો મૂર્ખ હોય તો પણ તે સાહિત્ય, વિજ્ઞાન તથા શિલ્પ વિષયનાં પુસ્તકોપર અભિપ્રાય આપે છે ! બકલ, ડારવીન અને મિલ જેવાનાં પુસ્તકોપર પણ અમેરિકાના ઘણુ કરીને બધાજ તંત્રીઓ અભિપ્રાય આપવાને તૈયાર હોય છે ! શાહી અને કલમ મળી કે બસ થયુ ! + + " જેમ પશુઓ જે પાણી પીએ છે તેમાજ લઘુશકા કરી તેને ખરાબ કરે છે, તેમ ઘણાક વિવેચન કરનારાઓ તો તે પુસ્તકમાથીજ માહિતી મેળવીને તે પુસ્તકના લખનારને નિન્દે છે ! "

આ વિષયમા પાર્કરનુ પોતાનુ દૃષ્ટાન્ત ઘણુજ ચમત્કારિક હતુ. સુપ્રસિદ્ધ જર્મન વિદ્વાન સ્ટ્રૂસે ( Strauss ) લખેલા ઇસુખ્રિસ્તના જીવનચરિત્રપર વિવેચન કરવા પહેલા તે સોળસો પાનાનો આખો ગ્રન્થ તેણે એક ચિત્તથી વાચ્યો ત્યારપછી એ પુસ્તકની વિરૂદ્ધમા જેટલા પુસ્તકો તથા ચોપાનિયા પ્રકટ થયા હતા તે સઘળા પણ વાચ્યા, અને વિદેશી ભાષાઓમા એની જે સમાલોચના થઇ હતી તે સર્વ જાણી લીધા પછીજ તે ઉપર વિવેચન લખવાને તે પ્રવૃત્ત થયો હતો.

પ્રેસ્કટના રચેલા ઇતિહાસના પુસ્તકની સમાલોચના કરવા પહેલા પ્રેસ્કટે પોતાનુ પુસ્તક રચવા માટે પોતે જે જે પુસ્તકો વાચ્યા હતા, તે સર્વ પુસ્તકો પાર્કરે વાચ્યા. ગ્રન્થકારની પાસે હાથના લખેલા કેટલાક પુસ્તકો હતા તેટલાજ માત્ર તે વાચી શક્યો નહોતો તેણે આવી રીતે આઠ મોટા મોટા પુસ્તકો અને બીજા ગ્રન્થમાથી ઉતારેલા સર્વ ભાગ મેળવી જોયા હતા.

ઓરિયટલ સોસાઇટી નામની એક સભામા મહમદના વિષયમા એક નિબંધ વાચવા માટે પાર્કરને વિનતિ કરવામા આવી હતી. તેણે

એ માટે સ્પેનીસ અને અરબ્બી ભાષામાં લખેલા મહમદ સબધી મૂળ ગ્રન્થો વાચ્યા, ત્યારપછી તે વિષયના બીજા જેટલા ગ્રંથોનો તે સગ્રહ કરી શક્યો હતો, તે સર્વ ધ્યાનપૂર્વક વાંચીને દરેકનો સાર સંગ્રહ કર્યો, તે પછીજ મહમદ વિષેનુ ભાષણ તેણે લખ્યુ.

પાર્કરની વિદ્વત્તા અને પ્રતિભા તરફ લક્ષ આપતા આમ થવું અસભવિત નથી. તેની સત્ય ઉપરની પ્રીતિ અને ન્યાયપરાયણતા સર્વેને અનુકરણીય છે. કુમારી કબે ચૌદ ભાગમા પ્રકાશિત કરેલા પાર્કરનાં રચેલા પુસ્તકો, પ્રબધ અને ભાષણો વગેરે વાચ્યાથી વાચનાર જેમ એક તરફ તેની સાહિત્યચર્ચાના પુષ્કળ પ્રમાણ મેળવશે, તેમ ઘણોજ આધ્યાત્મિક લાભ પણ મેળવશે

## પ્રકરણ ૨૬ મું.–સામાજિકઉપાસના અને ઉપદેશ.

તા. ૨૧ મી જાન્યુઆરી ૧૮૫૨ ને દિવસે પાર્કરની સમાજ મિલો-ડિયનમાથી મ્યુજિક હૉલમા આવી. નવા સ્થાનમા પહેલી સભા ભરાઇ તે દિવસે તેના મુખમાથી નીકળતા તેજસ્વી વાક્યો સાભળવા માટે ઘણા માણસો આવ્યા હતા. એ વિષે તેણે કેવા સ્વર્ગીય વિન-યની સાથે પોતાની નિત્યનોધમા લખ્યુ છે કે "આટલા માણસોને આપવા માટેનુ જ્ઞાન હુ ક્યાથી મેળવીશ ?"

તેના મદિરમા તેની સામે સુન્દર પુષ્પગુચ્છથી શોભિત એક થાળ રાખવામા આવતો હતો દર રવિવારે તે ત્રણ હજાર માણ-સોના હૃદય તથા મનને ગતિમાન કરતો હતો એ સિવાય તેનો ઉપ-દેશ છપાઇને બીજા પણ હજારો માણસોને લાભકારી થતો હતો. જો કે કેટલાક બીજા સમર્થ ધર્મપ્રચારકો પણ યૂરોપ અને અમેરિકામા આટલા સાભળનારાઓ એકઠા કરવાને સમર્થ થયા છે ખરા, પરન્તુ

તેઓનો વિષય દેશના પ્રચલિત ધર્મ છે, મધુર સગીત વગેરે બહારના આકર્ષણની મદદ લઇને તેઓ કામ કરે છે. પાર્કર આવા કોઇ જાતના બહારના આકર્ષણની મદદ સિવાય, દેશવાસીઓના વિરૂદ્ધજ નહિ પણ તેના ધિક્કાર પામેલા ધર્મમતના પ્રચારમા જે આટલો બધો ફતેહમદ થયો હતો, તે કેવળ તેની પોતાની અસાધારણ પ્રતિભા અને સુગભીર ધર્મભાવનાને લીધેજ થયો હતો.

ખ્રિસ્તીધર્મના દેવળોમા બાઇબલ સિવાય બીજા કોઇ ધર્મગ્રન્થ કદી વચાતા નથી, ઉદાર યુનિટેરિયનોએ પણ આ નિયમનો ત્યાગ કરવાની કદી હિમ્મત કરી નહોતી, પરતુ પાર્કર તો કેવળ બીજા ધર્મના ગ્રન્થોજ નહિ પણ ભક્તિરસાત્મક સાહિત્ય સબધી પુસ્તકો પણ દેવળમા ઉપાસનાની વેળાએ વાચતો હતો.

" પાર્કર જ્યારે પોતાના દેવળમા ઉપાસના કરતો હતો ત્યારે ઘણાખરા માણસો પ્રેમાશ્રુની ધારાઓ પોતાના ગાલો ઉપર પાડતા હતા "

કુમારી કબ આગળ એક ધાર્મિક સ્ત્રીએ કહ્યુ હતુ, કે રવિવારે ઉપાસનાલયમા પાર્કરને ઉભેલો જોઇને ત્યા હાજર થયેલા માણસો માનતા હતા કે પરમેશ્વરજ પોતાની પાસે ઉભો છે જ્યારે તે અમારી જોડે એકત્ર પ્રાર્થના કરવા માટે ઉભો રહેતો હતો ત્યારે અમે તેના ગભીર આનન્દપૂર્ણ મુખનો એ દેખાવ જોવા પામતા હતા

ઉપાસના એ પાર્કરના હૃદયની સ્વાભાવિક અવસ્થા થઇ હતી એક મિત્રે તેને એક વેળાએ પૂછ્યુ હતુ કે " પ્રત્યેક રવિવારે દેવળમા ઉપાસનાનુ કામ કરવુ એ શુ ધર્મયાજકોને કોઇ કોઇ વખત કટાળા ભરેલુ લાગતું નથી ? " પાર્કરે તેના ઉત્તરમા કહ્યું, " મને કદી એવુ લાગતુ નથી, મારૂ ચિત્ત કુદરતી રીતેજ સદાકાળ પ્રાર્થનાશીલ છે. હુ રસ્તામાથી જાઉછુ અથવા કોઇ કામમા લાગ્યો રહુછુ, ત્યારે પણ મારા મનમા પ્રાર્થનાનો ભાવ ઉદય થઇ આવે છે. વનમા કે નિર્જન

સ્થળમા અથવા ભ્રમણ કરવાની વેળાએ હુ સગીતથી પ્રાર્થના કરૂછું. હરકોઈ સમયે પ્રાર્થના કરવી એ મને શ્વાસોશ્વાસની પેઠે સહજ છે."

પાર્કરે પોતાના એક ઉપદેશમા કહ્યુ હતું, કે "મારા બચપણમા કોઇને મોઢે પ્રાર્થના સાભળતા મને લાગ્યુ હતું કે તે માણસે કોઇ સ્વર્ગીય દૂતને મોઢેથી તે સાભળીને શીખી લીધી છે. સર્વ માણસો શામાટે પ્રાર્થના કરતા નથી, તેનો વિચાર કરીને હુ આશ્ચર્ય પામતો હતો. જ્યારે તેની ઉમ્મર થઇ ત્યારેજ તે સમજવા પામ્યો હતો કે પ્રાર્થના કાઇ સહેલાઇથી આવતી નથી, ઘણો પરિશ્રમ, કષ્ટ અને પરીક્ષામાથી પસાર થયા વિના માણસ કદી સ્વભાવથી પ્રાર્થનાશીલ થઇ શકતો નથી.* રસ્તામાથી સુખે પુષ્પ વીણવાની પેઠે કાઇ ઉપાસનાનો ખરો ભાવ સચય કરી શકાતો નથી તોફાનવાળા સમુદ્રમા ડૂબી જઈને મોતી કાઢવાની પેઠેજ એ કષ્ટસાધ્ય તથા વિપદ્પૂર્ણ છે."

પાર્કર અસાધારણ વિદ્વાન હતો ખરો, છતા તેવુ અભિમાન રાખતો નહોતો તે ગરીબ—દુખીનો મિત્ર હોવાને લીધે અભણ માણસો પણ તેનો ઉપદેશ સમજી શકે તેવી સહેલી ભાષામા તથા સામાન્ય દૃષ્ટાન્ત આપીને પોતાના ભાષણો કરતો હતો.

ઇગ્લાડના લેટન નામના એક પ્રસિદ્ધ અગ્રેજે અમેરિકામા જઇને પાર્કરની ઉપાસના તથા ભાષણ સાભળીને કહ્યુ હતુ, કે "મે મારા જન્મારામા આવુ ભાષણ સાભળ્યુ નહોતુ તે દિવસના ભાષણમાની એક વાત સમજાવવા માટે તેણે સામેના પુષ્પગુચ્છમાથી એક પુષ્પ ઉપાડી લીધુ હતું. એ ભાષણ સાભળીને તેના ઉપર સાભળનારાઓનો ભક્તિભાવ એવો પ્રબળ થયો હતો કે તેના હાથમાનુ પુષ્પ જરા જરા ભાગીને સર્વ પોતપોતાને ઘેર લઇ ગયા હતા." લોકોની

* પૂર્વજન્મની કમાણીનેલીધે જન્મથી પણ કોઈ કોઇ પુણ્યશાળી મનુષ્યોમા આ સ્વભાવ હોય છે. **મંત્રી. સ. સા.**

આટલી ભક્તિનુ કારણ શુ કેવળ પાર્કરની વાક્પટુતાજ હતી? ભાષણ કરવાની અસાધારણ શક્તિ કરતા પણ પાર્કરનુ અસાધારણ ચારિત્ર-બળજ એમ થવામા વધારે કારણભૂત સમજવાનું છે.

મોટો વરસાદ તથા તોફાન પણ કોઇ રીતે પાર્કરની ઉપાસક મડળીને ઉપાસનાલયમા હાજર થતા રોકી શકતા નહિ. ઘણાકો તો એમજ કહેતા કે "અમે રવિવારે પાર્કરની ઉપાસના તથા ઉપદેશ જો ન સાભળીએ તો પછી કેવી રીતે શાન્તિથી આખુ અઠવાડિયુ પરિશ્રમ તથા ક્લેશ વહન કરી શકીશુ?"

પાર્કર બનેલા બનાવોના ઉદાહરણ દઇને પોતાનુ ભાષણ સાભળનારાઓના હૃદયમા ઠસાવતો હતો એક દહાડો તેણે અમેરિકાના પરલોકગત પ્રસિદ્ધ આડમના જીવનના સબધમા એક તેજસ્વી ભાષણ આપતી વેળાએ, પહેલા તેના સદ્ગુણોનુ વર્ણન કરી પછી તેના નિર્મળ યશચદ્રમાના એક કલકની વાત કહેવા લાગ્યો ભાષણના માધુર્ય તથા ગભીરપણાથી વિમુગ્ધ થઇને એકઠા થયેલા માણસો ચિત્રપુત્તલિકાની પેઠ સ્તબ્ધભાવથી તે સાભળતા હતા, એટલામાજ મોટા અવાજથી શ્રોતાઓને ચમકાવે તેવો છાપરા ઉપરનો બરફનો ઢગ જમીન ઉપર પડયો. પાર્કર તરતજ બોલી ઉઠયો, "આ બરફની પેઠે તેનુ એ કલક સ્ખલિત થઇને પડી જાઓ, અને તેનુ ચારિત્ર નિર્મળ સૂર્યની પેઠ પ્રકાશિત થાઓ." પાર્કરે જ્યારે ભાષણ પૂરૂ કર્યું, ત્યારે કોઇ અજ્ઞાત કારણથી ઑરગનમાથી પોતાની મેળે એક મધુરસ્વર નીકળ્યો. સાભળનારાઓએ ધાર્યું કે જાણે મૃત માણસના આત્માએ સગીતધ્વનિ કરીને પાર્કરના ન્યાયીવાક્યને અનુમોદન કર્યું હોયને!

પાર્કર ખ્રિસ્તીધર્મનો અનન્તનરકનો મત અન્તરથી ધિક્કારતો હતો, તેને દૂર કરવા માટે વારવાર ભાષણોમા તે સબધી તે બોલતો હતો. એક દહાડો દેવળમા તે ભાષણ આપતો હતો કે, પરમેશ્વરની

અનન્ત દયાએ મહાપાતકીનો ઉદ્ધાર કરવાનો ઉપાય પણ કરી મૂક્યો જ છે. એટલામા ગૅલેરીમાથી એક માણસ બોલી ઉઠયો કે–" હા, હુ એજ જાણું છું; હુ આવુજ અનુભવુછુ." પાર્કર જરા ચોભીને ખરા વિશ્વાસની સાથે ગભીરભાવથી બોલ્યો,–" મિત્ર, તેમજ છે. **તમે કદીપણ કુમાર્ગમાં એટલા છેટા જઈજ શકશો નહિ કે જેથી ત્યાંથી પરમેશ્વર તમને પાછા લાવી શકે નહિ."**

એક દહાડો ઉપાસનાની વેળાએ એક કૂતરો દેવળમા એકદમ આવીને મોટેથી આરડવા લાગ્યો. પાર્કર કોઇ રીતે ચલિત થાય તેવો નહોતો. કૂતરાનો અવાજ થયો કે તરતજ તે બોલી ઉઠયો કે, " **હે સર્વના પિતા, તમને ધન્યવાદ** છે કે તમે વાક્શક્તિ વિનાના આ સામાન્ય જીવને પણ તમારા ગુણકીર્તન કરવાની શક્તિ આપી છે."

પાર્કરની ઉપાસના અને ઉપદેશ સાભળવા માટે હજારો માણસો વ્યાકુળ હૃદયથી તેના મન્દિરમા આવતા હતા તેનુ ખરૂ કારણ અસાધારણ વિદ્યાબુદ્ધિની જોડે તેના પ્રશસ્ત ગભીર હૃદયનો યોગ હતો. ધર્મપ્રચારકોનુ કામ કેવળ વિદ્યા અને બુદ્ધિથીજ થતું નથી, પણ પ્રાણની અન્દર ગભીર વિસ્તારવાળુ પ્રેમસરોવર પણ હોવુ જોઇએ. પાર્કરની વિદ્યા અને બુદ્ધિ અજાયબ જેવી હોવા સાથે તેનુ હૃદય તેના કરતા પણ વધારે ઉત્તમ હતુ તેનુ જીવનચરિત્ર લખનાર લખે છે, કે તે પોતાના દેવળમા વાચવા માટે જે ઉપદેશ લખતો હતો તે કાગળો પ્રેમાશ્રુપાતથી ભીંજાયા સિવાય કદી પણ રહેતા નહોતા.

પાર્કરના મનથી 'ધર્મ' એ કાઇ એકદેશી પદાર્થ નહોતો. તેણે કહ્યુ હતું, કે આખી માનવપ્રકૃતિના ઉપર ધર્મનો અધિકાર છે,– જનમડળના સઘળા વ્યવહારોની સાથે ધર્મનો સબધ છે. આવો ઉદારમત હોવાથીજ તે પોતાના દેવળમા સર્વ જાતના જરૂરી વિષયપર ઉપદેશ આપતો હતો. સામાજિક તથા રાજનીતિના વિષયોની સાથે

સત્ય, ન્યાય, પવિત્રતા અને હિતસ્વીતાનો પણ સબધ છે. સામાજિક કે રાજનીતિના કોઇ પણ વિષયમા સત્ય, ન્યાય, પવિત્રતા અને હિતસ્વીતાનો ગેરઉપયોગ થતો જણાતો કે તેની સામે તે વજ્રધ્વનિથી પ્રતિવાદ કરતો હતો. પરમેશ્વરના ઉપર ભક્તિ જાગ્રત થાય, પરલોકનો વિશ્વાસ વિશુદ્ધ થાય, અને ધર્મના ખોટા વિચારો નાશ પામે, એવા ઉપયોગી ઉપદેશો તે સર્વદા આપતો હતો. એ સિવાય દારૂ પીવાની વિરૂદ્ધ, સ્ત્રીજાતિના કર્ત્તવ્ય તથા વિપત્તિ માટે તેમજ વેપાર ઉપર બોલવા ઉપરાત જનમડળમાના પતિત કેદીઓને ઉપદેશ આપવા માટે પાર્કર કેદખાનામા પણ જતો હતો. તજી દીધેલા અનાથ બાળકોને સાચવવા માટે તેણે એક સભા સ્થાપી હતી ગુલામગીરીના ઉપર હુમલો કરવો એ તેનો ખાસ વિષય હતો ધર્મપ્રચારક હોવા છતા રાજનૈતિક વિષયમા પણ તેની ઘણીજ સૂક્ષ્મ દૃષ્ટિ હતી ગુલામીના ધધાને લઇને અમેરિકામા મોટી લડાઇ થશે અને તે સિવાય એ ધિક્કારવા યોગ્ય પ્રથા નીકળી જશે નહિ, એવી ભવિષ્યવાણી તેણે વારવાર કહી હતી.

ઉપાસનાલયમા હાજર થતા ત્રણ હજાર માણસો સિવાય બીજા પણ હજારો માણસો તેના ઉપદેશનો લાભ મેળવતા હતા. અમેરિકાના વર્તમાનપત્રોમા તેના ભાષણ છપાતા હતા. એ સિવાય પુસ્તકાકારમા છપાઇને દશ હજાર નકલો વેચાતી હતી કેટલાક ભાષણોના જર્મની વગેરે દેશોમા ભાષાન્તર થયા હતા. સ્વદેશ અને વિદેશમા, સર્વત્ર સુધરેલા જગતમા તેના ભાષણો વચાતા હતા. તેનો યશ આ રીતે વધતો જોઇને પાર્કરે પોતાની ખાનગી નોટબુકમા લખ્યુ છે, કે— "હુ યશને માટે કઈ પણ વિચાર કરતો નથી, પરન્તુ મારાથી મનુષ્યજાતિની ઉન્નતિના માર્ગમા જે કઈ વધારો થાય છે તેનો વિચાર કર્યાથી હુ મોહિત થઈ જાઉં છુ."

## પ્રકરણ ૨૭ મું—પ્રચારનેમાટે મુસાફરી અને ભાષણો.

ઇ સ. ૧૮૩૨ મા બાવીસમે વર્ષે પાર્કરે પોલાંડ દેશના ઇતિહાસ વિષે એક ભાષણ આપ્યું હતુ. એ દેશના ઉપર યૂરોપના બધા રાજાઓએ જે ભયાનક જુલમ કર્યો હતો, તેનીજ વિરૂદ્ધમા તે ભાષણ હતુ. ઇ. સ. ૧૮૩૬ મા પાર્કરનુ બીજુ જાહેર ભાષણ હતું. એ વેળાએ તેને અમેરિકાના મહર્ષિ ઇમરસનનો સહવાસ થયો હતો. પાર્કરે પોતાની ડાયરીમા ઇમરસનની પ્રશસા કરીને તેની સ્ત્રીના સબધમા લખ્યુ છે, કે ઇમરસન કહે છે કે મારી સ્ત્રીના જીવનમા 'વિશ્વાસ' 'કાર્ય'મા પરિણત થયો છે. આ બે ભાષણો પછી તેણે બોસ્ટનમા ધર્મવિષે પાચ ભાષણો આપ્યા હતા. એ ભાષણો પુસ્તકાકારે પ્રસિદ્ધ થયા હતા. તેનુ નામ 'Adiscourse on matters pertaining to religion' હતુ.

ત્યારપછી પાર્કરે બોસ્ટનમા ધર્મજ્ઞાન તથા ધર્મજીવન સબધી બીજા છ જાહેર ભાષણો આપ્યા. જાહેર ભાષણોનુ ઉપયોગીપણુ વિશેષ જણાયાથી તેણે બીજા ચાર ભાષણોનો આરભ કર્યો. ઇ. સ. ૧૮૪૮ થી દેશના પ્રત્યેક ભાગમા તેણે સત્યનો પ્રચાર કરવા માડયો, એટલુજ નહિ પણ ગુલામગીરીના ધધાવાળા દક્ષિણ ભાગમા જઇને પણ વજ્રધ્વનિથી ઉપલા ધિક્કારવાયોગ્ય તથા ઘાતકી વેપારના દોષો ઉઘાડા પાડવામા તે પાછો પડયો નહિ.

વહાણોમા, સ્ટીમરમા કે રેલવે ગાડીમા મુસાફરી કરતી વેળાએ પણ તે વાતચીત કરીને બીજા મુસાફરોને અનેક વિષયોનુ શિક્ષણ આપતો હતો અને તેઓની પાસેથી ઘણી માહિતી મેળવતો હતો.

જનસમૂહમા પાર્કરનો મત તથા ભાવ ફેલાયલો જોઇને પાદરીઓ બહુ ભય પામવા લાગ્યા; "પાર્કરનાં ભાષણો સાભળવા જશો

નહિ તથા તેના મુખ તરફ પણ જોશો નહિ” આવુ કહીને લોકોને તેઓ સાવચેત કરવા લાગ્યા. કેટલાક માણસોએ તેની સામે ભાષણો કરવા શરૂ કર્યાં. છોકરાઓ તેના નામના ગાયનો જોડીને ગાવા લાગ્યા. ધર્મયાજકો ધર્મમદિરમા પણ તેની વિરૂદ્ધ ઉપદેશ આપવા લાગ્યા.

પાદરીઓના ઉપદેશથી લોકોના મનમા પાર્કર સબધી ખોટા વિચારો ઠસ્યા. અમે આગળ લખી ગયા છીએ કે કેટલાકો તેને સેતાનના પ્રતિનિધિ તરીકે માનતા હતા. આમ છતા પણ પાર્કરના ભાષણો સાભળવા માટે હજારો માણસો આવવા લાગ્યા. જેઓ દ્વેષબુદ્ધિથી આવતા તેઓ પણ ઉલટા શ્રદ્ધાળુ થઇને પાછા ફરતા હતા. તે પોતાના ભાષણોવડે એક એવી તો સ્વર્ગીયજ્યોતિ શ્રોતાઓમા ઉત્પન્ન કરતો કે જેને લીધે વિરોધીઓના મુખપરથી પણ સ્પષ્ટ સમજાતું કે તેમનો દ્વેષ દૂર થઇને શ્રદ્ધા તથા ભક્તિનો પ્રકાશ તેમના હૃદયોપર પડયો છે તેના ભાષણો સાભળ્યા પછીથી તેઓના ભાવ ફેરવાઇ ગયેલા હોવાનુ તેમના પત્રોપરથી તે જાણતો હતો.

પાર્કર રવિવારે પોતાના દેવળમા ઉપાસના તથા ભાષણો કરતો, અને બીજા દિવસોએ દેશના જૂદા જૂદા સ્થાનોમા ભાષણો આપતો ફરતો હતો. આમ કરવાથી તેની જ્ઞાનચર્ચામા કઇ પણ હરકત પહોચતી નહોતી તેણે એ વિષયમા લખ્યુ છે કે–“ રેલવેની ગતિ મારા વિચારના સ્રોતથી ઉલટી થવી તો બાજુએ રહી, પણ તે સર્વ રીતે અનુકૂલ હોવાનો હુ અનુભવ કરતો હતો. હુ ગાડીમા બેસીને ઘણા જરૂરના પ્રશ્નની મીમાસા કરી શકતો હતો. પ્રચારને માટે બહાર ફરવાની વેળાએ હુ મારી જોડે કેટલાક પુસ્તકો રાખતો હતો, તેથી હુ સર્વદા સત્સસર્ગ મેળવતો હતો. ગાડીમા આખો દહાડો લખવા તથા વાચવામાજ ગાળતો હતો. પરન્તુ બીજાઓને હુ આવો પરિશ્રમ કરવાની સલાહ આપતો નથી; કેમકે ઘણાજ થોડા માણસોથી આટલો

પરિશ્રમ વેઠાય તેમ છે."

પાર્કર રવિવારે ઉપાસનાલયનુ કામ કરીને સોમવારે રેલવે ઇત્યાદિ રસ્તે પ્રચાર કરવા માટે બહાર નીકળતો હતો. તેના એક પત્રથી જાણવામાં આવે છે કે એક સમયે તો આખા અઠવાડિયામા માત્ર એજ દહાડા તે પેટ ભરીને ખાઇ શક્યો હતો. ઘણું કરીને તે રેલવેના બાંક ઉપરજ સૂતો હતો.

એક દહાડો શિયાળામા પાછલી રાત્રે ચાર વાગે પાર્કર બોસ્ટનથી રેલવેમા જઇને સાડા છ વાગે એક ઠેકાણે ઉતર્યો. ત્યાથી સાડાત્રણ ગાઉને છેટે એક સામાન્ય ઘરમા જઇને તેને ભાષણ આપવાનુ હતું ત્યા ગયો. આશરે બે કલાક સુધી ભાષણ આપ્યુ. આખો દહાડો ભાષણો ઉપર ભાષણો આપવાથી તે કઇજ ખાઈ શક્યો નહિ. ભાષણો થયા પછી સાડાત્રણ ગાઉ ચાલતો રેલવેના સ્ટેશનપર જઇને રાત્રિ ગાળી. સવારના સાડાછ વાગે ગાડી મળી અને સામાન્ય નાસ્તો કરીને જવા નીકળ્યો. રાત્રે અગીઆર વાગે એક ધર્મશાળામા જઇ પહોચ્યો, પણ ખાવાનુ મળ્યુ નહિ રાત્રે બે વાગે સૂતો અને સવારે પાચ વાગે ઉઠયો. થોડુ ખાધા પછી આઠેક વાગ્યા સુધી ચાલતો ગયો. ત્યારપછી રેલવેમા બેસીને રાત્રે નવ વાગે ઘણો થાકીને બસો સત્તાવીસ માઇલ દૂરની એક ધર્મશાળામા આવ્યો ઘણીજ ખરાબ ખાવાની વસ્તુઓ મળી તે જેમ તેમ ખાઇને સૂતો. પાછો સાડાચાર વાગે ઉઠીને પાચ વાગે કઇક ખાધુ, સાડાપાચ વાગે રેલવેમા બેઠો, આખો દહાડો ગાડીમા બેઠા પછી રાત્રે મીલોન શહેરમા ઉતરીને ત્યાં ભાષણ આપ્યું. બે દિવસ ત્યા રહીને પોર્ટસડામમા આવ્યો. પોર્ટસડામથી નવ વાગે ગાડીમાં સવાર થઇને દશ કલાક અને ત્રેપન મીનીટ ગાળીને બીજા એક શહેરમા પહોચ્યો. ત્યાં ભાષણ આપીને બીજા એક નગરમાં ગયો, ત્યાંથી રેલવેમાં પાછો ઘેર આવ્યો. આવી રીતે

તે સોમવારે નીકળીને અનાહાર અને ઉજાગરો સહન કરીને આખું અઠવાડિયુ દેશના દૂર પ્રદેશોમાં ધર્મ અને સમાજતત્ત્વ વિષેના અમૂલ્ય સત્યો પ્રચાર કરીને શનિવારે ઘેર પાછો આવ્યો હતો, અને રવિવારે સવારમા તેના ઉપાસનાલયમા બે હજાર નર-નારીઓની સામે ઉપાસના તથા ભાષણ કરીને તેઓને સત્યના માર્ગે વધારવામા મદદ આપી હતી.

## પ્રકરણ ૨૮ મું—સત્યપ્રચાર અને ભાષણો.

વાચનારાઓ જાણે છે, કે પાર્કરની જ્ઞાન મેળવવાની પ્રકૃતિ કુદરતીજ પ્રબળ હતી. તે પોતાના જ્ઞાનભંડારની ઉન્નતિ કરવા માટે સર્વદા યત્નશીલ રહેતો હતો. પ્રચારનુ કાર્ય ઘણુંજ જરૂરનુ હોવા છતા તે કદી પણ જ્ઞાનના પુસ્તકો વાચવામા પાછળ પડતો નહિ.

પ્રસિદ્ધ ઐતિહાસિક જેમ્સ ફ્રીમેન કલાક (Jemes Freeman Clark) પાર્કરના સત્યપ્રચાર તથા જ્ઞાનાર્જનને વિષે આવુ લખ્યુ છે "મને યાદ છે કે જે રોગથી તેનુ મરણ થયુ છે, તેની પીડાનો જે દિવસે સચાર થયો હતો, તે દિવસે રેલવે ગાડીમા તેની સાથે મારી મુલાકાત થઈ હતી જર્મન, ગ્રીક અને લૅટિન પુસ્તકોની એક બેગ તેની પાસે હતી. પુસ્તકો એવા કઠણ હતા કે તે ઉપર કેવળ નજર કર્યાથી પણ કષ્ટ જણાતુ હતુ સોમવારે સવારે તે પોતાની બેગ પુસ્તકોથી ભરીને રેલવેમા બેસતો હતો અને આખો દહાડો વાચતા વાચતા સાંજે તે ભાષણની જગ્યાએ જઇ પહોચતો હતો. પાછો મંગળવારે સવારે ગાડીમા બેસીને આખો દહાડો વાચતો અને સાંજે બીજે સ્થળે જઇને ભાષણો આપતો. આવી રીતે અઠવાડિયુ ગાળીને શુક્રવારે પાછો આવતો હતો. જે પુસ્તકો તે સાથે લેતો હતો તે આટલા વખતમાં બધાં વચાઇને પૂરા થઈ જતા હતા. દરેક પુસ્તકમાં

પહેલેથી આખર સુધી જે કંઈ જાણવા જેવું હોય તે બારીકીથી તે જાણી લેતો હતો." શનિવારે સવારે બીજા દિવસનેમાટે ભાષણ લખતો હતો. બપોરે ઉપાસક મંડળીમાંના માંદા તથા શોકાર્ત્તોને જોવા જતો હતો. રવિવારે દેવળમાં ઉપદેશ તથા ભાષણ આપતો હતો, બપોરે વૉટર-ટાઉનમાં ધર્મપ્રચાર કરવા જતો હતો અને સાંજે પોતાના ઘેરે આવનાર મિત્રોની જોડે વાતચીત કરતો હતો. વાંચનારાઓના જાણ-વામાં હશે કે અમેરિકાનાં યુક્ત રાજ્યોના દક્ષિણ ભાગમા ગુલામ-ગીરીનો ધંધો ઘણોજ પ્રબળ હતો. પાર્કર એ વેપારને ઘણોજ અનિષ્ટ કર અને મહાપાતક તરીકે ગણતો હતો અને તેને દૂર કરવાનો યત્ન કરતો હતો. એકવાર તેણે ધાર્યું કે ગુલામીવેપારના મુખ્ય મથક દક્ષિણમા જઇને ભાષણ કરવુ. તેના મિત્રોમાથી ઘણાકોએ તેને કહ્યું કે, એથી તમને અપમાનિત થવુ પડશે, એટલુજ નહિ પણ મૃત્યુ-મુખમા પડવાની પણ સંભાવના છે. આમ છતા કંઈ પણ ડગ્યા સિવાય તેણે ડિલેવાર નામની જગ્યાએ ભાષણ આપવાનો બંદોબસ્ત કર્યો. મુકરર દિવસે ભાષણની જગ્યાએ જઇને જુએ છે તો સભામાં મહાવિરોધી માણસો બેઠા હતા સર્વે તેની મશ્કરી કરીને અપમાન કરવા લાગ્યા એટલુજ નહિ પણ ભાષણની વેળાએ તેના માથાપર નાખવા માટે લાલ રંગના પીંછા તેમણે તૈયાર રાખ્યા હતા. વીરહૃદય પાર્કર કોઈ રીતે પાછો હઠે તેવો માણસ નહોતો તેણે ડર્યા સિવાય ભાષણ કરવાનો આરંભ કર્યો રોડએટ તથા ડિલેવાર આ બે જગ્યાની સરખામણી કરવાનો તેણે આરંભ કર્યો અને દેખાડયું, કે રોડએટથી ડિલેવારનો સુધારો ઘણાક વિષયમા ચઢીયાતો છે. સાભળનારાઓ પોતાની જગ્યાની પ્રશંસા સાભળીને તેના ઉપર ઘણા સન્તુષ્ટ થયા. પાર્કરે તે વેળાએ અવસર જોઇને તેઓને કહ્યુ કે "ડિલેવારના કરતાં રોડએટમા મહેનતથી બનેલી વસ્તુઓની વધારે ચઢતી થઇ છે, તેનું

વિશેષ કારણ એ છે કે રોડએટના મજુરો સ્વતંત્ર છે, ત્યારે ડિલે-વારના મજુરો ગુલામ છે. સ્વતંત્ર માણસોની મરજીથી તૈયાર થયેલું કામ જેટલું ઉત્તમ થવાનો સભવ છે, તેટલુ ઉત્તમ કામ ગુલામ-ગીરીથી બધાયલા દુર્ભાગ્ય માણસોને હાથે અનિચ્છાપૂર્વક કદી થનાર નથી. આ સત્ય તેણે સાભળનારાઓને નહિ રદ કરી શકાય એવા પ્રમાણોથી એવી સારી રીતે સમજાવ્યુ કે તેઓએ ભાષણકર્ત્તાનો તિરસ્કાર અને અપમાન કરવાનુ તો એક બાજુએ મૂક્યુ, પણ ઉલટો તેને માટે સભાસ્થળમા અકૃતજ્ઞ ધન્યવાદનો પ્રસ્તાવ કર્યો અને તે એક-મતથી પસાર થયો આ પ્રમાણે હિમ્મત, ધીરતા, સુવિવેચના અને નિડ-રતાના બળથી પાર્કરે સેકડો વિરોધી માણસોને મિત્ર બનાવ્યા હતા.

ધર્મવિષયના ઉપદેશ સિવાય સર્વ સામાન્ય લોકોને ઉપયોગી થાય તેવી કેળવણી આપવાને ખાતર તેણે મુકરર સમયપર ભાષણો આપવાનો બદોબસ્ત કર્યો હતો. એમા પાર્કર, જીવનચરિત્ર, ઇતિ-હાસ, ધર્મનીતિ વગેરે લોકોપયોગી વિષયોના ભાષણો આપતો હતો. આ બધા ભાષણોમા ફ્રાક્લિનના જીવનના સંબંધમા તેણે એક અતિ ચમત્કારી ભાષણ આપ્યુ હતું, એ ભાષણ તેની પુસ્તકાવલિમા પ્રકાશિત થયુ છે. મનુષ્ય ધર્મમાર્ગમા રહીને નિર્દોષ પરિશ્રમથી કેટલુ મહત્વ મેળવી શકે છે, તે તેમા પાર્કરે સુન્દર રીતે દેખાડ્યુ છે. આ બધા જાહેર ભાષણોમા તે એકલોજ બોલતો હતો એમ નહિ પણ બીજા ત્યા હાજર થયેલા માણસોને તે સબંધી જે કઇ કહેવાનુ હોય તે કહેવાનો સર્વને અધિકાર હતો.

## પ્રકરણ ૨૯ મું-ગુલામગીરીનો ધંધો.

મનુષ્યજાતિના ઇતિહાસમા ગુલામગીરીનો વેપાર લોહીના અક્ષ-રોથી લખાયલો છે. યૂરોપ અને અમેરિકાની સુધરેલી જાતિનું અભિ-

માન ધરાવનારા ખ્રિસ્તીઓને હાથે દુર્બલ કોમળ સીદીજાતિએ ઘણા કાળથી જે ગેરવાજબી જુલમ સહન કર્યો છે, તેનું સ્મરણ થતાં હમણા પણ હૃદય કંપે છે. ધન્ય વિલ્બર ફોર્સ! ધન્ય ઋષિરાજ અલેકઝાંડર! ધન્ય ઇલાઇજા લવન્ય! ધન્ય જૉન બ્રાઉન! ધન્ય લેડી ગેરિસન! ધન્ય થિયોડર પાર્કર! ધન્ય નારીકુળરત્ન વીચટસ્ટ્રો! ધન્ય સભાપતિ લિંકન! તમારા જેવા દેવ પ્રકૃતિવાળા મહાત્માઓને લીધેજ આ ભયંકર, ઘાતકી અને ધર્મ તથા સુધારાના કલંકરૂપ ધંધો સુધરેલા જગતમાંથી દૂર થયો. તમારામાંથી કોઈ લોકમંડળમાં નિન્દાપાત્ર થયા છો, કોઇએ પોતાનું સઘળું ખોઈ દીધું છે, કોઇ ઘણી મહેનત કરીને ભારે રોગમાં ફસીને અકાલે આ સંસાર છોડીને જતા રહ્યા છો. કોઇએ અજ્ઞાનાન્ધ વિરોધીઓને હાથે પોતાના અમૂલ્ય જીવન ગુમાવ્યા છે, પરન્તુ હે પૂજ્ય આત્માઓ! તમારા એ સ્વાર્થત્યાગના પ્રતાપથી સેંકડો બાળકો માતાના ખોળા પામ્યા છે, સેંકડો ભગ્ન હૃદય પાછા સંધાયા છે, સેંકડો સતીઓનું સતીત્વ બચ્યું છે, સેંકડો નિર્દોષોના પ્રાણ બચ્યા છે આફ્રિકાના કિનારા ઉપરથી દુઃખી સીદીઓને ખરીદીને વહાણની નીચે બંધ કરવામાં આવતા હતા. તેઓને ભૂખ, તરસ તથા બીજા અનેક જાતના દુ:ખ દેવામાં આવતા હતા ઇતિહાસદ્વારા તેના વૃત્તાન્ત સાંભળીને ખરેખર પ્રાણ કંપી ઉઠે છે વહાણોમાં જુલમથી, અનિયમથી અને અનાહારથી અત્યન્ત પીડિત થઇને કેટલા બધા હતભાગી મનુષ્ય મૃત્યુના મુખમાં પડતા હતા! સેવા નહોતી, કશી પણ દયા નહોતી, ઘોર દુઃખ ખમીને તે બિચારાઓના પ્રાણપંખેરૂ ઉડી જતા હતા. સમુદ્રના તરંગોજ તેઓનાં સમાધિમંદિર બનતા હતા!!

અમેરિકાના બજારના ગુલામોના વેચાણનું વર્ણન વાંચતા ખરેખર હૃદયકંપ થાય છે! સેંકડો સીદી નર–નારીને ગાય–ભેંસોની પેઠે

એકઠાં કરીને તેઓનાં લીલામ થતા હતા' તેની જેઓ વધારે કીંમત આપતા હતા તે લઇ જતા હતા ! સ્વામીને એક જણાએ લીધો, તો સ્ત્રીને બીજા એક જણાએ લીધી; એથી સ્વામી હમેશાને માટે પોતાની પ્રાણપ્રિય સ્ત્રી અને બાળકોને મૂકીને ભગ્નહૃદયથી જીવન–વ્યાપી નરકનુ દુઃખ ભોગવવાને માટે દૂર દેશમા ચાલ્યો જતો હતો ' સ્ત્રી સ્વામીધનથી વ ચિત થઇને પોતાને હિ સક જીવોથી ભરપૂર અરણ્યમાં આવી પડેલા અનાથ પ્રાણીની પેઠે અસહાય, અનાથ જાણીને બુમો પાડવા લાગતી ' પરન્તુ એટલાથીએ તેના દુઃખનો અન્ત આવતો નહિ. પેલા જે તેના પ્રાણ જેવા વહાલા છોકરા તેને શુ હવે તે હૃદયપર રાખીને જરા હૃદયનો તાપ નિવારણ કરી શકશે ? મનુષ્ય નામધારી નરપિશાચોના પાષાણહૃદય, આ અનાથ રમણીના તપ્ત હૃદયમા હવે લેશ પણ સાત્વનારૂપી જળ સિચાવા દેશે નહિ ' ' આ અનાથ સ્ત્રી તેના વેચનારના પગમા પડીને અશ્રુનયનથી વિનતિ કરીને કહે છે, " મહારાજ, દયા કરીને મને મારા છોકરાની જોડે એકત્ર વેચો, એઓથી જુદી પડતા હુ જીવતી રહીશ નહિ " સ્વાર્થી નિર્દય વેચનાર તે સાભળેજ કેમ ' છેવટે બાળકો એક તરફ, અને મા બીજી તરફ હમેશાનુ દુ ખ ભોગવવાને માટે ચાલ્યા ' અફસોસ ' આખમાના અશ્રુ સિવાય હવે બીજુ કોઈ તેમના દુ ખનુ સોબતી રહ્યુ નહિ ' ' '

પરન્તુ તેથી શુ ગુલામગીરીના ધધાના ભયકરપણાનુ વર્ણન પૂરૂ થયુ ' કહેતા ધિક્કાર છુટે છે, શરમ આવે છે, પશુપાલકો પશુજાતિની ઉન્નતિ કરવા માટે જેવા ઉપાય લે છે, તેજ રીતે ઓગણીસમી સદીના સભ્યતાભિમાની ખ્રિસ્તીઓ પણ અતિ અધમ ઉપાયોથી બળવાન ગુલામ પ્રજા ઉત્પન્ન કરી લેતા હતા ' સભ્ય અમેરિકાના રહેવાશીઓ એમા કઇ પાપ જોતા નહોતા. શા માટે જુવે ' તેઓને રૂની ખેતી થઈ અને વેપારમાં ફાયદો થયો એટલે થયુ.

આ ધિક્કારવા લાયક ભયંકર પ્રથા જડમૂળમાંથી ઉખેડી નાખવા માટે પાર્કર સર્વદા યત્ન કરતો. જે વેળાએ તે વેસ્ટરાકસબેરી ગામમા આચાર્યના કામમા જોડાયલો હતો, ત્યારથીજ તે ઘણીક વેળાએ પોતાના દેવળમાં ગુલામગીરીના ધધાની વિરૂદ્ધમા ઉપદેશ આપતો હતો. તેની ઉપાસકમંડળીના સભાસદો તેને માટે તેના ઉપર કટાળો ખાતા હતા. ગુલામગીરીનો ધધો કરવો, એ તેઓ મહાપાતક તરીકે સમજતા નહોતા, પરન્તુ પાર્કરના ઉપદેશના બળથી તેઓ સમજી શક્યા હતા કે માણસ માણસના ભાઈ છે, અને મનુષ્ય કદી પણ ગાય ભેંસની પેઠે વેચવાની સામગ્રી થઇ શકતી નથી.

ઇ. સ ૧૮૪૧ મા લાટિમર નામનો એક સીદી ગુલામ ચિરદાસત્વથી છુટવા માટે તેના શેઠની પાસેથી નાઠો. શેઠના સિપાઇઓ તથા છૂપા જાસુસોએ આવીને તેને પકડ્યો અને દેશમા ચાલતા કાયદા મુજબ કૉર્ટની મદદથી તેને ફરીથી નરક ભોગવવાને માટે પાછો લઇ જવાનો યત્ન કર્યો આ બનાવને આગળ ધરી ગુલામગીરીના વિરોધીઓએ મોટી ગરબડ મચાવી. એ પ્રથાની વિરૂદ્ધમા લોકોના મન ઉત્તેજિત કરવાને માટે તેમના તરફથી એક પત્રિકા નીકળવી શરૂ થઇ. અને લાટિમરના નામથી એનુ 'Liatimer Journal' નામ પાડ્યુ. પાર્કર વગેરે કેટલાક જણાઓ મળીને તે ચલાવતા હતા. એ સિવાય નાશી આવનાર ગુલામોને સ્વતત્રતા આપવા માટે એક નવો કાયદો ઘડી કાઢવા માટે પ્રસિદ્ધ ચેનિંગ વગેરેએ મળીને એક કમિટી ઉભી કરી હતી. આ કમિટીએ ઘણા માણસોની સહીની એક અરજી સરકારમા મોકલી. સુભાગ્યે આ અરજી મજુર થઇ. ઇ સ. ૧૮૪૯ મા પાદરી નીમાયા પછી પાર્કરે દાસત્વપ્રથાની સામે વિશેષ યુદ્ધ શરૂ કર્યું. એ સમયે આ ચાલનેલીધે લોકોની નૈતિકબુદ્ધિ ઘણીજ ખગબ હાલતે આવી પહોચી હતી, એટલુજ નહિ પરતુ પાદરીઓ પણ એ

ખરાબ ચાલને પુષ્ટિ આપતા હતા. પાર્કર તેજસ્વી ભાષણ આપતો સર્વ સ્થળે ફરવા લાગ્યો. યુનાઇટેડસ્ટેટ્સના ઉત્તર ભાગમાં જ્યા ગુલામી-ધધાની વિરૂદ્ધમા કોઇ સભા નહોતી ત્યાં તે ગયો. એ ધધાને જડ-મૂળથી કાઢી નાખવાને માટે જે કઇ કરવુ જોઇએ, તે પ્રાણતોડ મહેનતથી તે કરતો હતો અને ગુલામીના ધંધાની વિરૂદ્ધમા લોકોનો ઉત્સાહ વધારવામા સર્વદા યત્નશીલ રહેતો હતો. આળસુને કાર્યમા તત્પર, સકુચિતને ઉત્તેજિત, ગાફલને સાવધાન, હિમ્મતવાનને શાબાશી, અવિશ્વાસીને તીરસ્કાર અને અજ્ઞાનીને ઉપદેશ આપવા પાછળ તે સર્વદા મડયો રહેતો હતો. ગુલામીનો વેપાર બધ કરનારાઓનો તે જીવનપ્રાણ હતો આયર્લાડનો એક દેશહિતૈષી પુરુષ કહેતો હતો કે **કોઇ વિષયમાં અંગ્રેજ જાતિના ચિત્તનું આકર્ષણ કરવુ હોય તો એક વાત સેંકડોવાર તેને કહેવી જોઇએ.** પાર્કર પોતાના સ્વદેશીઓના સબધમા તેમજ કરતો હતો ગુલામીના વેપારના વિષયમા કેટલીક પ્રયોજનીય વાતો જ્યા ત્યા તે વારવાર કહેતો ફરતો હતો

સરલભાવથી સત્યનો પ્રચાર કરવાથી તેનુ ફળ સારૂજ થશે ને થશે, આવો પાર્કરનો વિશ્વાસ હતો ઇ સ. ૧૮૪૫મા એ વિષે તેણે જે લખ્યુ છે તેનો મર્મ આ પ્રમાણે છે —

"લાગટ સત્યનો પ્રચાર કરવાથી કઇ લાભ થશે નહિ એવુ હુ માનતો નથી. જરૂર એનુ ફળ થશે, કદાચ મારા જીવતા નહિ થાય તો પછી પણ થયા સિવાય રહેનારૂ નથી તે ફળ આ જાતિમા ચિરકાલ કાયમ રહેશે મારામા જે કઇ સામાન્ય શક્તિ છે તે હુ ખર્ચીશ, એવી મે પ્રતિજ્ઞા કરી છે. મારૂ ગમે તે થાઓ તેની હુ દરકાર રાખતો નથી, પરન્તુ મને જણાય છે કે મારી થોડી મહેનતથી પણ માનવજાતિનુ કેટલુક શ્રેય અવશ્ય થઇ શકશે."

## પ્રકરણ ૩૦ મું—ટૅારીનું મૃત્યુ, પુસ્તકપ્રચાર અને ભાષણ.

ઇ. સ. ૧૮૪૬ મા બોસ્ટનના એક રહેવાસીનુ એક વહાણુ ન્યુઑર્લિયાન્સથી બોસ્ટન તરફ આવતું હતું. દાસત્વરૂપ નરકથી ઉદ્ધાર પામવા સારૂ એક સીદી ગુલામ એ વહાણુની નીચે છુપાઇ રહીને અતિ કષ્ટથી શ્વાસ બધ થવાની અવસ્થામા બોસ્ટનમાં આવ્યો. વહાણુના માલીકે તેને સહાયતા આપવી તો એક બાજુએ રહી, પણુ તે હતભાગ્યને ઉલટો તેના નિર્દય ધણીની આગળ પાછો મોકલ્યો.

સુધરેલા બોસ્ટનમા આ ઘાતકી કામ થયાથી દાસત્વપ્રથાના વિરોધીઓના ચિત્ત ઘણા દુ ખી અને ઉત્તેજિત થયા. પાર્કરના ઉદ્યોગથી અમેરિકાની સ્વતત્રતાની બાલ્યભૂમિ 'ફેનુઇલ' હૅાલમા એક સભા બોલાવી. જૉન કુઇનસિ આડમ્સ (John Quincy Adams) આ સભાના સભાપતિ થયો હતો. પાર્કરે આ સભામા એક ભાષણુ કર્યા પછી ભવિષ્યમા આવુ નિર્દય કામ ન થાય, તેને માટે એક કમિટી નીમાઈ પાર્કર તેની વ્યવસ્થાપક મ ડળીનો સભાપતિ નીમાયો.

ચાર્લ્સ ટૅારી નામના એક ધાર્મિક પાદરીએ ગુલામગીરીનો વિરોધી પક્ષ લીધો હતો, અને તેના યત્નથી બસોથી વધારે ગુલામો ગુલામગીરીમાથી છુટયા હતા, પરન્તુ સુધરેલા ખ્રિસ્તી અમેરિકનો આવો મોટો અપરાધ સહન કેમ કરે ? તેમણે ટૅારિને મેરિલાડના કેદખાનામા નાખ્યો. ત્યા તેને ક્ષય રોગ થયો ને તેણે આ જગત છોડયુ. તેનો મૃતદેહ બોસ્ટનમા લાવ્યા. ટૅારી ખ્રિસ્તીધર્મનો મોટો વિશ્વાસુ માણુસ હતો, પણુ કેવળ ગુલામીધધાનો વિરોધી હતો, તેથી કોઈ ખ્રિસ્તી દેવળમા તેની ઉત્તરક્રિયાસૂચક ઉપાસના પણુ થઇ શકી નહિ. જાણે ગુલામગીરીની રીતિ એજ ખ્રિસ્તીધર્મનુ એક અ ગ હોય ને ? તેથી એની ઉપાસના બીજી જગ્યાએ થઇ !

પાર્કર તે વેળાએ માંદો હતો, વિશેષ કરીને તે દહાડે તોફાન અને વૃષ્ટિ થવાથી સાજા માણસો પણ ઘરમાથી બહાર નીકળવામા કષ્ટ સમજતા હતા, તથાપિ પાર્કર અન્તરની પ્રીતિને લીધે તે ઉપાસનાની સભામા હાજર થયા વિના રહ્યો નહિ।

આ ઠેકાણે એક વાત કહેવી જોઇએ કે ટોરી ચુસ્તખ્રિસ્તી હતો પાર્કરના ઉદાર ધર્મમતને તે એક રીતે નાસ્તિક તરીકે સમજતો, એટલુજ નહિ પણ તેણે એકવાર પાર્કરના મુખ ઉપર તેને ગાળ પણ દીધી હતી, પરન્તુ પાર્કર બીજા સાકડા હૃદયના લોકોની પેઠે તેના ઉપર કદી ગુસ્સે થયો નહોતો. ઉલટો તે દુર્ભાગી ગુલામોના ભલાને– માટે જે કષ્ટ સહન કરતો તથા સ્વાર્થત્યાગ કરતો હતો તે માટે તેના અ તરથી વખાણ કરતો હતો તે ઘણો વરસાદ આવ્યા છતા પીડિત શરીરે વેસ્ટરાકૂસબેરીથી બોસ્ટનના એ સ્વર્ગગત સાધુને માટે ઉપાસનામા હાજર થયો હતો, એટલુજ નહિ, પણ ટોરીનુ પવિત્ર શ્રાદ્ધકાર્ય વધારે ધામધુમથી થયુ નહિ તેથી તે ઘણો દુ ખી થયો હતો એ સ બ ધમા તેણે પોતાના મનનો ખેદ આવી રીતે જણાવ્યો હતો –

"આપણે મરી ગયા છીએ, પૈસાના ગુલામ થયા છીએ. હાલના સમયના પાપના ઢગલા જે સુવર્ણમય ઢાકણમા ઢકાયલા છે, તેને ભેદવા માટે અતિશય પ્રબળ પ્રયત્નની જરૂર છે તે ધર્મસમાજો હવે કયા છે, કે જેના માણસો ધર્મરક્ષાને માટે મૃત્યુ પામેલા માણસોનો આદર કરતા હતા।"

ઘણાક કારણથી પાર્કરને આવો ખેદ કરવો પડ્યો હતો સીદીઓના ઉપર ધિક્કાર, યુક્તરાજ્યના ઐક્યનો નાશ થવાનો ભય અને તે સર્વ કરતા વધારે નીચ સ્વાર્થીપણાએ લોકોને ગુલામગીરીની પ્રથાના પક્ષપાતી કર્યા હતા. પાર્કર અને તેના અનુચરો મૂર્ખ અને ધર્માન્ધ તરીકે ગણાતા હતા. યુનિટેરિયન પાદરીઓ પણ તેઓની સામે ઉભા હતા. પ્રસિદ્ધ ચાનિંગના સમાજની ઉપાસકમડળી તેને

ઉપાસનાલયમા ગુલામગીરીની વિરૂદ્ધમા સભા ભરવાની અનુમતિ આપવાની હિમ્મત કરી શકતી નહોતી ગેરિસનને દાસત્વપ્રથાની વિરૂદ્ધમા ભાષણ કરવા માટે દેવળમાં જગ્યા મળતી નહોતી અને તેથી ધર્મના વિરોધી પાર્થિવ હિતસાધકોના ભાષણ કરવાના ઓરડાનો આશ્રય લેવો પડતો હતો. ઘણાકો જાણતા હશેજ કે દુર્ભાગી સીદીઓનુ ભલુ કરવાના વ્રતમાં જીવન સમર્પણ કરવાને લીધેજ ગેરિસનને આખરે વિરોધીઓને હાથે મગ્નુ પડયુ હતું.

ઇ. સ. ૧૮૪૭ મા ગુલામીવેપારની વિરૂદ્ધમા પાર્કરે એક ચોપડી પ્રકટ કરી. યુક્ત રાજ્યના દક્ષિણ ભાગના ઘણાક ગુલામના વેપારીઓએ એ ચોપડીના ઉત્તરમા પત્ર મોકલ્યા. તેમાના એકની જોડે પાર્કર વિચારયુદ્ધમા પ્રવૃત્ત થયો હતો. પાર્કરે તેની સર્વ યુક્તિઓનુ ખડન કર્યું હતું.

પરન્તુ સ્વાર્થમા આધળા થયેલા માણસોની આગળ કાઇ યુક્તિનુ બળ ચાલતું નથી. દક્ષિણ ભાગના વર્ત્તમાનપત્રો પાર્કરને ગાડા માણસ તરીકે હસવા લાગ્યા. પાર્કર તેનો શો ઉત્તર આપે? તેણે દેખાડયુ છે કે, વર્ત્તમાનપત્રોમા ગાય બકરા વગેરે પશુઓની પેઠે જ્ઞાનધર્મના અધિકારી મનુષ્યના વેચાણની જાહેર ખબરો પણ છપાય છે! ગાય બકરા વગેરે પશુઓના ગુણ–અવગુણ જાહેર ખબરની કટારોમા જે ભાવથી વર્ણન કરવામા આવે છે, તેમજ મનુષ્યની બાબતમા પણ બરાબર કરવામા આવે છે!

અમેરિકાની પાર્લામૅન્ટના સભાસદ થવાથી એ વિષયમા વધારે ફતેહમદ થવા સભવ છે, એમ તેના મિત્રોએ સૂચવીને તે વિષયમા ઉદ્યોગી થવાની સલાહ આપી, પણ પાર્કર તેમા કોઈ રીતે સમત થયો નહિ. તેણે ધાર્યું હતુ કે, રાજસભાનો સભાસદ થવા કરતા ધર્મપ્રચારક રહીનેજ તે વધારે હિત કરવાને સમર્થ થશે.

## પ્રકરણ ૩૧ મું–ડાનિયલ વેબસ્ટર, અન્યાયીકાયદા અને તેનો પ્રતિકાર.

ઇ. સ. ૧૮૫૦ મા અમેરિકાના પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ ડાનિયલ વેબસ્ટરના યત્નથી એક અતિ ભયકર કાયદો ઘડાયો હતો. કાયદાનો સાર એ હતો કે, જો કોઇ ગુલામ પોતાના નિર્દય શેઠનો જુલમ સહન ન કરતા નાશી જાય અને જો કોઈ દયા લાવીને તે નાશનાર ગુલામને મદદ આપે તો આશ્રય આપનારને ૬ મહિનાનુ કેદખાનુ અને ૨૦૦૦ ડોલરનો દડ થશે આ કાયદો પાસ થવાથી ગુલામોના હિતવાદીઓને ઘણી વિપત્તિ પડી એક બાજુએ કર્તવ્ય અને બીજી બાજુએ કેદખાનુ તથા પૈસાનો દડ, તેઓ હવે કઇ તરફ જશે ? પરમેશ્વરના ઉપર શ્રદ્ધા રાખીને તેઓ પોતાના કર્તવ્યમાર્ગપરજ અચલ–ભાવથી ઉભા રહ્યા હતા

વેબસ્ટર પહેલા તો ગુલામગીરીની વિરૂદ્ધમા હતો અને તેના દોષો દેખાડીને ઘણીકવાર ભાષણોથી આકાશને ગજાવી મૂકતો, પરન્તુ પદવીનો લોભ રોકવો એ કઇ સહેલી વાત નથી, થોડા કાલમા યુનાઇટેડસ્ટેટ્સનો પ્રેસીડેન્ટ થઇ શકાવાના લોભથી તેણે પોતાનો મત ફેરવ્યો હતો. ગુલામોના હિતનેમાટે ભાષણો આપનારો ડાનિયલ પાછળથી ઉલટો ગુલામોની સાકળો મજબૂત કરવા લાગ્યો ! પાર્કર અને તેના સાથીઓ સર્વદા કહેતા હતા, કે **માણસના કાયદા કરતાં ઈશ્વરનો કાયદો ચઢીઆતો છે.** વેબસ્ટર તથા ગુલામના વેપારીના બીજા પક્ષવાળાઓ કહેવા લાગ્યા કે માણસના કાયદાથી બીજો કોઈ મોટો કાયદો નથી !

પાર્કરે તે વેળાએ "ધર્મથી જાતિની ઉન્નતિ અને પાપથી અધોગતિ" આ વિષયપર એક ઘણુંજ ચમત્કારિક જાહેર ભાષણ આપ્યું.

તેનું જીવનચરિત્ર લખનાર લખે છે કે ભાવની ઉચ્ચતા અને વ્યંગ શક્તિની તીવ્રતાના વિષયમાં પાર્કરના આ ભાષણથી ચ્હડીયાતું અંગ્રેજી ભાષામા કોઇ પણ ભાષણ નથી.

પાર્કર તેજસ્વી ભાષાથી કહેવા લાગ્યો, કે રાજાનો કાયદો માનવો જોઇએ, પણ જો તે રાજાના રાજા પરમેશ્વરના કાયદા વિરૂદ્ધ હોય તો તે ધર્મવિરૂદ્ધ કાયદો કદી પણ માનીશ નહિ. પાદરીઓ કહેવા લાગ્યા કે લોકો એક કાયદાનો અસ્વીકાર કરવા શીખ્યાથી ધીરે ધીરે બધા કાયદાઓની વિરૂદ્ધમા ઉભા થશે, એટલા માટે કાયદો ગમે તેટલો અન્યાયી તથા ખરાબ હોય તોપણ તે પાળવોજ જોઇએ પાર્કરે પોતાની અસાધારણ ભાષણ કરવાની શક્તિ અને યુક્તિબળથી આ ગેરવાજબી મતના ટુકડે ટુકડા કરી નાખ્યા તેણે ખ્રિસ્તીઓને કહ્યું, કે દારાયસે એક ભવિષ્યવક્તાને કહ્યું હતુ, કે હવે તું પ્રાર્થના કરી શકીશ નહિ, ત્યારે તે પોતાનો પ્રાણ આપવાને તૈયાર થયો ખરો પણ રાજાની આજ્ઞા પાલન કરી શક્યો નહિ આ ઠેકાણે શુ તેણે પાપ કર્યું હતુ ? મિસર દેશના રાજા ફેરોની આજ્ઞા પ્રમાણે મુસાના માબાપને શુ ઉચિત નહોતું કે તેના છોકરાને નીલ નદીમા ડુબાડીને મારી નાખે ? ઇસુખ્રિસ્તના અગીઆર શિષ્યો અતુલ વિશ્વાસ તથા ઉત્સાહની સાથે જ્યારે જગતમા ખ્રિસ્તધર્મનો ફેલાવો કરતા હતા, ત્યારે તેઓને શુ ઉચિત નહોતું ,કે રાજાજ્ઞાના અનુવર્તી થઇને પ્રચાર કરવાથી દૂર રહેવુ ? પાર્કરે દેખાડયુ હતુ, કે ગુલામગીરીનો પક્ષ લેનારા પાદરીઓ જે કહે છે તે જો ખરૂ હોય, તો જુડાસ સ્કેરિયટ ઇસુખ્રિસ્તને ક્રૉસપર ચડાવવાથી અપરાધી કેમ થયો ? પાદરીઓના હાલના કહેવા પ્રમાણે તો જુડાસ સ્કેરિયટ પરમ ધાર્મિક અને સમાજ હિતૈષી તરીકે ગણાવો જોઇએ !! પાર્કરે પોતાના ભાષણને અન્તે સ્પષ્ટ કહ્યું હતું, કે મારૂં ગમે તે થાય, પણ હું તો આ ધર્મવિરૂદ્ધના

ધિક્કારવા લાયક કાયદાનુ ઉલ્લઘન કરીને દુર્ભાગી નાશી જનારાઓને મદદ કરીશ. આ કહેલુ સાભળતાજ સાભળનારાઓમાના ઘણાકોએ તાલીઓ પાડી.

પાર્કર ડાનિયલ વેબસ્ટરને ઘણો ચહાતો હતો. તેણે પોતાના ઘરમા વેબસ્ટરની છબી રાખી હતી. વેબસ્ટર જ્યારે કર્તવ્યપથ છોડીને પોતાનો સ્વાર્થ સાધવા માટે આગળ પડયો, ત્યારે પાર્કરે ઘણા વ્યથિત હૃદયથી તે છબી ભીંત ઉપરથી ઉતારી, અને ધીરે ધીરે તેને ચુમ્બન કરીને ઓરડામાથી બહાર કાઢી.

નાશી જનારા ગુલામોના સબધમા આ કાયદો થયાથી યુનાઇટેડસ્ટેટ્સના ઉત્તર ભાગના સ્વતત્ર સીદીઓને ઘણોજ ભય ઉપજ્યો તેમાથી કેટલાક નિર્દય શેઠોથી નાશી છૂટીને સ્વતત્રતા ભોગવતા હતા, અને કેટલાકો જન્મથીજ સ્વતત્ર હતા આવા બને પ્રકારના સીદીઓ ઉપર હવે જુલમ થવાનો આરભ થયો અનેક સ્વતત્ર સીદીઓના પગમા ગુલામગીરીની સાકળો બધાઇ. ૫-૬ સીદીઓએ કોર્ટમા સિદ્ધ કર્યું કે તેઓ કદી પણ ગુલામ નહોતા, તેથી ન્યાયાધીશની આજ્ઞા પ્રમાણે તેઓ વિપત્તિમાથી છૂટા થયા, પરન્તુ બીજા સર્વ તેવા પ્રમાણો આપવાને અસમર્થ થવાથી હમેશનુ નરક ભોગવવાને તેમને મોકલવામા આવ્યા

અમે આગળ લખી ગયા છીએ કે સ્વતત્ર સીદીઓને ગુલામના વેપારીઓના હાથથી બચાવવા માટે પાર્કર વગેરેની એક કમિટી થઇ હતી. પાર્કર એ કમિટીના આત્માસ્વરૂપ હતો. અમેરિકાનો અદ્વિતીય વક્તા અને પાર્કરનો પરમ મિત્ર ‘ વેનડેલ ફિલિપ્સ ’ અને બીજા કેટલાક મોટા માણસો આ કમિટીના ઉત્સાહી સભાસદો હતા. આ કમિટીમા પાર્કર રાત્રિ-દિવસ પરિશ્રમ કરતો હતો.

તા. ૧૯ અક્ટોબર ૧૮૫૦ને દિવસે આ ધિક્કારવા યોગ્ય કાયદાની

સામે પ્રતિવાદ કરવા માટે બોસ્ટનમાં એક મોટી સભા ભરાઈ. સભામા આશરે ચાર હજાર માણુસો એકઠાં થયાં હતાં, રાજનીતિજ્ઞ આડમે સભાપતિનુ આસન લીધુ હતુ. ,પાર્કરે અને વેનડેલ ફિલિપ્સે સભામા ભાષણો કર્યા. પાર્કરે એકઠા મળેલા સાંભળનારાઓને સમજાવ્યુ કે જ્યારે ગુલામના વેપારીઓ કોઇ સ્વતત્ર સીદીને પાછા દુ ખદાયક નરકમા નાખવા માટે છુપા માણુસો મોકલશે, ત્યારે સ્વાધીનતાપ્રિય બોસ્ટનના રહેવાસીઓ એકત્ર થઇને અવશ્ય તેમને બચાવશે, એવી હુ આશા ગખુ છુ. પાર્કરના અગ્નિમય વાક્યો સાભળીને સાભળનારાઓના હૃદયમા એ વાત ઠસી ગઈ હતી અને તેઓ ગુલામગીરીની વિરૂદ્ધમા એવા તો ઉત્તેજિત થઇ ગયા હતા કે તેના મુખમાથી નીકળતી પ્રત્યેક વાતને તેઓ ગગનભેદી તાળીઓથી અનુમોદન આપતા હતા.

## પ્રકરણ ૩૨ મું—નાશી જનાર સીદીનું જોડું

વિલિયમ ક્રાફ્ટ નામનો એક સીદી અને એલેન નામની તેની બાયડીએ નિર્દય શેઠનો જુલમ સહન નહિ કરી શકાવાથી દક્ષિણુ પ્રદેશમાથી બોસ્ટન શહેરમા નાશી આવીને પાર્કરનો આશ્રય લીધો. તેઓ પાર્કરની ઉપાસકમડળીમા સામેલ થયા હતા તેઓને પકડીને પાછા ગુલામીની સાકળમા બાધવા માટે તેના શેઠે બોસ્ટનમા બે છુપા જાસુસો મોકલ્યા હતા તેઓ ક્રાફ્ટ અને તેની બાયડીને પકડવા માટે ઘણી તદબીર કરતા હતા.

પાર્કરે પોતાની રોજનીશીમા લખ્યુ છે કે—" પ્લાઇમાઉથથી મેં ઘેર આવીને સાભળ્યુ કે કોઈ આવીને અમને સાવચેત કરી ગયો હતો કે શહેરમા ગુલામોને પકડવા માટે જાસુસો આવ્યા છે; અને

હિઉઇસિ નામના એક સીદી જાસુસે આવીને એલેન અને તેના સ્વામી ક્રાફ્ટના નામનુ વૉરન્ટ કઢાવ્યુ છે. સ્મિથે કહ્યુ કે ક્રાફ્ટ હથિયારબંધ થઇને રહેલો છે, અને તેની સ્ત્રીને છુપાવી રાખી છે. ગુલામોને બચાવવા માટે "ન્યુ ઇંગ્લાડ" વર્તમાનપત્રની ઑફિસમા કમિટી થાય છે. ક્રાફ્ટ રાજી થયો છે, આજે રાત્રે શહેરના દક્ષિણ ભાગમા તેને છુપાવી રાખીશુ. મી.–તેને એક ગાડીમા લઇ ગયો છે. તેની સ્ત્રી એલેન આજે રાત્રે રસ્તાપરના એક ઘરમા છે, તેથી આજે રાત્રે નિરાપદ છે. નાઇટ નામનો ક્રાફ્ટના શેઠનો એક જાસુસ અહિ આવ્યો છે. ગયા મગળવારે ક્રાફ્ટની દુકાને તે ગયો હતો. ક્રાફ્ટે તેને પૂછ્યુ, કે શુ તું એકલો આવ્યો છે કે? તેણે જવાબ દીધો કે મારી જોડે બીજુ કોઇ નથી. તેણે ક્રાફ્ટને વિનતિ કરી કે મારી જોડે આવીને બોસ્ટનના રસ્તાઓ તથા અહિના નવાઇના પદાર્થો દેખાડ. ક્રાફ્ટે કહ્યુ કે હુ કામમા ઘણોજ રોકાયલો હોવાથી આવી શકતો નથી. બીજે દહાડે પાછો આવીને તેણે ક્રાફ્ટને વિનતિ કરી કે હુ તારી જોડે મેદાનમા ફરવા ઇચ્છુ છુ. ક્રાફ્ટે તે કબૂલ કર્યુ નહિ ત્યારે તેણે ક્રાફ્ટને કહ્યુ કે "તુ યુનાઇટેડસ્ટેટ્સના હૉટેલમા આવીને મને મળજે તારી બાયડી પણ જરૂર તારી જોડે આવીને તેની માની ખબર મને ભલે પૂછે. જો તુ પત્ર આપીશ તો તે હુ લ્હારા સગાને પહોચાડીશ"

ક્રાફ્ટ થોડો વખત સુધી છુપી રીતે રહેવા લાગ્યો, ત્યારપછી સર્વદા હથિયારબધ થઇને તે પોતાનુ કામ કરવા બહાર નીકળતો હતો કોઇ રીતે ફતેહમદ નહિ થયાથી હિઉઇસે એકવાર ક્રાફ્ટ અને તેની સ્ત્રીના ઉપર કૉર્ટમા ફરિયાદી માડી તેઓના નામના વૉરન્ટ નીકળેલા સાભળીને નાશી આવનારા ગુલામોનો બચાવ કરનારી કમિટીએ હિઉઇસિના ઉપર અપયશ ફેલાવવાની ફરિયાદી કૉર્ટમા માડી. હિઉઇસે કહ્યુ હતુ, કે ક્રાફ્ટ અને તેની સ્ત્રી ચોર છે, કેમકે તેઓ

પોતાના શેઠનું તાબેદાર શરીર અને પહેરવાના વસ્ત્રો ચોરીને નાશી આવ્યાં છે. હિઉઇસ વગેરે જાસુસોના ઉપર વૉરન્ટ નીકળતાં તેઓને પકડી આણવામાં આવ્યા. કૉર્ટમાં ઘણા માણસોની ભીડ મચી; બધા ઘણાજ ઉત્તેજિત થયા હતા. ન્યાયાધીશે તેની પાસે ૨૦૦૦ પૌંડના જામીન માગ્યા. બોસ્ટનના બે મોટા ધનવાન માણસો જામીન થયા. કદાચ એકઠા થયેલા લોકો મારે અથવા અપમાન કરે તે ડરથી નાઇટ તો કૉર્ટના પાછલા દરવાજામાંથી નાશી ગયો. હિઉઇસે જ્યારે તેની ગાડીમાં પ્રવેશ કર્યો ત્યારે એક સીદીએ એક ફલંગ મારીને ગાડીની પછવાડે ઉભો રહી બારીનો કાચ ભાગી નાખ્યો અને તેને ગોળી મારવાને તૈયાર થયો, એટલામા ગુલામોનો બચાવ કરનાર કમિટીના એક મેમ્બરે તેને ખેચીને નીચે ઉતાર્યો. આથી નરહત્યા થતી રોકાઈ, તો પણ ગાડીની જોડે ઘણાં માણસો દોડીને તેને બોસ્ટનની બહાર મૂકી આવ્યા.

ક્રાફ્ટ અને તેની સ્ત્રી સર્વદા સુરક્ષિત રહે તેને માટે કમિટી (Vigilence Committee) ઘણી સાવચેત રહી. ગુલામના વિરોધી નગરવાસીઓને સાવચેત કરવા માટે છુપા જાસુસોની આકૃતિ-પ્રકૃતિનુ વર્ણન કરીને પાર્કરે લખેલુ જાહેરનામુ શહેરમા સર્વત્ર ચોટાડવામા આવ્યુ.

કદાચ છુપા જાસુસો આવીને પકડી જાય, એ ડરથી પાર્કરે ક્રાફ્ટની સ્ત્રીને પોતાના ઘરમા રાખી હતી. ઘરના દરવાજા સર્વદા સાંકળથી બંધ રહેતા હતા, અને દારૂગોળીથી ભરેલી એક બન્દૂક તથા એક ઉઘાડી તરવાર મેજના ઉપર રાખીનેજ ઉપાસનાલયને માટે પાર્કર ભાષણ લખતો હતો. આ પ્રમાણે તે ગરીબ સીદણનો બચાવ કરવાને પાર્કર સર્વદા તૈયાર રહેતો હતો.

પાર્કર પોતાનું જીવન બચાવવા માટે કઇ સાવચેત રહેતો

નહોતો, પરન્તુ દુર્બળ અસહાય માણસનો બચાવ કરવા માટે યુદ્ધ વેશ ધારણ કરવો અથવા જરૂર પડે તો સામા માણસપર ઘા કરવો, એ તે ગેરવાજબી ધારતો નહોતો.

હમણા પાર્કર મોટી વિપદમા પડયો હતો. શત્રુ આવીને કયારે તેની આશ્રિત બાઇને લઈ જશે, રાજયાજ્ઞા ઉલ્લંઘનના અપરાધથી કેદખાનામા કયારે જવુ પડશે, અને કદાચ કર્તવ્યના પવિત્ર મદિરમા તેનું અમૂલ્ય જીવન પણ બલિસ્વરૂપે કયારે આપવુ પડશે, તે નક્કી નહોતું.

આવી અવસ્થામા તે રહેતો હતો. કેદખાનુ ભોગવવુ પડવાના વિષયમા તેના મનમા કઇ પણ સન્દેહ નહોતો. તેણે પોતાની ડાયરીમા લખી રાખ્યુ હતું, કે "આ વર્ષના શિયાળામા મારે કેદખાનામા જવુ પડશે." તે આ વિપદ્‌ને માટે સર્વદા તૈયાર રહેતો હતો.

હવે પાર્કર ૬૦ મિત્રોની જોડે હિઉઇસ વગેરે જાસુસોના ઘર તરફ ગયો. જે હૉટેલમા તેઓ રહેતા હતા ત્યા જવાના કેટલાક જૂદા જૂદા રસ્તા હતા. સર્વ રસ્તાઓ રોકીને તેઓ ઉભા રહ્યા કે જેથી કરીને જાસુસો જે તરફથી જાય ત્યાથી પકડી શકાય. હૉટેલનો રખવાળ આ વ્યાપાર જોઇને અતિશય કટાળ્યો અને તેણે પાર્કરને હૉટેલ છોડી જવાનુ કહ્યું. પાર્કરે કહ્યુ કે હુ જાસુસોને મળવા ઇચ્છુ છુ, મળ્યા સિવાય કોઈ રીતે હૉટેલ છોડીશ નહિ. હૉટેલનો રક્ષક પછી કોમળતાથી બોલ્યો, હુ તેઓની સાથે મુલાકાત કરાવી આપીશ, અને હવે તેઓને હૉટેલમા રાખીશ નહિ.

જાસુસો આવીને પાર્કરને મળ્યા. પાર્કરે તેઓને જે કહ્યુ હતું તેનો સાર આ છે "તમે બોસ્ટનના રહેવાસીઓમાના ઘણાકોના ક્રોધને પાત્ર થયા છો. હુ એક ધર્મયાજક છુ, હું તમને તેઓના આક્રમણથી બચાવવા ઇચ્છુ છુ. મે એકવાર તમને બચાવ્યા છે, પરન્તુ બીજીવાર તમારો બચાવ કરી શકીશ એવું કહી શકતો નથી.

તમે જો તમારૂ ભલુ ઇચ્છતા હો તો આ ઘડીએજ શહેર છોડીને જતા રહો."

ગુલામ શોધવા આવનારા એ બે જાસુસોએ કહ્યું, કે બોસ્ટનના રહેવાસીઓએ અમારી સાથે ઘણોજ ખરાબ વ્યવહાર ચલાવ્યો છે. તેમાંના એકે પોતાની હિંમત અને વીરત્વ વિષે ઘણો ગર્વ કર્યો, પરન્તુ સૂક્ષ્મદર્શી પાર્કર તેઓનુ મુખ જોઇને સારી રીતે સમજ્યો કે તેઓ ઘણા ભયભીત થયા છે. એ જાસુસો કેટલાક કલાક પછી બોસ્ટન છોડીને ન્યૂયૅાર્કમા નાશી ગયા. તેઓ પાછા કદી બોસ્ટનમાં આવ્યા નહિ. ખરેખર પાર્કરની વાત ન સાભળી હોત તો સ્વતન્ત્રતા-પ્રિય બોસ્ટનના ઘણા રહેવાસીઓ ચીડાઇને તેમની પછવાડે પડત અને આખરે તેઓ મોટી વિપદ્‌મા આવી પડત.

એ જાસુસોએ બોસ્ટન છોડયાથી બીજા એક વિષયમા સારૂ થયુ. એ જાસુસો જલદીથી ન જાત તો બોસ્ટનના રહેવાસીઓ રાજ-નિયમથી વિરૂદ્ધાચરણ કરે છે તેમ જાણી તે શહેરના રહેવાસીઓને દમન કરવા માટે પ્રેસીડૅન્ટ, રાજનિયમના પાલન માટે ૬૦૦ અથવા ૭૦૦ માણસોનુ લસ્કર મોકલત, અને બોસ્ટનના રહેવાસીઓ શાન્ત પ્રકૃ-તિના ન હોવાથી આ બનાવ બનતા શહેરના રાજમાર્ગમા લોહી વહેત, તેમા સન્દેહ નહોતો

ક્રાફ્ટ અને એલેન સ્ત્રી પુરૂષની પેઠે એકઠા રહેતા હતા, પરન્તુ દેશપ્રચલિત પદ્ધતિ અનુસારે વિવાહિત ન થવાથી તેઓનો એક-મેકનો સબધ યોગ્ય ગણાતો નહોતો. તેઓએ તેથી પાર્કરને વિનતિ કરી કે તમે જરૂરની ક્રિયા કરીને અમારો વિવાહ કરો પાર્કર તેમા રાજી હતો

આ અનુષ્ઠાન કરવાની વેળાએ પાર્કરે ક્રાફ્ટ અને એલેનને એકબીજા પ્રત્યે સારૂ વર્તન રાખવા વિષે કેટલોક ઉપદેશ આપ્યો

ત્યારપછી એક બાઇબલ કાફ્ટના હાથમા આપીને કહ્યુઃ "આ પુસ્તકમાં અમૂલ્ય સત્યો રહેલા છે. તમારી સ્ત્રી અને તમે પોતે આત્માના કલ્યાણુને માટે સર્વદા તેનો ઉપયોગ કરજો."

ત્યારપછી એક તરવાર લઇ તેના જમણા હાથમા આપીને તે બોલ્યોઃ "જો કોઇ તમારી સ્ત્રીની તથા તમારી પોતાની સ્વતંત્રતાની રક્ષા ન કરી શકે, તોજ એનો ઉપયોગ કરજો, નહિ તો નહિ. જો કોઇ માણુસ તમને લઈ જવા માટે પકડે તો તમે તમારી સ્વતત્રતા સાચવવા માટે જરૂર જણાય તો તેનાપર પણુ આઘાત કરી શકો. પરન્તુ એ તમારી ઇચ્છાધીન છે. તમે ઇચ્છશો તો તમે તેના લોહીમા તમારા હાથ કલકિત ન કરતા સ્વતત્રતાના રત્નપર પાણી ફેરવીને પાછા ગુલામીની સાકળમા પણુ બધાઈ શકશો; પરન્તુ તમારી સ્ત્રીની વાત જૂદી છે. તે સપૂર્ણુ રીતે તમારે તાબે છે, તમે તેના રક્ષણુકર્તા છો. જો કોઇ તમારી સ્ત્રીની સ્વતત્રતા હરણુ કરવા આવે તો તમે પ્રાણુથી પણુ તેને રોકવાની તજવીજ કરજો, એટલુજ નહિ પણુ હજારો માણુસોના પ્રાણુનો નાશ કરવો પડે અથવા તમારો પોતાનો પ્રાણુ પણુ આપવો પડે તો તેમા જરા પણુ અચકાશો નહિ."

ખરા ધર્મતત્ત્વજ્ઞ પાર્કરે કાફ્ટને વળી કહ્યુ, કે—"કોઇના ઉપર તમારી દ્વેષબુદ્ધિ રહેવી ન જોઇએ. જે હૃદયહીન માણુસ તમારો શેઠ હતો, અને જે માણુસ હમણા તમને બદીવાન કરવા માટે વિવિધ ઉપાયો કરે છે, તેના ઉપર પણુ દ્વેષ રાખશો નહિ. એટલુજ નહિ પણુ સ્વતત્રતા સાચવવા માટે તથા પોતાનો બચાવ કરવા માટે કદાચ તેના ઉપર ઘા કરવો પડે તો તે પ્રસગે પણુ તેના પ્રત્યે દ્વેષરહિત રહેજો, નહિ તો તમારૂ કાર્ય સપૂર્ણુ પાપ વિનાનુ બનશે નહિ."

"'અદ્વેષપણું' અને 'તરવાર' આ બે એકબીજાથી ઉલટા ગુણુવાળી જે વસ્તુઓ મે તમને ભેટ આપી છે, તેમાંની એક વસ્તુ

તમારા પોતાના અને તમારી સ્ત્રીના આત્માની સર્વદા રક્ષા કરશે, અને બીજી વસ્તુ વિશેષ પ્રયોજન પડતા તમારા શરીરની રક્ષા કરશે."

આક્રમણકારી શત્રુપ્રત્યેના વ્યવહારના સબધમાં પાર્કરનો આ મત હતો, કે મનુષ્ય પોતાની સ્વતંત્રતામાટે અથવા જીવનરક્ષાનેમાટે ભય આપનારનો પ્રાણઘાત કરી શકે છે, અને તેથી પાપનો સ્પર્શ થતો નથી જો તેને ગમે તો તે દાસપણું કબૂલ કરીને કે પોતાનો જીવ આપીને બીજાનો નાશ કરવાથી દૂર પણ રહી શકે; પણ પોતાના આશ્રિત માણસને બચાવવાની વેળાએ તો આક્રમણકારીને હઠાવવા સિવાય બીજો માર્ગજ નથી. આશ્રિત માણસનુ જીવન અને સ્વતત્રતા સાચવવાજ જોઇએ, અને એ માટે જો પોતાનુ જીવન આપવુ પડે તો તે પણ આપવુ જોઇએ.

શત્રુઓના આક્રમણથી સપૂર્ણ રીતે બચાવવા માટે પાર્કરે આ જોડાને સ્વતત્રતારક્ષક ઇંગ્લાડમા મોકલ્યુ. માન્ચેસ્ટરની કૉલેજના અધ્યક્ષ, જ્ઞાની અને ધાર્મિક ડૉક્ટર માર્ટિનોની આગળ ઓળખાણ કરાવવા માટે તેના નામનો એક પત્ર ક્રાફ્ટના હાથમા આપ્યો. એ પત્રમા એક ઠેકાણે પાર્કરે લખ્યુ હતું કે "અગ્રેજ જાતિની જોડે લઢાઇ કરીને મારા પૂર્વપુરુષોએ પોતાની સ્વતત્રતા અને બીજા અધિકાર મેળવ્યા હતા. હમણા મારી સમાજની ઉપાસકમડળીના એ નિર્દોષી મનુષ્યો પોતાની સ્વતત્રતા સાચવવામાટે તે અગ્રેજજાતિ તરફ આવે છે."

આ સીદી જોડાએ ઈંગ્લાડમા ઘણોજ આદર મેળવ્યો હતો. મહાકવિ બાઇરનની સ્ત્રીએ તેઓની વિશેષ સંભાળ લીધી હતી. જે સમયે ક્રાફ્ટ પોતાની સ્ત્રીની જોડે ઇગ્લાડમા ગયો ત્યારે ત્યા એક વિશેષ સમારોહ થયો હતો, ઈંગ્લાડના સુપ્રસિદ્ધ કાચના મહેલમાં મ્હોટો મેળો ભરાયો હતો ક્રિસ્ટલપૅલેસમા તે મહામહોત્સવને વખતે હજારો

માણસો વિંટળાઇને તેને જોવા લાગ્યાં. સીદી જોડું પવિત્ર ઇંગ્લાડ-ભૂમિમાં છૂટી આવેલુ જાણીને તેઓ આનન્દની સાથે મહારાણીનુ મગળ પ્રાર્થનાસૂચક સુવિખ્યાત સગીત God save the Queen ગાવા લાગ્યા. ધન્ય વિલ્બર ફોર્સ ! તમારા વીસ વર્ષ સુધીના અસામાન્ય આત્મત્યાગના ફલસ્વરૂપે ઇંગ્લાંડે વિસ્તૃત રાજ્યમાથી સદાનેમાટે ગુલામગીરીના પાપપિશાચને દૂર કર્યો ! ધન્ય ઇંગ્લાડ ! જ્યારે ગુલામ ત્હારા અધિકારની સીમામાં પગ મૂકે કે તરતજ તેની ગુલામીની બેડી ટૂટી પડે છે ! !

જ્યા સુધી અમેરિકામાથી ગુલામીનુ કલક ધોવાયુ નહોતું, ત્યા સુધી સીદીનુ જોડુ ઇંગ્લાડમાં રહ્યુ હતું. જ્યારે પ્રેસિડૅન્ટ લિકનની કલમના એકજ ફટકાથી ગુલામગીરીનો ચાલ સદાનેમાટે અદૃશ્ય થઈ ગયો, ત્યારેજ તેઓ અમેરિકાના દક્ષિણ ભાગમા જઇને રહ્યા, અને ત્યા સ્વજાતિની ઉન્નતિનેમાટે એક શિલ્પવિદ્યાલયની સ્થાપના કરીને તેઓ તેનુ કાર્ય ચલાવવા લાગ્યા

## પ્રકરણ ૩૩ મું-પ્રેસિડૅન્ટને પત્ર, નાશી જનારા ગુલામોના ઉદ્ધારનો યત્ન અને પાદરીઓ જોડે તકરાર.

જે સમયે નાશી જનારા ગુલામોની રક્ષા કરવામાટે પાર્કર રાત્રિ દિવસ મડેલો હતો, જે વેળાએ રાજ્યાજ્ઞા ઉથાપવાના અપરાધથી તે કેદખાનામા પડવાનેમાટે સર્વદા તૈયાર થઈ રહેલો હતો, એટલુજ નહિ પણ જે સમયે તે પોતાના વિવેકની આજ્ઞા પાળવામાટે જીવન આપવાને પણ તૈયાર થયેલો હતો, તે વેળાએ તેણે યુનાઇટેડસ્ટેટ્સના પ્રેસિડૅન્ટ ફિલમોરને જે એક જાણવા જેવો પત્ર લખ્યો હતો તેનો સારાશ અમે નીચે આપીએ છીએ.

"હું આ શહેરનો એક ધર્મયાજક છું, ધર્મયાજકો લોકોના સન્માનને પાત્ર હોય છે, પણ દુર્ભાગ્યથી હું તેની અન્દર સામેલ નથી. જનમંડળમાં મારો અપયશ છે. લોકોની આગળ હું ઘણો તિરસ્કારને પાત્ર છું. આ પ્રદેશમા મારા જેવો બીજો કોઈ પણ ધિક્કારને પાત્ર નથી. નીતિ તથા ધર્મસંબધમાં મારા કેટલાક મતોનેમાટે મારા ઉપર આટલો ધિક્કાર છે. + +"

"આ શહેરમા મારી એક ધર્મસમાજ છે. સર્વ પ્રકારની સ્થિતિવાળા માણસો એના સભાસદો છે. જે માણસોના હાથના નખ પણ કાયદા મુજબ તેઓના પોતાના નથી, એવા નાશી આવનાર ગુલામો પણ અમારી સમાજમા છે. એ સિવાય બીજા ઘણાક ધનવાન તથા ભણેલા નર-નારીઓ પણ અમારા મડળમા છે. નાશી આવનારા ગુલામો સબધી કાયદાએ મને અને અમારી સમાજને કેવા કષ્ટમા નાખ્યા છે, તે હુ આપને જણાવવાની ઇચ્છા રાખુ છુ. ઘણાક નાશી આવનાર ગુલામો અમારી સમાજમા છે, તેઓએ કઇ પણ ખરાબ કામ કર્યુ નથી સ્વતત્રતામાટે, સુખની શોધમાટે અને પોતાના જીવનના ઉપર આપનો જેવો અધિકાર છે, તેવો તેઓનો પણ છે વિપદ્‌મા પડીને જેઓ અમારી સલાહ ઉપર આધાર રાખે છે તેઓ પરદેશી છે તેઓ અમારી મદદ ચાહે છે તેઓ ભૂખ્યા હોઇને અમારી પાસે ખાવાનુ ચાહે છે, તેઓ તરસ્યા હોવાથી અમારી પાસે પાણી માગે છે, તેઓ વસ્ત્ર વિનાના હોવાથી અમારી પાસેથી વસ્ત્રની આશા રાખે છે, અને તેઓના પ્રાણ જતા હોવાથી અમારી આગળ તેઓ જીવનની પ્રાર્થના કરે છે ઇસુખ્રિસ્તે કહ્યુ છે કે, '**અતિ સામાન્ય માણસોની સેવા-ચાકરી નહિ કરવાથી મ્હારી સેવા કરાતી નથી.**' ખ્રિસ્તી ધર્મયાજક સમજીને તેઓ મારી આગળ આવે છે, અને જે ધર્માનુગત કાર્ય છે, તેજ કરવાને તેઓ મને કહે

છે; પરન્તુ એ બધા આવનાર વસ્ત્રહીન, ભૂખ્યા તથા ગરીબ માણુસોને ખાવાનુ, કપડા અને આશ્રય આપ્યાથી આપના કાયદા મુજબ મને હજાર ડૉલર (એટલે લગભગ ૪૦૦૦ રૂપિયા) નો દડ અને છ મહિનાની કેદની સજા થશે. હમણા શુ તેઓ માદા પડયાથી હુ જો તેઓને જઇને જોઉ, તેઓ કેદખાનામા પડયાથી જો તેઓની આગળ જાઉ, તેઓ જ્યારે મરવા પડે ત્યારે હુ તેઓને ખુલ્લી અથવા છુપી રીતે મદદ કરૂ, તો મને સજા ખમવી પડશે? ધારો કે ઇસુખ્રિસ્ત જે કરવા કહે છે તે કર્તવ્ય હુ જો તેઓના પ્રત્યે પાળવાને નાકબૂલ થાઉ તો હુ મારા પોતાને વિષે શુ વિચારૂ તે આપ કહેશો? આપ એ સમયે શુ કહેશો? આપ કહેશોજ કે હુ પાખડી છુ (અને મ્હારા ધર્મયાજક ભાઇઓ જેમ કહે છે તેમ) હુ ખરેખર એક અવિશ્વાસી અને છ મહિના કેદખાનાને યોગ્ય છુ પરન્તુ મારે જે કરવુ જોઇએ તે જો હું કરૂ, તો આપના કાયદા મુજબ હુ સપત્તિથી દૂર થઇશ અને મારા કુટુમ્બની આગળથી મને બળાત્કારથી લઇ જઇને કેદખાનામા પૂરશે. મારાથી જૂદા મતને માનનારા માણુસો ધર્મની આજ્ઞા પાલન કરવાનો જેટલો અનુભવ કરે છે, તેટલો હુ કદાચ નહિ કરતો હોઉ, પણ હુ કહી શકુ છુ કે હુ આખી ઉમ્મર સુધી કેદખાનામા રહીશ અને વગર ખાધે–પીધે મરીશ, તથાપિ મારા આ સમાજમા સામેલ થનારા માણુસોને બચાવવામા હુ પાછો હઠીશ નહિ. મને ધર્માન્ધ સમજશો ના, હુ ઘણો વિચાર કરીને ચાલુ છુ હું પરમેશ્વરના નિયમને અનુસરીને ચાલીશ, ચાલીશ ને ચાલીશજ! પછી તેનુ ફલ ગમે તે થાઓ, મારો ધર્મ તો હુ પાળીશ ને પાળીશજ!!"

"હુ આપને મારી સમાજનુ એક ભાષણ મોકલુ છુ, એમા આપ મારા એક ઓળખીતા નાશી આવનાર ગુલામનુ વૃત્તાન્ત વાચશો. તે હમણા કુઇએક નગરમા છે. તે ત્યા એક પ્રખ્યાત માણુ-

સના તાબામા કામ કરે છે. અમેરિકાની જોડે ઇંગ્લાડની મોટી લઢા- ઇમાં જે સેનાપતિઓ હતા, તેમાના એકના વંશમાનો તે છે મારી સમાજના સભાસદોએ તેને નાસવાના કામમા મદદ આપી હતી, બીજા માણસોએ પણ તેને છુપાવી રાખ્યો હતો અને સ્વતંત્રતા મેળવવાના કામમા તેને મદદ કરી હતી. આપ શુ એમ ધારો છો કે તેઓએ એમાં ગેરવાજબી કર્યું હતું? આપણી જાતીય સ્વતત્રતાના જાહેરનામામા જે સ્વત.સિદ્ધ સત્ય* છે, અને ખ્રિસ્તીધર્મ જે કરવાનુ કહે છે, તેનુ સ્મરણુ કર્યા પછી પણ આપ શુ આ બધા માણસોનો દોષ કાઢી શકશો?"

"હગરીના× રહેવાસીઓએ આપણા રાજ્યના રહેવાસીઓ તરફથી ઘણીક રહેમદીલી મેળવી હતી, (જો કે બોસ્ટનના રહેવાસીઓમાંથી કેટલાક માણસો ઑસ્ટ્રિયાના પક્ષમા પણ હતા.) અમારી જાતિ કોસથ (Kossuth)ને માન આપવાને તૈયાર છે; પરન્તુ અમે- રિકાની ગુલામગીરી આગળ ઑસ્ટ્રિયાનો જુલમ તે શા હિસાબમા? તુર્કસ્તાનના સુલતાને હગરીના નાશી આવનાર માણસોને છુપાવી રાખ્યા હતા, તેથી તેમણે યૂરોપની ઉદાર નૈતિક સરકારોનો ધન્યવાદ મેળવ્યો હતો, ત્યારે જોસફને કાનડામા નસાડી મૂકવામા મદદ કર્યાથી આપ શુ મને નિન્દાને પાત્ર કહી શકશો? હુ જાણું છુ કે એ કદી સભવતું નથી."

* We hold these truths to be self evident that all men are created equal, that they are endowed by their Creator with certain inalienable rights, that these are life, liberty and pursuits of happiness &c

× યૂરોપમાના હગરી રાજ્યને ઑસ્ટ્રિયાના તાબામા ઘણુ જ કષ્ટ સહન કરવું પડયુ હતુ તેને અમેરિકાએ મદદ આપી હતી.

"ક્રાફ્ટ અને તેની સ્ત્રી મારી સમાજના માણસો છે. તેઓ મારા ઘરમાં હતા. એક અઠવાડિયાપર મેં તેઓનું લગ્ન કરાવ્યુ હતું. આ અનુષ્ઠાનની વખતે મે ક્રાફ્ટના હાથમાં એક બાઇબલ અને તરવાર આપીને તે દરેકનો યોગ્ય ઉપયોગ કરવાનું કહ્યું હતું. જ્યારે ગુલામોને પકડવા માટે માણસો આવ્યા હતા, ત્યારે મેં જો તેઓના હાથથી બચાવવાને માટે આ સીદી જોડાને મદદ કરી હોય, જો તે સ્ત્રીને (જ્યાસુધી વિપદ્‌ની સભાવના હતી ત્યાંસુધી) મારા ઘરમા આશ્રય આપ્યો હોય, તો તેથી આપના વિચાર પ્રમાણે શુ મે એવુ દુષ્કર્મ કર્યું છે કે જેથી દંડ અથવા કેદખાનુ મળી શકે? કોઇ પ્રકારની અશાન્તિ ન આણતા મે જો પકડનાર માણસના હાથમાથી તે લોકોનો બચાવ કર્યો હોય તો શુ મને સજા મળવી જોઇએ? આપ શુ એમ ધારી શકશો કે મારી સમાજના લોકને ગુલામ કરવા માટે પકડીને લઈ જતા જોઇને હુ કંઇ પણ પ્રતિરોધ કર્યા વિના નિશ્ચિન્ત ભાવથી ઉભો રહી શકીશ?"

"લેક્સિગ્ટન (Lexington) ગામની લડાઇમા મારા દાદાએ જે બંદુક વાપરી હતી, અને તે દહાડે એક અગ્રેજ સૈનિકના હાથમાથી તેણે જે બંદૂક ઝુટાવી લીધી હતી (સ્વતત્રતાની પહેલી લડાઇમા આ બંદૂક સર્વથી પહેલા ઝુટાવી લીધી હતી) તેજ બંદૂક હમણા મારા પુસ્તકાલયમા મારી પાસે ખડી છે જો મારી સમાજના માણસને ગુલામગીરીથી બચાવવા માટે હુ મ્હારી સમ્પત્તિ, મ્હારી સ્વતત્રતા, એટલુજ નહિ પણ મ્હારુ જીવન પણ વિસર્જન કરવા તૈયાર ન રહુ, તો હુ આ પવિત્ર સ્મરણચિહ્નરૂપી બંદૂકને તુરતજ દૂર ફેકી દઇશ, અને ત્યારથી હુ ધારીશ કે હુ એક ભીરૂ-કાયર પુરુષનો છોકરો છુ, કોઇ હિમ્મતવાન માણસના ગુદનો નથી હુ જેઓની આગળ ધર્મપ્રચાર કરૂ છુ, તેઓનો મત પણ મારા જેવો

જ છે; ઘણાકો આમ બોલે છે + + અમે કેવી વિલક્ષણ અવસ્થામા આવી પડયા છીએ, તેજ આ પત્રથી આપને જણાવવા ઇચ્છુ છુ. આપ જે કઇ સજા આપશો તે જરૂર પડતા તો અમે સહન કરીશુ; પરન્તુ પરમેશ્વરનો નિયમ તો અમે પાળીશુ ને પાળીશુજ !"

પાર્કરે એક સમયે કહ્યુ હતું કે " કોઇ માણસના પાણીમા ડૂબવાથી, વાઘના મુખમા પડવાથી અથવા ખુનીના ઘેરાવાથી જેમ હુ તેને બચાવવાનો યત્ન જેટલી આતુરતાથી કરૂ તેટલીજ આતુરતાથી ગુલામોને પકડનારાઓના હાથથી ગુલામોને પણ હુ બચાવીશ. ગુલામોના ભલાનેમાટે કોઇ પણ જાતનુ કષ્ટ સહન કરવામા કે કોઇ પણ જાતનો સ્વાર્થત્યાગ કરવામા હુ જરા પણ પાછો હઠીશ નહિ " ગુલામના ધધા વિરૂદ્ધની ગરબડના સમયમા તેણે એક જગ્યાએ આવુ લખ્યુ હતું કે—" માણસની સ્વતત્રતાની આગળ હજાર ડૉલરનો દડ અથવા છ મહીનાનુ કેદખાનુ તે શી વિશાતમા છે ? પરમેશ્વરના ધર્મ-નિયમને તોડવાથીજ જો મ્હારૂ સ્થૂલધન અને બીજા પદાર્થો જળવાઇ રહે તેમ હોય તો તે સર્વનો ધ્વશ થઇ જાઓ અને મ્હારો પણ તેની સાથેજ વિનાશ થાઓ "

જનરલ ચાપલિન નામનો એક ભલો માણસ અમેરિકાની મહાસભાના એક મેમ્બરના બે ગુલામોને હમેશાના છૂટા કરવામાટે પચીસ હજાર ડૉલરને માટે અપરાધી હતો તેને આ ભારે ખર્ચથી બચાવવાના ઉદ્દેશથી પાર્કરે એક સભા બોલાવી હતી સભામા માણસો આવવા જોઇએ તેટલા આવ્યા નહોતા. પાદરીઓ પણ આવ્યા નહોતા. પાર્કરે કહ્યુ હતું, કે સભાનો ઉદ્દેશ જ્યારે સપૂર્ણ રીતે ખ્રિસ્તીધર્મ મુજબ છે, ત્યારે ખ્રિસ્તી પાદરીઓ તે જગ્યાપર કેમ આવે નહિ ? પાર્કરે પોતાની સમાજના મેમ્બરોની પોતાના ઘરમા એક સભા કરીને પોતપોતામાથી કેટલાક ડૉલરો એકઠા કર્યા હતા.

આ બનાવને અગીઆર દિવસ વીત્યા પછી સાડ્રાક નામના એક ગુલામને સરકારના માણસોએ પકડીને બંદીવાન કર્યો હતો. આ ખબર સાભળતાજ એનો ઉદ્ધાર કરવા માટે પાર્કર બદીખાનામા ગયો, પરન્તુ પાર્કરને તેના પકડવાની ખબર મળવા પહેલાજ બીજા એક માણસના યત્નથી તે ગુલામ છુટો થયો હતો. પાર્કરની ગુલામનો બચાવ કરનારી કમીટીના એક મેમ્બરે બંધ થયેલા દરવાજાપર વાર વાર ટકોરો મારવાથી દરવાજો ઉઘડતાજ ઘણા માણસોએ (તેમા સાડ્રાકની સ્વજાતિના સીદીની સખ્યા વધારે હતી) વેગથી અદર પ્રવેશ કરીને (કામદારો કઇ કહે તે અગાઉ) તેને લઇને જતા રહ્યા, અને તે દિવસે બપોરેજ તેને બ્રિટિશ કાનડામા મોકલી દીધો. આ બનાવથી પાર્કરને ઘણોજ આનન્દ થયો તેણે એ સબંધમા લખ્યુ હતું કે "મારા જાણવામા છે કે ઇ. સ ૧૭૭૩ પછી બોસ્ટનમા આવુ મહત્ કામ બીજુ થયુ નથી, પરમેશ્વરને ધન્યવાદ!"

શનિવારે સાડ્રાકનો ઉદ્ધાર થયો હતો. રવિવારે પ્રાતઃકાળે પાર્કરે પોતાના મદિરમા એકત્ર થયેલા માણસોની આગળ આ શુભ ખબર કહી, અને વિનતિ કરી કે આપ તેને માટે પરમેશ્વરની પાસે પ્રાર્થના કરો. આ વાર્તા સાભળીને સર્વે ઘણાજ સતુષ્ટ થઇ ગયા. હૃદયના આવેગથી કોઇના મુખમાથી વાક્ય નીકળ્યુ નહિ. એવું જણાયુ કે જાણે તેઓના હૃદય આનન્દપ્રવાહના આઘાતથી ભાગી પડશે.

તા. ૩ એપ્રીલ ૧૮૫૧ મા સાડ્રાકના ઉદ્ધારને સાતમે દહાડે બોસ્ટનના રસ્તા ઉપર ટામસ સિમસ નામનો એક સીદીનો છોકરો ઝલાયો. તે પોતાને ગુલામગીરીમાથી બચાવવામાટે પકડનારાઓને છરીથી મારવાને તૈયાર થયો હતો, તેથી શાન્તિભગનો અપરાધ મૂકીને તેને કૉર્ટમા ઉભો કર્યો હતો. આમ માત્ર ન્યાયનુ નામ ધારણ કરીને તેને હમેશના નરક ભોગમા મોકલવા હુકમ થયો. જે સાભ-

ળીને તેણે પોતાના વકીલને કહ્યું કે, "મને એક છરી આપો. જ્યારે ન્યાયાધીશ મને હંમેશાનો ગુલામ થવા હુકમ આપે છે, ત્યારે હું પોતેજ મારી છાતી છરીથી ચીરીને તેની સામે મરીશ, પણ હું ગુલામ કદીએ થઇશ નહિ."

તે છોકરાની વિનતિ કબૂલ કરવામા આવી નહિ બાલકને હમેશાનો ગુલામ થવાનો હુકમ થયો. તે દિવસે રાત્રે સાકળથી બધાઇને પહેરેગીરોથી ઘેરાઇને તે છોકરો રોતો રોતો વહાણમા ગયો વહાણમા બધ કરવાની વેળાએ આ હતભાગ્ય બાલક એકવાર બૂમ પાડી ઉઠયો કે,–" આ શુ માસાચ્યુસેટસના પ્રદેશની સ્વતત્રતા ? ' તેને તેના શેઠની આગળ લઇ ગયા. શેઠે હુકમ આપ્યો કે તેને સારી પેઠે ચાબૂકનો માર મારો તેને હવે એવી તો નિર્દયતાથી માર મારવામા આવ્યો કે જેથી ત્યા હાજર રહેલા એક ડૉકટરને કહેવુ પડયુ કે હવે વધુ માર્યાથી મરી જશે. પેલા સુધરેલા ખ્રિસ્તી શેઠે તો હજી પણ એમજ કહ્યુ, કે 'બસ મારો, મરવા દો ! ! "

બોસ્ટનના રહેવાસીઓના હૃદયમા ગુલામગીરીના ઉપર ધિક્કાર ઉત્તેજિત કરવામાટે ઉપર લખેલો બનાવ પાર્કરે પોતાની સમાજમા એક ભાષણમા કહ્યો હતો. ટામસ સિમસે બોસ્ટનના પાદરીઓને વિનતિ કરી મોકલી હતી કે તેઓ તેના દેવળમા તેના ભલાનેમાટે પ્રાર્થના કરે. પાદરીઓ આ વિનતિ પાળવાને રાજી થયા નહિ. પાર્કરે એને માટે પોતાના ભાષણમા તેઓને ઘણોજ ઠપકો આપ્યો હતો.

પાર્કરનુ ભાષણ વાચીને પ્રસિદ્ધ અમેરિકાનો રાજનીતિજ્ઞ સમન રોયો હતો. તેના હૃદયના ઉડા ભાગમા તે પહોચ્યુ હતું તેણે એક પત્રમાં એ ભાષણની ઘણી પ્રશસા કરીને પાર્કરને આશીર્વાદ આપ્યો હતો કે તે હજારો વર્ષ આયુષ્ય ભોગવીને જગતમા સત્યનો પ્રચાર કરે. સિમસના દારુણ દુઃખનો વિચાર કરીને પાર્કર અને તેના સાથીઓ

મોટો વાદવિવાદ કરવા મડયા હતા. જેથી સેમન અમેરિકાની મહા-
સભામા મેમ્બર દાખલ પસદ થયો હતો

પાર્કરે ટામસ સિમસની દુર્ગતિ સ્મરણ કરાવીને લોકોના હૃદયમાં
ગુલામગીરીના ઉપર ધિક્કાર જાગ્રત રખાવ્યો. એક વર્ષ પૂરૂ થતાં
પાર્કરે તેના દેવળમા આ જુલમી બનાવને ઉદ્દેશીને સાવત્સરિક ઉપા-
સના અને ભાષણ કર્યું હતું એ વખતે તેણે એક ભક્તિમયી કવિતા
પણ રચી હતી.

વાચનારાઓને પહેલા જણાવી ગયા છીએ કે બોસ્ટનના ઘણા-
ખરા પાદરીઓ ગુલામગીરીની સામે થવાની હિમ્મત ધરતા નહોતા.
નાશી જનારા ગુલામોનો કાયદો પાળવો જોઇએ એવો તેઓનો મત
હતો. યુનિટેરિયન પાદરીઓની સભામા આ વિષયપર તર્ક-વિતર્ક થયો,
સ્વતત્રતાને ચહાનારા કેટલાક પાદરીઓ આવી ઇચ્છા જણાવતા હતા,
પરન્તુ વિરોધી પક્ષના યાજકો યુક્તિ કરીને એ વિષયનો વાદવિવાદ
સભામા લાવવા દેતા નહોતા. કેટલાક પાદરીઓને એમ કરવાનુ
વિશેષ કારણ હતું તેમની સમાજના ધનવાન સભાસદોની આવક
ગુલામના ધધા ઉપરજ આધાર રાખતી હતી. તે ધની યજમાનોની
ખાતર તેઓ આ ગુલામના કાયદા વિરુદ્ધ કઇ પણ બોલી શકતા
નહોતા. ગમે તેમ હો, પણ વિરોધી પક્ષ ઘણો વખત ફતેહમદ થઇ
શક્યો નહિ. કોઈ એક વિશેષ સભાની બેઠકમા આ બન્ને પક્ષની વચ્ચે
વાદવિવાદની લઢાઈ થઈ

પહેલા સ્વતત્રતાની તરફના એક પાદરીએ નાશી જનારા ગુલા-
મોના કાયદાની વિરૂદ્ધમાં ભાષણ આપ્યુ, ત્યાર પછી બીજા ઘણાકો એ
વિષયપર બોલ્યા.

કાયદો પાળવો જોઇએ, એવો જેઓએ મત દર્શાવ્યો હતો,
તેઓની મોટામા મોટી બે યુક્તિઓ હતી. પહેલી, કાયદાને ન ગણુ-

કાર્યાથી યુનાઇટેડસ્ટેટ્સના રહેવાસીઓમાં એક બીજા વચ્ચે વિરોધ થશે, અને ગુલામગીરીનો પક્ષ તથા સ્વતંત્રતાનો પક્ષ એક રાજશાસનના તાબામાં ન રહેતાં એક બીજાથી વેગળા થઇ પડશે; તેથી રાજ્યની એકતા સાચવવા માટે નાશી આવનાર ગુલામોનો કાયદો પાળવો જોઇએ.

બીજી યુક્તિ એ હતી કે લોકો કાયદાનુ ઉલઘન કરવા શીખ્યાથી સર્વ કોઈ કાયદાના વિરોધી થઇ જશે. કાયદા સિવાય સ્વતત્રતા તથા સ્વતત્રતા વિના કાયદો, આ બે અવસ્થાઓમાં છેલ્લી અવસ્થા પહેલી કરતા સારી હોવાથી નાશી આવનારા ગુલામો બાબતનો કાયદો ખરાબ હોવા છતા પણ તે પાળવો જોઇએ.

આનો પ્રતિવાદ કરીને પાર્કરે એક સારગર્ભ, ભાવપૂર્ણ અને તેજસ્વી ભાષણ આપ્યુ. અમે તે ભાષણનો સારાશ નીચે આપીએ છીએ.

"જેના યોગે પ્રભુનો કાયદો જળવાય તેજ ઉદ્દેશ માનવીની વ્યવસ્થાનો હોવો જોઇએ. જો મનુષ્યનો કાયદો તે ઉદ્દેશને પૂર્ણ કરે તેવો હોય તો તે જરૂર પાળવો જોઇએ. નાશી આવનાર ગુલામોના સંબધમા તો ઇશ્વિરીકાયદાથી બીલકુલ વિરૂદ્ધ કામ કરાય છે—પરમેશ્વરનો નિયમ ભગાય છે. જે કાયદો પરમેશ્વરની આજ્ઞાથી વિરુદ્ધ છે; તે કાયદો પાળવાની આજ્ઞા થઈ છે, અને જે કામ કરવાની પ્રભુની આજ્ઞા છે તે કરવાની એ કાયદામા મનાઇ થઇ છે' જેઓ ગુલામીકાયદાના વિરોધી થયાછે, તેઓ એમાથી કયા પ્રકારના માણસો છે? તેઓ હમ્મેશા કાયદા અને બંદોબસ્તના પક્ષપાતીઓ છે ? ગુલામોના કાયદાની વિરૂદ્ધમાં આપણા ઉભા રહેવાથીજ સિદ્ધ થાય છે, કે તેઓનાથી ન્યાયવાળી વ્યવસ્થા અને સુનીતિવાળો બંદોબસ્ત સચવાશે? જે માણસો માત્ર કાયદો બાધીને જ તેનુ પાલન કરે છે, તેઓનો વિશ્વાસ કરી શકાતો નથી, અને જેઓ કાયદા સિવાય પણ ન્યાયને અનુસ-

રીને કોઇ જાતનો અન્યાયી કાયદો પાળવાનો અસ્વીકાર કરે છે, તેઓનો અવિશ્વાસ કરી શકાતો નથી. ગુલામોનો કાયદો તોડવાથી અમંગલની આશંકાજ નથી. છતા કોઇ ધારે કે એવુ કામ કર્યાથી જોડાએલુ રાજ્ય તૂટવાની વધારે સંભાવના છે, પરન્તુ વધુ ધારો કે જો આ કાયદો ન માન્યાથી પણ રાજ્ય છૂટું પડી જશે, તો તેમા ક્યું વધારે હિતકર છે? વિવેક, સ્વતંત્રતા અને કર્તવ્ય કરતા જોડાએલું રાજ્ય શુ વધારે કીંમતી છે? મારા પક્ષથી તો હુ કહી શકું છુ કે મારૂ ઘર બળીને રાખ થઇ જાઓ, મારૂ કુટુમ્બ એકે એકે કરીને તે સળગેલા અગ્નિમા ફેંકાઓ અને અન્તે હાડ થાય તો મારા જીવનનો પણ છેડો આવો.* ટામસ સિમસની પેઠે એક પણ નાશી આવનાર ગુલામ, હવેથી

* યુનાઇટેડસ્ટેટ્સના દક્ષિણ ભાગમા ઈલાઈજા લવ જોય Elija Love Joy નામનો એક ખરેખરો સાધુપુરુષ એક વર્તમાનપત્ર કાઢતો હતો તેણે ગુલામી વેપારની વિરુદ્ધમા વારવાર નિબધો લખ્યાથી તે પ્રદેશના રહેવાસીઓ તેના ઉપર ઘણા ગુસ્સે થઈ ગયા, અને તેઓ સર્વેએ એકઠા થઇને તેને વિનતિ કરી કે તમે હવે ગુલામગીરીની વિરુદ્ધમા લખશો નહિ તમે છાપખાનુ અને વર્તમાનપત્ર લઇને બીજા દેશમા જતા રહો લવ જોય એમ કરવાને રાજી ન થવાથી તેઓએ એક જાહેર સભા બોલાવીને તેઓના પ્રદેશમાથી ચાલ્યા જવાને માટે સભામા તેને આજ્ઞા કરી લવ જોય તથાપિ તેઓની આજ્ઞા પાળવામા રાજી થયો નહિ તે શામાટે અસમત થાય છે, તે સમજાવવા માટે તેણે એક ભાષણ આપ્યુ આ ભાષણમા તે બોલ્યો હતો કે "સત્યપ્રચારને માટે જ તે આ જગ્યાએ રહે છે અને તે લોકભયથી જગ્યા બદલે, તો તેનાથી ખ્રિસ્તીઓની પેઠે કામ કરાય નહિ લોકભયને લીધે સત્યપ્રચારમાથી નિવૃત્ત થઇને સ્થાન બદલવુ એ ખ્રિસ્તીઓનુ કામ નથી લવ જોય કોઈ રીતે ગયો નહિ, તે જોઇને દાસત્વ પક્ષપાતી માણસો તેના ઉપર એટલા તો ક્રોધાયમાન થઈ ગયા કે એક દિવસે રાત્રે તેઓએ તેના ઘરમા આગ લગાડી અને અગ્નિથી આખુ મકાન બળીને રાખ થયુ અને તેમાના એક માણસે એકદમ ગોળી મારીને કર્તવ્યપરાયણ સત્યપ્રિય 'ઈલાઈજા

ગુલામગીરી ભોગવવાનેમાટે પાછો ન મોકલાય તેનેમાટે ભલે, જૂદા પ્રદેશ જૂદા જૂદા થઇ જાઓ; અને અમે પરમેશ્વરના પ્રત્યે વિશ્વાસુ રહીએ, તેને ખાતર ભલે બીજુ સર્વ કઇ જતું રહે. અમારો ધર્માધિકાર સીદીઓના કેદખાનાના જેવોજ થયો છે. આપણા રાજ-કર્મચારીઓ ગુલામોનો શિકાર કરવાનુ કામ કરતા ફરે છે, અને અમારી યુનિટેરિયન સમાજના મેમ્બરો મનુષ્યને પકડવાના કામમા પ્રવૃત્ત થયા છે; એવા ભયાનક સમયમા હુ મીઠી મીઠી વાતો કહીને, ભવિષ્યમા કંઇ વિપત્તિ નથી, એવી ભવિષ્યવાણી કહી શકતો નથી. મારી સમાજમા કાળા રગના નાશી આવનારા ગુલામો છે, તેઓ મારા પ્રચારકાર્યના મુકુટ સ્વરૂપ છે તેઓના આત્માના ઉદ્ધારને-માટે, તેઓના શરીર પ્રત્યે પણ નજર રાખવી, એ મારૂ કર્તવ્ય છે. મનુષ્યને પકડનારાઓના ત્રાસથી બચાવવામાટે, મારા સમા-જમા સામેલ થનાર માણસોને મારા ઘરમા છુપાવી રાખીને મારા ઘરનો દરવાજો રાત્રિ-દિવસ બધ રાખવો પડે છે, અને મને પોતાને હથિયાર ધારણ કરવાં પડે છે. બોસ્ટનના ઓગણીસમા સૈકામા મારા ટેબલ ઉપર દારૂગોળીથી ભરેલી બદૂક રાખીને તથા મારા જમણા હાથની પાસે ઉઘાડી તરવાર રાખીને મને ઉપાસનાલ-યનેમાટે ભાષણો લખવા પડે છે. શત્રુને રોકશો ના, એવી અયો-ગ્ય વાત હુ કહીં પણ સાભળતો નથી. ખાસ મ્હોટા કારણ સિવાય હુ કદી પણ માણસનુ લોહી રેડવાનુ પસદ કરતો નથી. હું શુ કરૂં? જે નાના શહેરની સ્વતત્રતાના મહાયુદ્ધમા પ્રથમ રક્તપાત થયો હતો ત્યા મે જન્મ લીધો છે. તે મહાયુદ્ધમા જેઓએ પ્રાણ વિસ-ર્જન કર્યા હતા તેઓની કબરો લિંકૂસિગટનમાં છે. તેમાં લખેલુ છે

લવ જોય 'ને મારી નાખ્યો ! ! આ બનાવ પાર્કરે પોતાના ભાષણમા કહ્યો હતો જો કે પાર્કરના મામલામા આમ થયુ નહોતુ પણ બીજે ઠેકાણે થયુ હતુ

કે તેઓએ માતૃભૂમિ અને પરમેશ્વરના પવિત્ર કામમાં પ્રાણ આપ્યા હતા. માનવજાતિના ન્યાયાધિકાર તથા સ્વતંત્રતાના નામ ઉપર એ સર્વે કબરો ઉભી થઈ છે. મે તેપર કોતરેલાં જેટલાં વાક્ય વાંચ્યાં છે, તેમાં એજ વાક્ય મે સર્વેથી પહેલા વાંચ્યું હતું. તેઓ મારા વંશના માણસો હતાં. સ્વતંત્રતાના મહાયુદ્ધમા મારા પિતામહે સર્વેથી પહેલા તરવાર ખેચી હતી. જે વંશનુ લોહી ત્યાં પ્રવાહિત થયું હતું, તેજ લોહી આજે પણ મારા ફેફસાંમા પ્રવાહિત થાય છે. એ સિવાય જ્યારે હું મારી લાયબ્રેરીમા બેસીને લખું છુ, ત્યારે મારી એક બાજુએ એક બાઇબિલ મૂકેલુ હોય છે, મારા પૂર્વ પુરુષો લગભગ ૧૦૦ વર્ષ ઉપર એજ બાઇબલ લઇને પ્રાતઃકાળે અને સાજે પરમેશ્વરની ઉપાસના કરી ગયા છે મારી બીજી બાજુએ એક બદૂક રહે છે, મારા પિતામહે એજ બદૂક લઇને ફ્રેન્ચોની સાથે લઢાઇ કરી હતી. કુઇવેક નગરને તાબે કરતી વેળા અને લિકિસગ્ટનની લઢાઇમાં તેઓ એનો ઉપયોગ કરતા હતા. એના સિવાય એક બીજુ પણ એ લઢાઇનું સ્મરણચિહ્ન છે, અને તે સ્વતત્રતાના મહાયુદ્ધમા રાલુના હાથમાથી મારા પિતામહે જે બદૂક ઝુટાવી લીધી હતી તે છે. મારા હૃદયમા એ બધી સ્મૃતિઓ રહેલી હોવાથી અને એ સર્વ સામગ્રી તથા સ્મરણચિહ્ન મારી નજર સામે રહેલા હોવાથી કોઇ નાશી આવનારી ગુલામ સ્ત્રી મારા ઘરમા આવીને મારે શરણ થઇ—મારા ધર્મસમાજમા સામેલ થઇ—તો હુ શુ તેને આશ્રય આપવાનો તથા રક્ષા કરવાનો અસ્વીકાર કરી શકુ ? પરન્તુ તે નારીનુ જીવન અથવા સ્વતત્રતા ચોરવાનો યત્ન કોણે કર્યો હતો ? મારા ધર્મયાજક ભાઇ ગોનેટની સમાજનો એક મેમ્બરજ મારી સમાજના એક સભાસદને ચોરવા આવ્યો હતો ! ગોનેટે ગુલામીકાયદાનો પક્ષ સમર્થન કરવાનો ઉપદેશ આપીને તેને વિનતિ કરી હતી, કે તમે પાર્કરની સમાજના સીદી

મેમ્બરોને ઘેરીને પાછા ચિરકાલ ગુલામ રહેવાને માટે વેચો ' વે છના ગોનેટ ખ્રિસ્તી છે અને હું અવિશ્વાસી છું ! ' તેનો ધર્મ ખ્રિસ્તી છે, અને હું નાસ્તિક છું ' ભાઇઓ, હું માણસનો ભય કરતો નથી, હું લોકોના તિરસ્કાર તથા શ્રદ્ધાને ગણકારતો નથી, તેમજ મારી પ્રખ્યાતિને માટે હું ધ્યાન આપતો નથી, પરન્તુ હું પરમેશ્વરના અનાદ્યનન્ત નિયમો ભગ કરવાનુ સાહસ પસદ કરતો નથી. આપ મને અવિશ્વાસી કહો છો, ખરૂ છે કે ધર્મમતના વિષયમા આપનાથી મારૂ ઘણુંક જૂદાપણું છે, પરન્તુ એક વાતનો હુ કદી પણ અવિશ્વાસ કરી શકતો નથી કે જે અનન્તસ્વરૂપ પરમેશ્વર છે, જે ગોરા માણુસોનો અને કાળા રગના માણુસોના ગુલામોનો પણ પિતા છે, તેનો હુ અવિશ્વાસ કરી શકતો નથી. ગમે તેમ થાઓ પણ તેના નિયમો ભગ કરવાની હિમ્મત કરવી એ મને ઉચિત નથી."

## પ્રકરણ ૩૪ મું.-સિરાક્યુસ શહેરમાં પત્ર-દાસોદ્ધારનો યત્ન.

સિરાક્યુસ શહેરમા એક ગુલામ પકડાયાથી ત્યાના સ્વતત્ર પક્ષના રહેવાસીઓએ સરકારના કામદારોના હાથમાથી તેનો ઉદ્ધાર કરીને તેને કેનેડામા મોકલ્યો. એ રહેવાસીઓને દબાવવા માટે સરકારે એક લશ્કરની ટુકડી મોકલી હતી, પરન્તુ લશ્કર બેપરવા થઈ ગયાથી ગુલામને નસાડી મૂક્યો હતો. પાર્કર આ ખબર સાભળીને ઘણોજ ખુશ થયો.

જે દિવસે ગુલામને છોડાવવાનુ કામ થયુ હતું, તેના સ્મરણને માટે સિરાક્યુસના રહેવાસીઓએ વાર્ષિક ઉત્સવની સભા બોલાવી હતી. ખાસ કારણથી સભામા પાર્કર હાજર થઈ શક્યો નહોતો, છતા એક લાંબો પત્ર લખીને તેણે એકત્ર થયેલા માણુસો પ્રત્યે મોકલ્યો હતો.

એ પત્રમાં પાર્કરે એક ઠેકાણે લખ્યુ હતું, કે " જો કોઈ માણુસ એક સીદીની દુકાનપરથી એક તરબૂચની ચોરી કરે, તો નિશ્ચય તેને પૈસાનો દંડ અથવા કેદખાનાની સજા થાય છે, પણ જો તે દુકાનદાર સીદીને તેના સ્ત્રીપુત્ર વચ્ચેથી ચોરી જવામા આવે તો તેને સજા કરવી તો એક બાજુએ રહી, પણ સરકાર પાસેથી આ ચોરીના કામને માટે દશ ડૉલર ઇનામના મળે છે ! "

ગુલામનો કાયદો તોડવાના વિષયમા પાર્કરે એ પત્રમા લખ્યુ હતુ, કે " કાયદો થયાથી કશો અન્યાય રહેતો નથી, એવુ નથી, કેટલાક કાયદાઓ એટલા બધા ન્યાયવિરુદ્ધ છે કે તેને તોડવા, એ સર્વેનુ કર્તવ્ય છે મેરીના રાજ્ય સમયે સરકારે કાયદો કર્યો હતો કે આપણા પૂર્વપુરુષો પોતાના ધર્માનુસાર પરમેશ્વરની ઉપાસના કરી શકશે નહિ, પણ આપણા પૂર્વજોએ તે કાયદો તોડ્યો હતો તેઓને જીવતા ચિતામા બાળી નાખવા લાગ્યા, તેથી તેઓ સમુદ્રપાર થઇને આ દેશમા આવીને વસ્યા. ચિતાનો અગ્નિ તથા ફાસીના માચડાઓ તેઓને રાજનિયમ પળાવી શક્યા નહિ પ્યુરિટને અને કવેનન્ટરોએ, રાજા જેમ્સ અને ચાર્લ્સની આજ્ઞા કેવી રીતે પ્રતિપાલન કરી હતી તે આપ જાણો છો આપણે તે પ્યુરિટન અને કવેનન્ટરોના છોકરા છીએ આપણા ફેફસામા જેનુ લોહી પ્રવાહિત થાય છે તેને શુ આપણે ભૂલી ગયા છીએ ? અમેરિકાનુ હાલનુ સાધારણતત્ર, રાજવિદ્રોહનુ ફલ છે. એક સમયે રાજવિદ્રોહિતાજ આપણા જાતીય સગીતરૂપ થયુ હતુ + + સ્ટાપનો કાયદો અમાન્ય કર્યો હતો તેથી શુ અમેરિકા આજે ગૌરવ અનુભવ કરતુ નથી ? હાલના સમયમા જેટલા અન્યાયી કાયદા બધાયા છે, તેમા નાશી જનારા ગુલામોના વિષયનો કાયદો ઘણોજ ગેરવાજબી છે, એ કેવળ તોડવાને લાયક છે ન્યાયના પવિત્ર નામથી હુ સઘળા કાયદાના શોખીનોને વિનતિ

કરૂ છું, કે તેઓ આ ગેરવાજબી કાયદાને તોડે. જો સંભવ જણાતો હોય તો શાન્તભાવથી અને નહિ તો બલપૂર્વક તોડવો જોઇએ. એમ કરવામા માણુસપણાનો ક્લેશ, પૈસાની હાનિ અને કેદખાનું પણ સહન કરવુ જોઇએ. એક વખત એવો પણ હતો કે જ્યારે ધર્મ-પાલન કરવામાં બહુજ કષ્ટ ભોગવવુ પડતું હતું.

ઇ. સ ૧૮૫૪ મા વર્જિનિયામાથી એક માણુસે આવીને બોસ્ટનની કૉર્ટમા અરજ કરી કે ત્યાથી આન્થાનિ બર્નસ નામનો એક ગુલામ બોસ્ટનમા નાશી આવ્યો છે. તેથી તેના નામનુ વૉરન્ટ નીકળ્યુ અને બર્નસને એક ખોટા અપરાધને માટે પકડીને બંદીવાન કરવામા આવ્યો બીજે દહાડે તેને ચોકીદારો બેડી નાખીને કૉર્ટમા લાવ્યા. હમણા સુધી તેણે શો અપરાધ કર્યો છે તે સાબીત થયુ નહોતુ, એટલુજ નહિ પણ તે વેચાતો લીધેલો ગુલામ પણ નહોતો, તો પણ ગુન્હો સાબીત થયા વિનાજ ન્યાયાધીશ તેને તેના દુશ્મનના હાથમા સોપાવવાને તૈયાર થયો. એટલામા દયાસાગર પાર્કર પોતાના મિત્રોની જોડે કૉર્ટમા હાજર થયો. કેદીની જોડે વાતચીત કરતા તેને જણાયુ કે તે માણુસ ઇચ્છા રાખે છે કે તેનો પક્ષ પકડીને કોઈ મુકર્દમો ચલાવે પાર્કરના વકીલે આવીને એવી તો દલીલો દર્શાવી કે જેથી ન્યાયાધીશે તેની ફરિયાદ બધ રાખી.

આ બનાવને બીજેજ દિવસે પાર્કરે બોસ્ટન શહેરમા એક મોટી જગ્યાએ સભા બોલાવી સભામા હજારો માણુસો એકઠા થયા. સભાના ઉદ્દેશ બે હતા–પહેલો, ગુલામગીરી ઉપર જનસાધારણનો તિરસ્કાર વધારવો, અને બીજો, લોકોના મન વિશેષ ઉત્તેજિત કરીને સર્વેએ મળીને બન્દીવાન ગુલામનો છૂટકો કરવો એમા પ્રથમથીજ એવી સલાહ થઈ હતી, કે પાર્કરે પહેલા એક ભાષણ આપવું અને ભાષણ સાંભળતા સાંભળતા જ્યારે લોકોના મન એકત્ર થાય ત્યારે સૌએ

કેદખાનાની જગ્યાએ જઈ પહોંચીને તે ગુલામને છોડવી લાવવો.

પાર્કરે એકત્ર થયેલા માણુસોની આગળ આવીને તેઓને વર્જિનિયાવાસીઓની સહયોગી પ્રજા તરીકે સંબોધન કર્યું આનું પરિણામ તેણે આશા રાખી હતી તેવુંજ થયુ. સર્વે "નહિ, નહિ", કહીને બૂમો પાડી ઉઠયા. જે વર્જિનિયા દેશના રહેવાસીઓ એક અનાથ સીદીને ગુલામગીરીના નરકમા નાખવાની તજવીજ કરે છે, તેઓના સહયોગી તરીકેનુ સબોધન સભામાંના માણુસોથી સહન થઇ શકયું નહિ.

ત્યારપછી પાર્કરે તેઓને બોસ્ટનના રહેવાસી કહીને અભિવૃષ્ટિનો આરભ કર્યો. તેનુ જીવનચરિત્ર લખનારે લખ્યુ છે, કે આ સમયે તેના હ્રદયના આવેગથી તેનુ આખુ શરીર ધ્રૂજવા લાગ્યુ હતું અને તે એકાદ છેડાયલા મત્ત સિહની પેઠે ગર્જના કરવા લાગ્યો હતો. તે અફસોસ કરીને કહેવા લાગ્યો કે, જૉન હેનરીક તથા આડમ્સ વગેરે મહાપુરુષોની પવિત્ર ભૂમિમાજ આ ધિક્કારવા યોગ્ય કામ થયુ છે; અને બોસ્ટનના રહેવાસીઓ વિશેષરૂપથી આ ધિક્કારપાત્ર કામમા મદદ કરે છે પાર્કરે કહ્યુ કે આપણા દોષથીજ આવી ખરાબ અવસ્થા થઇ છે. તેની બોલવાની મતલબ એ હતી, કે જો બોસ્ટનના રહેવાસીઓ પહેલાથીજ સાવચેત હોત તો જોડાયેલા રાજ્યના ઉત્તર ભાગમા ગુલામગીરીનુ બલ આટલુ બધુ વધી શકતજ નહિ. "આખરે હવે આપણે વર્જિનિયાની પ્રજા થયા છીએ! વર્જિનિયા હવે પોતાના હાથ વિસ્તારીને પ્યુરિટનોના આ શહેરમા માણુસની ચોરી કરે છે! મહાશયો! આજે હવે તે સ્વતત્ર બોસ્ટન રહ્યુ નથી. + + હવે તો આપણે આ વર્જિનિયા પ્રદેશની સહયોગી પ્રજા બન્યા છીએ!" (આ ઠેકાણે શ્રોતાઓ મોટેથી બોલ્યા, "નહિ, નહિ, આમ કહેશો ના.") "આપ જો દેખાડી શકો કે હું

જેમ કહુંછું, તેમ ખરેખર બન્યું નથી, તો હું મારી વાત ખેંચી લઉં. ભાઇઓ ! હું નાનો જુવાન નથી, મેં ઘણી વેળાએ સ્વતં-ત્રતાને માટે આનન્દનો અવાજ સાભળ્યો છે, પરન્તુ સ્વતત્રતાનેમાટે કાર્યનું અનુષ્ઠાન થતું મ્હેં વધારે જોયુ નથી. હુ આપને પૂછુ છુ, કે આપણને કામ જોઇએ કે વચન જોઇએ ?"

પાર્કર થોડુ થોભ્યા પછી બોલ્યો,—"ગુલામને પકડનારાઓ ધારે છે કે આવતી કાલે સવારમા તેઓ તે હતભાગ્ય માણસને એક ગાડીમાં લઇ જશે. (આ ઠેકાણે સભાના માણસો બોલી ઉઠયા કે તેઓ એમ કદી પણ કરવા પામશે નહિ.) જુઓ, મહા-શયો ! ગુલામગીરીનો કાયદો સર્વત્ર ચાલે છે, છતા એક બીજો કાયદો આપના હાથમા પણ છે. જ્યારે આપ ઉચિત સમજો ત્યારે તેને કામમાં લઈ શકો તેમ છો. મહાશયો ! હું એક ધર્મયાજક છુ, હું શાન્તિ ઇચ્છુંછુ, પરન્તુ સ્વતંત્રતા એ મારો ઉદ્દેશ છે. આ સમયે શાન્તિની રક્ષા કરવાથી તે ઉદ્દેશ સિદ્ધ થતો નથી. તો હવે હુ આપને પૂછુ છુ કે આપ શુ કરશો ?" સભામાથી એક માણસ બોલ્યો, "ગોળીનો બાર કરો, ગોળીનો બાર કરો," "કોઇને ગોળી માર્યા વિના પણ એ કાર્ય કરી શકાય છે. ખચિત માનજો કે જેઓ બોસ્ટનમાં માણુસ પકડવા આવ્યા છે, તેઓ બધા કાયર પુરુષો છે એક પણ ગોળી નહિ મારતા આપણે દૃઢપ્રતિજ્ઞ થઇનેજ ઉભા રહીએ, અને સ્પષ્ટ કહીએ કે આ માણસને બોસ્ટનથી લઇ જવા પામશો નહિ; તો તેઓ તેને કદી પણ લઇ જઇ શકશે નહિ." ("બરાબર કહ્યું, બરાબર કહો છો" ચારેબાજુથી અવાજો અને પ્રશંશાસૂચક તાલીઓ પડી.)

પાર્કરે સભામા કહ્યુ કે, સઘળાઓએ કાલે કૉર્ટની પાસે નવ વાગે આવવું. આ કહેવુ સઘળાઓએ હાથ ઉંચા કરીને કબૂલ કર્યું;

પરન્તુ કેટલાક માણસોએ એવો અભિપ્રાય આપ્યો કે આજે રાત્રેજ બંદીખાનામા જઇને બદીવાનને છોડાવી લાવીએ તો કેમ? પાર્કરે એ બાબતમા સભાનો મત પૂછતા થોડાજ માણસોએ સમતિને માટે હાથ ઉચા કર્યા, તેથી સ્થિર થયુ કે કાલે નવ વાગેજ બધા કૉર્ટની પાસે આવે.

આગળ એવી વાત થઇ હતી કે આજ રાત્રેજ કેદખાનામા જઇને બદીવાનને છોડાવી લાવવો, પરન્તુ તે વિષે તેનુ કોઇ ચિહ્ન જણાયુ નહોતું, તથાપિ કેટલાક માણુસો એટલા બધા ઉત્તેજિત થયા હતા કે તેઓએ કોઇની રાહ ન જોતા તેજ રાત્રે પોતે પૂરેલી જગ્યાએ જઇને બદીવાનને છોડાવી લાવવાનો યત્ન કર્યો. તેઓ એ વિષયમા કેટલા ફતેહમદ થયા હતા તે વિષે હવે પછી કહીશુ.

પાર્કર પોતાની ખુરશી ઉપર બેઠા પછી અમેરિકાના અદ્વિતીય-વક્તા અને પાર્કરનો પરમબધુ વેન્ડલ ફિલિપ્સ ઉઠયો. તે રાત્રેજ પૂરી રાખેલા બદીને છોડાવી લાવવાનો તેનો મત પ્રથમ નહોતો.

તેણે જોયુ કે પાર્કરના ભાષણથી સાભળનારાઓ ઘણાજ ઉત્તેજિત થયા છે, તેથી કદાચ સર્વ બદીને છોડાવવામાટે કેદખાનામા દોડી જશે, આવુ ધારીને તેણે સઘળાઓને શાન્ત કરવાની મતલબથી ભાષણ કરવાનો આરભ કર્યો. પરતુ તેની મોહિની શક્તિથી સર્વેએ ખરેખર શાન્તભાવજ ધારણ કર્યો. તેજ વેળાએ સભામા એક માઠા સમાચાર આવી પહોચ્યા.

કેટલાક અસ્થિરમનના માણસોએ બીજાની દરકાર ન કરતા કેદખાના ઉપર ઘેરો નાખ્યો તેઓએ ત્યા જઇને એક મોટા લાકડાની મદદથી એ કેદખાનાનો બહારનો દરવાજો ભાગી નાખ્યો. આ બનાવથી સરકારી માણસે એક ઘટ વગાડીને પોલીસને બોલાવી. એકમેક વચ્ચે લઢાઇ થઇ, એક હોદ્દેદાર મરણ પામ્યો, કેવી રીતે તેનુ મૃત્યુ

થયુ, આક્રમણકારીના મારથી કે કર્મચારીઓની કોઈ જાતની અસાવચેતીથી, તેની કંઇ પણ ચોકસી થઇ શકી નહિ. જલદીથી પોલીસના સિપાઇઓ આવ્યા. એ ઉપરાત ભોગજોગે વૉલ ટિયર લશ્કરની એક ટુકડી પણ ત્યા આવી પહોંચી. આક્રમણકારીઓનો મનોરથ સિદ્ધ થવો હવે મુશ્કેલ જણાયો, જેથી તેઓ સર્વ પાછા ગયા.

સભામા આ ખબર આવી પહોચી તે વેળાએ બધુ પૂરૂ થઇ ગયુ હતું, તેથી સભાના માણસો જઇને આક્રમણકારીઓની જોડે સામેલ થાય તોપણ બદીવાનનો છૂટકો થવાની સભાવના નહોતી વગર સમજે થયેલા કામથી બદીવાનને મુક્ત કરવાની ભવિષ્યની આશા ઓછી થઈ ગઇ. સરકારના માણસો વધારે સાવચેત થયા. લશ્કરથી બદીવાનને સર્વદા સાચવવામા આવતો હતો આ નિષ્ફલ આક્રમણ શુક્રવારે રાત્રે થયુ હતુ. શનિવાર ચાલ્યો ગયો રવિવારે સવારે પાર્કરે પોતાના દેવળમા જઇને આ બનાવને લગતું એક તેજસ્વી ભાષણ કર્યુ.

સીદી બન્દીવાનના ઉપર ચોરીનો અપરાધ મૂકીને તેને પકડવામા આવ્યો હતો. ચોરીનો ગુન્હો સાબીત કરવા તો એક બાજુએ રહ્યો, પણ તે માણસ કદી પણ ગુલામ હતો એવુ કોઇ યોગ્ય પ્રમાણ પણ દેખાડવામા આવ્યું નહોતુ પાર્કર અને તેના મિત્રોની તરફથી રોકેલા વકીલે એવી તો ઉત્તમ રીતે બદીવાનનો મુકદ્દમો ચલાવ્યો હતો કે ન્યાયાધીશોને તેને અપરાધી ઠરાવવાનુ મુશ્કેલ થઈ પડયુ. ગમે તેમ હો, પણ સર્વે સમજ્યા કે તે માણસને ખચીત હમેશનુ નરક ભોગવવામાટે મોકલાવશેજ. બીજો કઇ ઉપાય ન જોતા પાર્કરે તથા તેના અનુચરોએ તેને સ્વતંત્ર કરવામાટે વેચાતો લેવાની તજવીજ કરી, પરન્તુ તેમા પણ કાઇ વળ્યુ નહિ

પાર્કર તથા તેના મિત્રો હવે વિવિધ પ્રકારની જાહેર ખબરો લખીને શહેરના રસ્તા ઉપર ચોટાડવા લાગ્યા. પાર્કર પોતે જાહેર

ખબર લખતો હતો. દુર્ભાગ્ય બંદીવાનનો છૂટકો અને ગુલામના વેપાર ઉપર ઘણો ધિક્કાર ઉત્પન્ન કરવાની જાહેર ખબરના પ્રચારની મુખ્ય મતલબ હતી. છેલ્લી જાહેર ખબરનો મર્મ આવો હતો· "ગુલામને સાચવનારના ઉપર કોઇએ પણ હથિયાર ફેંકવાં નહિ. તેઓ જ્યારે દુર્ભાગ્ય સીદીને લઈ જાય, ત્યારે શહેરના રહેવાસીઓ એ રસ્તો છોડીને ઉભા રહીને બોસ્ટનનો આ અતિશય લજ્જાસ્પદ તથા અપમાનસૂચક દેખાવ જોવો, અને ત્યાંથી પાછા આવીને એવા ઉપાયો યોજવા કે જેથી યોગ્ય માણસો રાજકર્મચારીના હોદ્દાપર પસંદ થઇને રાજ્યનો સારો બંદોબસ્ત તથા સન્માન સાચવે." દુર્ભાગ્ય ગુલામની રક્ષા કરવામાટે દાસરક્ષક કમીટીએ બનતી તજવીજ કરી હતી, પરન્તુ કોઇ પણ રીતે તેઓનો પરિશ્રમ સફલ થયો નહિ.

દુર્ભાગ્ય સીદીને લઇ જવાને દિવસે બોસ્ટનના રસ્તામા લોકોની ઘણીજ ભીડ થઇ હતી. ઘરના બારી બારણામા અસંખ્ય માણસો ઉભા ઉભા આ ધિક્કારવા લાયક દેખાવ જોવા લાગ્યા. દુર્ભાગ્ય ગુલામને વચમાં રાખીને ચારે બાજુએ હથિયારબંધ સિપાઈઓ, સિપાઈઓની ચારે બાજુએ કવાયતી લસ્કર અને તોપો હતી. એક માણસ પોતાના દેહને પોતાનો ગણીને વરતે તેની વિરૂદ્ધમા આટલી બધી તૈયારી હતી !! જે રસ્તામાથી સીદીને લઇ જવામા આવે તે રસ્તાના બેઉ બાજુના ઘરના રહેવાસીઓને પાર્કર અને તેના સાથીઓએ અરજ કરી હતી કે એને લઇ જવાની વેળાએ તેઓ શોક ચિહ્નરૂપે પોતાના મકાનની સામે કાળા રંગનુ વસ્ત્ર રાખે. તેની એ અરજ સર્વે રીતે પાળવામા આવી હતી. એ ઉપરાંત મુડદુ લઈ જવાની વખતે અથવા કોઈ શોકસૂચક બનાવમા ખ્રિસ્તીઓની રીતિ પ્રમાણે જેમ ધીરે ધીરે ઘંટો વગડાય છે તેમ તેની સલાહ મુજબ શહેરના ઘંટો પણ વાગવા લાગ્યા !!

દુર્ભાગ્ય દાસને લઈ જવાની વેળાએ "આગ લાગી, આગ લાગી," એવો મોટો અવાજ થયો. તે દાસત્વ વિરોધી કોઇ ચતુર માણસનું કામ હતું. આગ હોલવવા માટે બંબો નીકળ્યો, તે એકદમ લશ્કરની ટુકડી ભેદીને ગયો, પરન્તુ બંબો જતો રહ્યો કે તરતજ કવાયતી લશ્કર પ્રથમની પેઠે ગોઠવાઇ જવાથી આ છેલ્લી યુક્તિનું પણ કંઈ ફલ થયું નહિ.

જે અન્થોની બર્નસને ( Anthony Burns ) આટલી હરકતો ભોગવીને દક્ષિણ ભાગમાં હમ્મેશાંનુ દુઃખ ભોગવવામાટે મોકલ્યો હતો, તેણે ત્યાં પહોચીને પરમેશ્વરની કૃપાથી સ્વતત્રતા મેળવી. તે માણુસ દક્ષિણમાં ગયા પછી તેના શેઠે વિચાર્યું કે થિયોડર પાર્કરે જ્યારે તેનો હાથ પકડયો છે, ત્યારે તે ખચીત ખરાબ થઈ ગયો છે. વેચાતા લીધેલા ગુલામમાં જે ગુણ હોવા જોઇએ તે ગુણ હવે તેમા નથી, તેથી બોસ્ટનના રહેવાસીઓએ એકત્ર કરેલા ડૉલરો લઇને શેઠે બર્નમને છોડી દીધો.

બર્નસ સ્વતત્રતા મેળવીને યત્નપૂર્વક ભણ્યો અને ધર્મયાજકનું વ્રત લઇને પોતાની જાતિમા ધર્મપ્રચાર કરવા લાગ્યો ભણીને બર્નસે પાર્કરને કેટલાક કૃતજ્ઞતાપૂર્ણ પત્રો લખ્યા હતા. ધર્મયાજકના કામમાં બર્નસ એટલી બધી મહેનત ઉઠાવતો હતો કે તેને ક્ષયરોગ થયાથી તે અકાલે મરણ પામ્યો

પાર્કરને વિશેષરૂપથી દમન કરવામાટે સરકારના માણુસોએ તેના નામે એક વૉરન્ટ કાઢયું. તે જાણીજોઇને સરકારના કામદારોના કામમા હરકત પહોચાડે છે, તેથી તેને અપરાધી ગણ્યો હતો. અમેરિકાના વક્તા વેન્ડેલ ફિલિપ્સ વગેરે પાર્કરના કેટલાક મિત્રોના ઉપર પણ આવા વૉરટો નીકળ્યા હતા

પાર્કર પોતાના નિયમ પ્રમાણે આઠ વાગ્યા પછી બેસીને લખતો

હતો, એટલામાં કોઇએ તેનો દરવાજો ઠોકયો. પાર્કરે કહ્યુ, "ઓરડામા પધારો." એક માણુસ ઓરડામા આવીને કંઇક લજ્જિત ભાવથી ઉભો રહ્યો. પાર્કરે તેનો હાથ લઇને તેનો સત્કાર કર્યો. તે માણુસે પૂછ્યુ, "આપજ શુ રેવરન્ડ પાર્કર છો?" પાર્કરે કહ્યુ, "એજ મારૂ નામ છે. આપ કૃપા કરીને બેસો." તે માણુસે કહ્યુ, "હુ આપની જોડે કોઈ વિષયે વાત કરવા ઇચ્છું છુ " આ સાભળીને એક સ્ત્રી ત્યા હતી તે જતી રહી, ત્યારે તેણે કહ્યુ, "મહાશય, હું એક અપ્રીતિકર કાર્ય કરવા આપની પાસે આવ્યો છુ. હુ આપને કૉર્ટમા લઇ જઇશ." પાર્કરે કહ્યું, "આટલુજ કેની? બીજું તો કંઈ નહિ ને?" તે માણસની જોડે જરૂરની કેટલીક વાત કરીને પાર્કર દશ વાગે એક વકીલને સાથે લઇને ૧૫૦૦ ડૉલરો અને તેના સમાજના ત્રણ મેમ્બરોને જામીન આપીને ઘેર પાછો આવ્યો.

તેણે નક્કી કર્યું હતું કે કેદખાનાની સજા થશે તો ત્યા દર અઠવાડિયે એક ઉપદેશ લખીશ અને તે ઉપાસનાલયમા વચાઇને બીજે દહાડે સવારમા પ્રકટ થશે. દર શનીવારે એક પ્રાર્થના લખીશ. એક ખડ ઉપદેશ ( Sermon ) પુસ્તક તૈયાર કરીશ કેટલાક મહાપુરુષોના જીવનચરિત્ર લખીશ. ધર્મના ઐતિહાસિક વિકાસપર એક પુસ્તક લખીશ. એના સિવાય રૂશિયાની ભાષા તથા સાહિત્યનો અભ્યાસ કરીશ.

તા. ૩ જી એપ્રીલ ૧૮૫૫ નો દિવસ મુકર્દમામાટે મુકરર થયો, પણ મુકર્દમો ચાલ્યો નહિ પાર્કરના પક્ષના વકીલોએ સાબીત કર્યું કે કાયદા પ્રમાણે આવો મુકર્દમો ચાલી શકે નહિ ન્યાયાધીશે પાર્કરને મશ્કરીમા કહ્યુ, "તમે આ વખત એક ગાડના છિદ્રમાથી નાશી ગયા છો!" પાર્કરે જવાબ આપ્યો, "બીજીવાર આવુ બનશે તો હુ એના કરતા મોટું છિદ્ર તૈયાર કરીશ."

વકીલોની મદદ લઇને પોતાનો પક્ષ સમર્થન કરવા માટે પાર્કરે એક મોટો પ્રબન્ધ રચ્યો હતો. તેનું જીવન લખનારે આ પ્રબંધની ઘણી તારીફ કરી છે. એમાં અસાધારણ વિદ્વત્તા, કવિત્વ અને સદ્‌યુક્તિ એકત્ર થયેલા હતાં. ન્યાયાલયમા તે વંચાયો નહિ, તેથી પાર્કરે તેને બદલીને તથા વધારીને ઇ. સ. ૧૮૫૫ માં ૨૨૦ પાનાંની એક ચોપડીના આકારમાં પ્રકટ કર્યો હતો. આ પુસ્તકમાં બોસ્ટનના ન્યાયાધીશ પ્રત્યે તીવ્ર વ્યંગ હતા, તેથી ન્યાયાધીશના સગા—વહાલાંના મનમા ક્લેશ ઉત્પન્ન થયો હતો. અનાથ સીમ્સની સ્ત્રી અને નાના બાલકોની વેદનાથી જેઓના મનમાં ક્લેશ થતો નથી, તેઓને એક વ્યંગોક્તિથી જે માનસિક દુઃખ ઉત્પન્ન થાય છે તેની કીંમત કેટલી હોય ?

## પ્રકરણ ૩૫ મું.—અયોગ્ય લઢાઈ સામે વાંધો-ગુલામીના વેપારના વિસ્તારનો ઉદ્યોગ—જોન બ્રાઉન.

યુનાઇટેડસ્ટેટ્સમા ગુલામનો વેપાર પ્રબલ ન થાય, તેનેમાટે પાર્કર વિશેષ નજર રાખતો હતો. ટેક્સસ ( Texes ) દેશ યુનાઇટેડસ્ટેટ્સની સાથે જોડવાથી પાર્કર સમજી શક્યો કે રાજ્યમા ગુલામગીરીનો ધંધો વિસ્તારવાનુ આ પહેલુ પગથિયુ છે, એટલે તે વેપારના પક્ષપાતીઓના પ્રદેશની સંખ્યા જેટલી વધશે તેટલી અમેરિકાની મહાસભામા તેમની બહુમતિ પણ વધશેજ, અને તેથી ગુલામગીરીનો ધંધો નીકળી જવાની આશા કોઈ કાલે રહેશે નહિ.

ઇ. સ. ૧૮૪૨ મા ટેકસસ પ્રદેશ યુનાઇટેડસ્ટેટ્સના હાથમા આવ્યો હતો, ત્યાર પછી બીજે વર્ષે મેકિસકોથી યુદ્ધ થયુ. ગુલામગીરીના પક્ષપાતીઓ આ લઢાઇનો પક્ષ કરવા લાગ્યા; અને વિરોધીઓ તેને ગેરવાજબી કહીને વિરોધ કરવા લાગ્યા. પાર્કરે આ લઢાઈની

સામે ઘણાક ઉપદેશ અને ભાષણો આપ્યાં હતાં.

બોસ્ટનના એક જાહેર સ્થાનમાં લઢાઈની વિરૂદ્ધમાં બોલવાની એક જાહેર સભા બોલાવીને ત્યા પાર્કર વગેરે કેટલાક વક્તાઓએ લઢાઇના અનિષ્ટ પરિણામ અને ન્યાયવિરૂદ્ધતા સિદ્ધ કરી હતી. આ સભામા લઢાઇના પક્ષપાતી માણસો અને લશ્કરી માણસો બહુ હાજર થયાં હતાં.

પાર્કર ભાષણ કરવા લાગ્યો, ત્યારે તેને નાના પ્રકારની વાતો પૂછીને તેના ભાષણમા તેઓ હરકત પહોચાડવા લાગ્યા, એટલુજ નહિ પણ તેને મારી નાખવાનો ભય દેખાડવા લાગ્યા; પરન્તુ તેઓ કોઇ પણ રીતે આ ઓગણીસમી સદીના ધર્મવીરનુ મુખ બધ કરી શક્યા નહિ. તે વેળાના અમેરિકાના એક વર્તમાન પત્રમા આ વિષે આવું લખ્યું હતું–"પાર્કરે કહ્યું હતુ કે જો હજારો વાર મરવું પડે તો પણ સારૂ છે, તથાપિ આવી ગેરવાજબી લઢાઇમા અમે હથિયાર ઝાલીશુ નહિ. ("એને નાખી દો" ઇત્યાદિ વાક્યથી સામેવાળાઓએ બૂમો પાડી) મને નાખીને પછી શુ કરશો ? (ઘરની બહાર ખેચી જઇશું) તેથી શુ ઉપકાર થશે ? તેથી કાઇ આ ગેરવાજબી લઢાઇનુ કલંક ધોવાશે નહિ, એથી આ લઢાઈનુ પાપ કઈ ઓછુ થશે નહિ.

પાર્કરે તે વેળાએ નિડરપણે લઢાઇસબધી સર્વ પ્રકારની સમાલોચના કરીને એવી ઘણી વાતો કહી હતી, કે જેથી જે લોકો ઇચ્છાપૂર્વક આ લડાઇમા વૉલટીયર લશ્કરમા સામેલ થયા હતા તેઓને શરમાવુ પડયુ હતું પાર્કરે કહ્યું કે ફિલાડેલફિયાના રસ્તામાં રાજનીતિજ્ઞ વેબસ્ટરે વૉલટિયર જુવાનોને નહોતું કહ્યું કે તમે જઇને તમારા દેશનુ ગૌરવ સાચવો ! સભામાથી એક માણસે કહ્યું કે તેણે મારૂ કર્યું હતું. પાર્કરે જવાબમા કહ્યુ કે, 'દેશના ગૌરવ'ને બદલે તેણે કહેવુ જોઇતું હતું કે 'દેશનુ કલક સાચવો' કેમકે આ ગેરવાજબી

લઢાઇમા ઉતરનાર દરેક વૉલટિયર અમારી જાતિના કલક સરખો છે.

પાર્કરે જણાવ્યુ હતું કે વેબસ્ટરે પોતેજ એક વેળાએ કહ્યું હતું, કે લઢાઇ એ આ દેશના રાજનિયમની વિરૂદ્ધ હોઇને તેને માટે તે (વેબસ્ટર) પ્રેસીડૅન્ટને દોષિત સિદ્ધ કરશે, કારણ કે એજ માણસ આ ગેરવાજબી લઢાઇનો પક્ષ સમર્થન કરે છે, અને સ્પષ્ટ કહે છે કે ગમે તો તે વાજબી હો કે ગેરવાજબી હો, પરતુ દેશનુ કામ કરવું જોઇએ. "હું વૉલટિયર લશ્કરને દોષ આપતો નથી, પરંતુ જે પ્રસિદ્ધ માણસો આપણી જાતિને છેતરે છે, તેઓને હુ દોષિત ગણું છુ." (એને મારી નાખો, મારી નાખો, કહીને સામા પક્ષવાળા અહિ મોટો શોરબકોર કરવા લાગ્યા, અને લશ્કરી માણસો તલવાર દેખાડવા લાગ્યા!) "નાખી દઇશુ?" તમે નાખી દેઇ શકશો નહિ! "મારી નાખીશુ?" હુ એકલો હથિયાર વગર ઘેર ચાલ્યો જઈશ. છતા તમારામાથી કોઇ પણ મારો એક વાળ પણ વાકો કરી શકશો નહિ. પાર્કરનો આવો દ્રઢ નિર્ણય જોઇને સઘળા નરમ પડી ગયા ભાષણ પૂરૂ કરીને તે પોતાના કહેવા પ્રમાણેજ વગર હથિયારે ઘેર ચાલ્યો ગયો. કોઇએ તેને સ્પર્શ પણ કર્યો નહિ!

એક નજરોનજર જોનારે કુમારી કબને આવા એક બનાવની વાત કહી છે. ગુલામોનો પક્ષ લઇને ન્યૂયૉર્કમા એક સભા થઈ હતી. પાર્કર ગ્યાલેરીમા ઉભો રહીને ભાષણ સાભળતો હતો, એટલામાં એક ભાષણ કરનારે કહ્યું, કે "આ વાતપર થિયોડર પાર્કર શુ કહે છે, તે હુ સાભળવા ઇચ્છુ છુ." પાર્કર તરત સામે આવીને બોલ્યો, "આપ શુ સાભળવા ચાહો છો? આ વિષયે થિયોડર પાર્કર જે કહે છે, તે હુ આપને જણાવુ છુ."

સભામા મોટી ગરબડ મચી ગઇ, નાખી દો, નાખી દો, મારી નાખો, એવી બૂમો માણસો પાડવા લાગ્યા. પાર્કર પોતાની બહોળી

છાતી કાઢીને જમણી અને ડાબી બાજુએ આખ ફેરવીને ડર્યા સિવાય બોલ્યો, "મને શુ નાખી દેશો? શું મને મારી નાખશો? આપ તેવું કઈજ કરી શકશો નહિ. આ વિષયમા મારે જે કહેવાનું છે તે હવે હું કહીશ." તેની હિમ્મત જોઇને સર્વ મૂગાજ થઇ ગયા.

ઈ સ. ૧૮૫૯ માં એક કાયદો થયો હતો કે ગુલામીધંધો યુનાઇટેડસ્ટેટ્સની અમુક ખાસ હદમાજ રહેશે, તેની ઉત્તર તરફના પ્રદેશમાં એ ધધો થઈ શકશે નહિ; પરન્તુ હમણા ગુલામીધધાના પક્ષપાતીઓના યત્નથી એ કાયદો રદ થઇને એવો નવો નિયમ થયો કે એ સીમાથી ઉત્તર ભાગના કોઈ પ્રદેશમા પણ જો યુનાઇટેડસ્ટેટ્સમા તે પ્રદેશને સામેલ કરવા સમયે ગુલામગીરીનો ધધો ચાલતો હશે તો તે પછી ત્યા પણ ગુલામગીરી ચાલી શકશે. આ નવો કાયદો બધાયાથી યુનાઇટેડ રાજ્યના ઉત્તર ભાગના દાસત્વ વિરોધી માણસો ઘણાજ ઉદાસ થયા.

ગુલામગીરીને ચહાનારાઓની કોશીશથી ગુલામીધંધાવાળા બે નવા પ્રદેશો યુનાઇટેડસ્ટેટ્સમા ભળવાથી સૅનેટ તથા પ્રતિનિધિ સભામાં દાસત્વના પક્ષપાતી સભાસદોની સખ્યાની વૃદ્ધિ થઇ અને આખા રાજ્યમા તે પક્ષ પ્રબળ થઈ પડયો.

આ ઠેકાણે અમે પાર્કરના પરમબધુ એક ખરેખરા સાધુ પુરુષનુ ગુણકીર્ત્તન કરીને અમારી કલમને પવિત્ર કરીશુ તેનુ નામ જોન બ્રાઉન હતું. ગુલામગીરીના ધધાને તે મહાપાતક તરીકે માનતો હતો જે બે પ્રદેશોની વાત ઉપર લખવામા આવી છે, તેમાના એક પ્રદેશનુ નામ કાનસાસ છે. ત્યા લઇ જઇને વેચાતા ગુલામોને છોડાવવાની મતલબથી ઘણા સાથીઓ તથા પોતાના પુત્રોને લઇને બ્રાઉન કાનસાસ પ્રદેશમા છુપો રહેવા લાગ્યો. છુપીરીતે પોતાની મતલબ પાર પાડવામાટે વિવિધ પ્રકારના ઉપાયો તે કરવા લાગ્યો. તે અને તેના સાથીઓ વેચાતા ગુલામોને સ્વતત્રતા અપાવવામાટે ઘણા પ્રકારનાં કષ્ટ

ભોગવવા લાગ્યા. તેના માણુસો આ પ્રદેશના રહેવાસીઓમા છુપી રીતે રહીને ગુલામોને ખરીદી લેતા હતા. બ્રાઉન પોતે, તેના પુત્રો અને સોબતીઓ સર્વે સીદીઓના ભલાને માટે જે વિપત્તિ સહન કરતા હતા, તે સાંભળીને આશ્ચર્ય થાય છે કે માણુસ માણુસને માટે આટલું બધુ કરી શકે છે! બ્રાઉનની પાસે જે કઇ ધન–દોલત હતી તે સર્વે તેણે ગુલામોની સેવામાં અર્પણ કરી હતી. અનાહાર, તબુનું કષ્ટ, રોગયત્રણા, શત્રુનો મોટા મારો, કેદખાનું, વિરોધીઓના નાના પ્રકારના જુલમ, પીડિત તથા જખમી સોબતીઓને લઇને ખુલ્લા રોગીષ્ટ સ્થળમાં જમીન ઉપર સૂવુ, ઇત્યાદિ નાના પ્રકારના ક્લેશ કેટલાક મહિના સુધી તે ભોગવતો હતો, એટલુંજ નહિ પણ કોઇ કોઇ વખતે મૃત્યુમુખમા પણ પડયો હતો.

પોતાનાજ દેશબંધુઓ તરફથી આવુ કષ્ટ ભોગવીને કપ્તાન બ્રાઉન ઘણા ગુલામો એકઠા કરીને તેઓને કાનડાદેશમાં છોડી દેતો હતો. પરન્તુ કેવળ તેઓને ગુલામગીરીથી મુક્ત કરીનેજ તે સતુષ્ટ થતો નહોતો. ગુલામીનો ધધો કરનારાઓને સજા કરવાનો કોઇ ઉપાય શોધવાનો વિચાર તે કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે છૂટેલા ગુલા-મોને લઇને પોતાનુ ટોળુ વધારતા જવુ. ક્રમે કરીને તે ટોળુ મોટુ થઇ પડશે. તેઓ પાસેના પહાડમા છુપીરીતે રહેશે, અને ગામોમા તથા નગરોમા જઇ સીદીઓને પકડી લઇને સ્વતત્રતા આપવાથી તેમની સંખ્યા બીજી પણ વધશે. કપ્તાન બ્રાઉને ધાર્યું હતું કે આ ઉદ્દેશ સફળ થશે.

કપ્તાન બ્રાઉને જે મોટા કામમા હાથ નાખ્યો હતો તે ઘણા પૈસાનુ કામ હતું. તેના પોતાના હાથમા જે કંઇ હતું તે બધુ ખર્ચાઈ ગયું હતું.

ઓગણીસમા સૈકાના આદર્શ સાધુ થિયોડર પાર્કરે તેના માટે પૈસા એકઠા કરવાનુ માથે લીધું હતું. તે એક કમિટીદ્વારા પૈસા

એકઠા કરીને બ્રાઉનની પાસે મોકલતો હતો. બ્રાઉનના ઉપર તેનો પૂરેપૂરો વિશ્વાસ હતો. તે જાણતો હતો કે પૈસાનો સારોજ ઉપયોગ તે કરશે. એક દિવસે કમિટીના એક મેમ્બરે કહ્યુ, કે બ્રાઉન કેવી પદ્ધતિથી કામ કરે છે, તે આપણે જાણવુ જોઇએ. કદાચ તેનો યત્ન નિષ્ફળ પણ જાય. પાર્કરે કહ્યું કે " કોઇ વિષયમા ફતેહમંદ થવું હોય તો પ્રથમ તેમા કેટલીક વખત નિષ્ફળ થવાને તૈયાર રહેવુજ જોઇએ." લોકો સંપૂર્ણ વિશ્વાસથી પાર્કરના હાથમા પૈસા આપતા હતા. તેના ઉપર તેના અનુચરો તથા મિત્રોનો એવો વિશ્વાસ તથા ભરૂસો હતો કે તેના માગવાથી શામાટે જોઇએ છે, તે પણ નહિ પૂછતા પૈસા આપતા હતા.

હવે બ્રાઉનના વિષયમા કંઇક કહીએ છીએ તેનો હેતુ ગુપ્ત રાખવામા તે ફતેહમંદ થયો નહિ. એક દુષ્ટ માણસે કોઇ પ્રકારે બ્રાઉનનો છુપો સંકલ્પ જાણી લઇને લઢાઇ ખાતાના મંત્રી (Secretary) ને એક કાગળમા તે લખી જણાવ્યો આ કાગળમા લખ્યુ હતું, કે એક છુપી સભા થઇ છે, તેનો ઉદ્દેશ દક્ષિણ પ્રદેશમા બળવો ઉઠાવીને ગુલામોને સ્વતંત્રતા આપવાનો છે. જોન બ્રાઉન તેનો નાયક છે. ગયા શિયાળામા તેણે કાનડા જઇને ત્યાના સ્વતંત્ર થયલા સીદીઓને લઢાઇ કરવાનુ શીખવ્યુ છે. એક ગોરો લશ્કરી માણસ તેને મદદ આપે છે, એઓએ ઘણાક હથિયારો તથા લઢાઇની સામગ્રી એકઠી કરી છે. બ્રાઉન ખબર મોકલશે કે તરતજ કાનડા તથા યુનાઇટેડ-સ્ટેટ્સના ઉત્તર ભાગમાથી ઘણા માણસો નાની નાની ટુકડીમા વહેં-ચાઇને દક્ષિણ પ્રદેશમા જઇને લઢાઈ કરશે.

આ કાગળમા કોઇના નામની સહી નહોતી, જેથી લઢાઇ ખાતાના મંત્રીએ પત્રમા લખેલા વિષય ઉપર કંઇ પણ ધ્યાન આપ્યુ નહિ.

તા. ૧૬ ઑક્ટોબર ૧૮૫૯ ને રવિવારે રાત્રે બ્રાઉને 'હાપર્ટિસ

ફૅરી' નામની જગ્યાએ સરકારી લઢાઇને સામાન રાખવાની જગ્યા તાબે કરી. સરકારનું લશ્કર ત્યાં આવી પહોચ્યાથી બન્ને વચ્ચે મોટી લઢાઇ થઇ. ધીરે ધીરે બ્રાઉનને એક મોટી વિપદ્‌મા ફસાવુ પડયુ. તેણે જોયું કે લઢાઇમાં જય મેળવવા જતાં તેના આશ્રિત ઘણા માંદા માણુસો, અનાથ સ્ત્રીઓ અને બાળકો માર્યા જશે. તે ધારત તો લઢાઇમાં જય મેળવીને બીજા વીરોની પેઠે શહેરને બાળી નાખીને સૈન્ય તથા સ્વતત્ર કરેલા સીદીઓને સાથે લઇને ચાલ્યો જાત, પણ યુદ્ધ કરીને વીર પદવી મેળવવાનો તેનો ઉદ્દેશ નહોતો. દુ:ખીના દુઃખ દૂર કરવાં એજ તેની મતલબ હતી, તેથી તેણે જ્યારે જોયુ, કે યુદ્ધ કરવામાં અનાથ સ્ત્રી તથા છોકરા માર્યા જશે, ત્યારે તે લઢાઇથી દૂર રહ્યો. પરન્તુ શત્રુઓ દૂર કેમ થાય ? તેથી તેણે તાબે થવાનુ પસંદ કર્યું. સામા પક્ષના એક સિપાઇએ દોડી આવીને વગર હથિયારવાળા બ્રાઉનના શરીરપર જખમ કરીને પોતાની નીચતા તથા કાયરપણાની ઓળખાણ આપી. બ્રાઉન પોતાના સાથીઓની સાથે બંદીવાન થયો ।

બંદીવાન અવસ્થામા બ્રાઉનને જે પ્રશ્નો પૂછાયા હતા તેના ડર્યા વગર તેણે સ્પષ્ટ જવાબો આપ્યા હતા

"તમારો ઉદ્દેશ પૂરો કરવા માટે તમે ધાર્યું હતું કે રહેવાસીઓની હત્યા કરવી ?"

"મને તે કરવાની ઇચ્છા નહોતી, પરન્તુ તમે તે કરવા મને ફરજ પાડી હતી."

"આમ કરવામા તમારી મતલબ શી હતી ?"

"કેવળ ગુલામોને છોડવવાનોજ મારો ઉદ્દેશ હતો. તેના સિવાય બીજો નહોતો."

"આવુ કામ શા માટે કર્યું ?"

"મેં ઉચિત કામ કર્યુ છે. ગુલામીધધાની વિરૂદ્ધમાં યત્ન

કરવો ઉચિતજ છે. **તમે બીજાની પાસેથી જેવા વ્યવહારની ઇચ્છા રાખો છો તેવો તેના તરફ રાખો.** + + ગરીબ ગુલામોને માટે હુ અહિ આવ્યો છું, કોઇની તરફથી બદલો મેળવવાની ઇચ્છાથી આવ્યો નથી. જે ગરીબ માણસો તમારા કરતાં ખરાબ નથી, અને પરમેશ્વરની આખે તેઓની કીંમત તમારા કરતા ઓછી નથી, તેવા જુલમ સહન કરનારાઓને મદદ કરવા માટેજ હું અહિ આવ્યો છું. અત્યન્ત ધનવાન તથા સામર્થ્યવાન માણસોનો ન્યાય મેળવવાનો હક્ક હુ જેમ માન્ય કરૂ છુ, તેમ હુ ઘણાજ ગરીબ, દુર્બળ, કાળા રંગના, જુલમ સહન કરનારા ગુલામોનો પણ ન્યાય મેળવવાનો હક્ક સ્વીકારૂ છુ, અને તેવી ભાવનાથીજ હુ આ કાર્ય કરતો હતો. દુ:ખી, જુલમ સહન કરનારાઓને મદદ આપવામા આત્મશાતિ સિવાય મેં બીજા કઇ પણ ઇનામની આશા રાખી નથી. જુલમ ખમનારાઓના રોવાના અવાજે મને અહિ ખેચી આણ્યો છે. ”

“ તમે છુપીરીતે આ કામ શામાટે કર્યું ? ”

“ ઉદ્દેશ સફળ થવાને માટે એની જરૂર સમજીને કર્યું હતું. બીજુ કઈ કારણ નહોતું ”

સ્મિથે ન્યૂયૉર્ક હેરલ્ડ નામના એક વર્તમાનપત્રમાં છપાવ્યુ હતું કે “ ગુલામોના રક્ષકોને ગુલામગીરીના ગેરફાયદા જણાવવાથી તે કોઈ પણ તે વાત સાભળનાર નથી. દક્ષિણ ભાગમાં લઢાઈ કરીનેજ એ ધધો કાઢી નાખવો જોઇએ. તમે શું તે બાબત વાચી હતી ? ”

“ નહિ, કેટલાક દિવસ થયા ન્યૂયૉર્ક હેરલ્ડ મેં જોયુંજ નથી. પરન્તુ તમારી વાતથી જણાય છે તે વર્તમાનપત્રની જોડે મારો મત મળતો આવે છે. મારો મત સ્મિથના જેવો છે, ગુલામો રાખનારાઓને સમજાવીને ફતેહમંદ થવાની કઈ પણ આશા નથી. + + + ” એક વિશેષ પ્રશ્નના જવાબમાં તેણે કહ્યું, “ હું મારી સઘળી યોજના પ્રકાશ

કરવી ઉચિત સમજતો નથી." + + જે માણુસ તેની જુબાની લખી લેતો હતો તેણે પૂછ્યુ કે, તમારે બીજું કંઈ કહેવાનુ છે? બ્રાઉને કહ્યુ, કે "હુ ચોરીનો ધંધો કરવા માટે આવ્યો નથી. ગેરવાજબી જુલમ સહન કરનારાઓને મદદ કરવા અહિ આવ્યો હતો. વળી એક વાત કહું છુ કે દક્ષિણ પ્રદેશના રહેવાસીઓ ગુલામીના રિવાજ વિષે જલદીથી કંઈ ફેંસલો કરે. તમે બહુજ સહેલાઇથી મારો પ્રાણ લઇ શકશો. હુ તો ઘણોખરો મરી ચૂકયોજ છુ, પરન્તુ સીદીઓના વિષયમા કંઈક રસ્તો થવો જોઇએ. + + + આત્મરક્ષાને માટે અમારે કેટલાક માણુસ મારવા પડયા હતા. + + એવો ઠરાવ રાખ્યો હતો કે જે માણુસ અમારા ઉપર હથિયાર ધારણુ કરશે નહિ તેને અમે મારીશુ નહિ."

"યુનાઇટેડસ્ટેટ્સમા જેટલા ગુલામો છે, તે સઘળા જો તમારા હાથમાં આવે તો તમે શુ કરો?"

બ્રાઉને સતેજ થઇ કહ્યુ, "તેઓને સ્વતંત્ર કરી મૂકુ."

એક લશ્કરી માણુસે પૂછ્યુ, કે "મરવા પહેલા તમે કોઇ ધર્મયાજકની પાસે ધર્મજનિત સાંત્વના મેળવવાની ઇચ્છા રાખો છો કે નહિ?" બ્રાઉને જવાબ દીધો કે, "ગુલામીરીવાજના પક્ષપાતીઓને હુ ખ્રિસ્તી માનતો નથી; તેથી મારી આગળ ગુલામીગીરીના પક્ષપાતી પાદરીની કશીજ જરૂર નથી."

ગુલામીરીવાજનો પક્ષપાતી એક પાદરી બ્રાઉનની પાસે આવીને બોલ્યો, કે હું તમારા દેહાન્ત સમયે પુરોહિતનુ કામ કરવા ઇચ્છુછુ. બ્રાઉને જવાબ આપ્યો, "ચોર અને ઠગો મારા મૃત્યુની વેળાએ હાજર થઈ શકે, પરન્તુ ગુલામીના પક્ષપાતી કોઇ પાદરીની એ સમયે મને જરૂર નથી. જો મને પોતાને પસંદગી કરવા દેવામાં આવે, તો હું ગુલામગીરીના પક્ષપાતી પાદરીને બદલે, ગરીબ—કપડાં

વિનાના સીદીના છોકરાઓ તથા તેની દુઃખી માતાની વચ્ચે ઘેરાઇને ફાંસીપર ચઢવાનું વધુ પસંદ કરીશ. હુ જ્યારે ફાસીએ ચઢવાને જાઉં ત્યારે પાદરીને બદલે એવાં દુઃખી સીદીનાં છોકરા તથા સ્ત્રીઓ મારી સાથે ચાલે તેમા હું વધારે ગૌરવ માનીશ. હુ ઇચ્છુ છુ કે આ ગુલામીના ચાલને પસંદ કરનારા પાદરીઓ મારે માટે પ્રાર્થના કરવા કરતાં તેમને પોતાને માટેજ પ્રાર્થના કરે."

બ્રાઉન કેદખાનામાથી ફાસીના માચડા ઉપર જતો હતો ત્યારે તેણે રસ્તામાં જોયુ કે એક સીદણ પોતાના નાના છોકરાને પોતાના ખોળામાં લઇને ઉભી હતી. તે તેને જોઇને જરા ઉભો રહ્યો, અને તેણે તે બાળકને સ્નેહથી ચુમ્બન કર્યું. અમેરિકાના પ્રખ્યાત ટ્રિબ્યુન વર્તમાનપત્રના એક લખનારે આ પ્રસગ પોતાની આખે જોઇને લખ્યુ હતું, કે "દેશને માટે પ્રાણ આપતી વેળાએ જોન બ્રાઉને શાંત પ્રફુલ્લ ચહેરાથી કેદખાનુ છોડયુ તેના મુખપરનુ મૃદુહાસ્ય જોતા જણાતું હતું કે તેણે પોતાના દુશ્મનોને ક્ષમા આપી હતી. આખા શહેરમાના તેના શત્રુ તથા મિત્રોમાથી તે દિવસે તેના જેવુ પ્રફુલ્લ હૃદય બીજા કોઇનુ પણ થયુ હશે નહિ. તેના દરેક વચનમા પૌરુષત્વ તથા હિમ્મત પ્રકાશ થતા હતા. ધીર તથા દૃઢભાવથી આગળ વધીને તે ગાડીમા બેઠો જેલર કપ્તાન એવિસ અને પહેરેગીર તેની જોડે એકજ ગાડીમા બેઠા હતા. તેના ઉપર જેલરની ગભીર ભક્તિ ઉત્પન્ન થઇ હતી. પહેરેગીર પણ બ્રાઉનની ઘણીજ પ્રશસા કરતો હતો. તેના મૃત્યુની વેળાએ હુ (પત્ર લખનાર) છેક પાસે ઉભો રહીને લક્ષપૂર્વક તેને જોતો હતો. તે પોતાની સામેનો દેખાવ એક નજરથી જોઇને વીરની પેઠે સરલભાવથી ઉભો રહ્યો, અને બોલ્યો, કે "ચારે બાજુએ પ્રકૃતિની શોભા આવી રહેલી છે." થોડા વખતથી તેણે તે જોઇ નહે'તી. તેથી તેની આખે તે વધારે શોભાયમાન જણાઇ હતી.

પાસે ઉભેલા એક માણુસે તેને કહ્યું, કે " તમને અમારા કરતા વધારે આનદી જોઇએ છીએ." તે મહાપુરુષે ઉત્તર આપ્યો, " મને આનદ થવોજ જોઇએ."

કપ્તાન બ્રાઉનના મૃત્યુ સમયે તેનો પરમ મિત્ર થિયોડર પાર્કર રોગી અવસ્થામાં ફ્લારન્સમા રહેતો હતો. તેણે આ ખબર સાભળીને પોતાના દેશના એક મિત્રને પત્ર લખ્યો હતો. તે પત્ર એક ચોપાનિયામાં પ્રકટ થયો છે. એના છેલ્લા ભાગમાં આ મનોહર વાર્તા લખી હતી કે, "સ્વર્ગમા જવાનો માર્ગ રાજસિંહાસનથી જેટલો સીધો છે તેટલો સીધો ફ્રાસીના માચડાપરથી પણ છે, જણાય છે કે બેઉ માર્ગ એક સરખા સહજ છે. The road to Heaven is as straight from the gibbet, as from the throne, Perhaps also, as easy.

મે ૧૮૫૬ મા પાર્કરના પરમ બધુ ચાર્લસ સમનરે સૅનેટની સભામા કાનસર પ્રદેશમા ગુલામોનો ધધો વધારવાની વિરુદ્ધમા એક હૃદયભેદી ભાષણ કર્યું હતું. ભાષણ સાભળતા સાભળતા ગુલામીના પક્ષપાતી સભાસદો ઘણાજ વિરુદ્ધ થઇ પડચા, તેમાથી પ્રેસટન બ્રુકસ નામના એક માણુસે તો બહુજ ગુસ્સામા આવી જઇને સમનરના શરીર ઉપર હથિયારનો ઘા કર્યો. સાધુ સમનરને આ કારીઘા વાગ્યાથી તે તરતજ જમીન ઉપર પડી ગયો. તેને સભામાથી લઇ જઇને યોગ્ય ડૉક્ટરના હાથમા સોપ્યો.

સમનર જખમી થયાથી યુનાઇટેડસ્ટેટ્સના ઉત્તર ભાગના રહેવાસીઓ ઘણાજ ગુસ્સે થયા. જેના યોગે પ્રેસિડૅન્ટની ચુટણી વખતે ગુલામગીરીને પસદ કરનાર માણસ નહિ ચૂટાય તે બાબતમા તેઓ સાવચેત થયા. પરન્તુ તેઓની આશા પૂર્ણ થઈ નહિ. પસદ કરનારાઓમા ગુલામગીરીનો પક્ષ વધારે હોવાથી તેઓના મતનો માણસજ

ચૂટાયો. આ પ્રમાણે આ બાબતમાં હાર થવાથી પાર્કરે વિચાર કર્યો કે હવે લઢાઇ કરવા સિવાય બીજો ઇલાજ નથી.

આ વિષયમા તેણે પોતાની નોધ બુકમા આવુ લખ્યુ હતું, કે " આપણુને જરૂર લઢાઇ કરવી પડશે. કેટલાક મહિના સુધી ગૃહયુદ્ધ થશે, તેથી ધારૂ છુ કે હવે બીજાં પુસ્તક વેચાતા લઇશ નહિ. મારી સપત્તિ બધી સરકાર છીનવી લેશે. હુ પહેલા લઢાઇનો આરભ કરીશ, તેથી રાજદ્રોહી તરીકે મને ફાસી મળશે, માટે હવે હુ મારી સંપત્તિ જૂદી પાડીશ. જેથી મારી સ્ત્રીની સપત્તિમા કઈ હરકત પહોચે નહિ. "

ઇ. સ. ૧૮૬૦ મા સભાપતિ ચૂંટવાના વિષયમા ગુલામીના વિરોધીઓનો છેવટે જય થયો. એબ્રાહિમ લિકન યુનાઇટેડસ્ટેટ્સનો પ્રેસિડૅન્ટ થયો. પરન્તુ પ્રેસિડૅન્ટ તે પક્ષનો હોવાથી શુ વળનાર હતું ? સ્થિતિજ એવી થઇ પડી હતી કે જેથી લઢાઇ થયા વિના નિકાલ આવે તેમ નહોતું.

છેવટે લઢાઈનુજ રણશિગડુ વાગ્યુ ! ભયકર આગ સળગી ! ઇ. સ. ૧૮૬૧ થી ૧૮૬૫ સુધી અમેરિકાનુ આકાશ રણધ્વનિઓથી ગાજી રહ્યુ ! દુર્ભાગ્ય સીદીઓને માટે હજારો માણુસો તોપોના મુખે માર્યા ગયા ! धर्मयुद्धे मृतो वापि तेन लोकत्रयं जितं અન્તે ન્યાય, સત્ય તથા હિતૈષણુાનોજ જયધ્વજ ફરકયો ! હજારો માનવોના શોણિતવડે યુનાઇટેડસ્ટેટ્સનુ ગુલામગીરીરૂપ કલક ધોવાઈ ગયુ !

## પ્રકરણુ ૩૬ મુ—હદપાર મહેનત અને મંદવાડ.

પાર્કરનુ કામ હવે દહાડે દહાડે વધવા માંડયુ. તેને રાત્રિ–દિવસ સખ્ત મહેનત કરવી પડતી હતી. તેનુ શરીર કુદરતી રીતેજ તન્દુરસ્ત તથા સબળ હોવાથી લાબા વખત સુધી આવી હદપાર મહેનત

તેનાથી સહન થતી હતી, બીજા માણસથી તેમ થવુ અશક્ય હતું.

અઢાર અથવા વીસ વર્ષની ઉમ્મરમા તો ઘણે ભાગે એમજ બનતું કે પાર્કર પોતાના પિતાના ખેતરમા ચોવીસ કલાકમાંથી વીસ કલાક કામ કરતો હતો. ધર્મયાજકના કામમા જોડાયા પછી અધ્યયન વગેરેના કાર્યમા રાત્રિ–દિવસના ૨૪ કલાકમાંના ૧૭ કલાક ઘણીક વખતે તે ગાળતો હતો.

પરન્તુ શરીર ગમે એટલુ તન્દુરસ્ત તથા બળવાન હોય તોપણુ હદપાર મહેનતનુ ફળ તો માઠુજ આવે છે. તા. ૨૪ ઑગસ્ટ ૧૮૫૩ ની રોજનીશીમાં પાર્કરે લખ્યુ છે, કે આજે મને ૪૩ મુ વર્ષ બેઠુ. હું ધારતો હતો કે મારા પૂર્વજો જેવી રીતે લાંબુ આયુષ્ય ભોગવી ગયા છે તેમ હુ પણુ ભોગવીશ, પરન્તુ હવે મને જણાય છે કે હુ વૃદ્ધાવસ્થા સુધી જીવતો રહીશ નહિ. ગયા ત્રણુ વર્ષમા મારી ઘણી તન્દુરસ્તી તથા બળની હાનિ થઈ છે. હવે તો ઇચ્છાશક્તિની મદદથીજ મારે કામ કરવું પડે છે. પહેલા હુ સ્વતઃ ઉત્પન્ન થયેલા વેગથી કામ કરતો હતો, અને ઇચ્છાશક્તિનો ઉપયોગ તે વેગને દબાવવા પાછળ મારે કરવો પડતો હતો. ઇચ્છાશક્તિને મરવું પડવાના વિચારથી મને જેમ દુઃખ થતું નથી, તેમ આનન્દ પણુ થતો નથી.

\+ \+ \+

સેકડો પ્રકારના લોકહિતકર કામો તથા બોસ્ટનના મંદિરમાં ઉપાસના તથા ભાષણુ કરવુ પડવા ઉપરાત પાર્કરના ઉપર બીજાં પણુ કામો વધ્યાં હતા. એ અરસામા ‘વાટરટાઉન’ નામના નગરમાં એક સ્વતંત્ર ધર્મસમાજ સ્થાપિત થઇ. ઘણાક માણુસો દેશપ્રચલિત ધર્મ છોડીને વિશુદ્ધ ભાવથી પરમેશ્વરની ઉપાસના તથા ખરેખરૂં ધર્મતત્ત્વ શીખવાની મતલબથી દર શનિવારે નિયમિતપણે એકઠા થવા લાગ્યા. આ સભા પાર્કરના ધર્મપ્રચારનુજ ફળ હતું. પાર્કરને તેઓએ

બોલાવ્યો. પાર્કરે ખુશીથી તેનુ આચાર્યપદ લીધુ. તે શનિવારે વાટર-ટાઉનમાં અને રવિવારે બોસ્ટનમા ઉપાસના તથા ભાષણ નિયમિત-પણે આપવા લાગ્યો.

અમે આગળ લખી ગયા છીએ કે પાર્કર સત્યપ્રચારને માટે આખા અઠવાડિયા સુધી વિવિધ પ્રકારનાં કષ્ટ સહન કરીને યુનાઇટેડ રાજ્યના જૂદા જૂદા સ્થળોમા ફરીને રવિવારે પાછો ઘેર આવીને મંદિરમા ઉપાસના કરતો હતો. એક વાર તેવા પ્રચારાર્થે ફરવામાં અનાહાર તથા અનિદ્રાનુ કષ્ટ ભોગવીને તે એક નદીમા રેલ આવેલી તે જગ્યાએ આવ્યો. ત્યાં રાત્રે તેની ટ્રેન ઉભી રહી આખો દહાડો કંઈ ખાધુ નહોતું ને રાત્રે પણ કશુ મળ્યુ નહિ. આ પ્રમાણે અસુ-ખાકારી ભરેલી જગ્યામા આખી રાત્રિ સૂવુ પડવાથી પ્રાતઃકાળે ઉઠતા તેની છાતીની જમણી તરફ એક પ્રકારની વેદના થવા લાગી. આવી વેદના તેણે પહેલા કોઇ દિવસે અનુભવી નહોતી. તથાપિ તેનો સત્ય-પ્રચારનો ઉત્સાહ દૂર થયો નહિ તેણે સિરાકયુસમા ભાષણ આપ્યુ, તથા ત્યાથી મર્મનોના પ્રદેશ સુધી જઇને પ્રચાર કર્યો. ત્યાથી આખી રાત્રિ રેલવેમા મુસાફરી કરીને તે એક અસુખાકારીભરી જગ્યાએ પહો-ચ્યો. ત્યા એક કલાક સૂતા પછી તે દિવસ અને રાત તેના શરીરને તાવ ચઢેલો રહ્યો. આમ છતા ભાષણ આપવાનુ તેણે બંધ રાખ્યુ નહિ. ભાષણો કરીને ઘેર આવીને બીજે દિવસ વાટરટાઉન અને બોસ્ટનમા તેણે આચાર્યનુ કામ કર્યુ. ત્યાર પછી પણ કેટલાક અઠવાડિયા સુધી માંદા શરીરે તે પ્રચારનુ અને બીજુ કાર્ય કરવા લાગ્યો એક કલાક પણ ઉભા રહેવાનુ સામર્થ્ય પોતાના શરીરમા જણાતા તે ભાષણ આપવા જતો હતો

પણ દરેક બાબતની હદ હોય છે. હવે પાર્કરથી કામ થવુ મુશ્કેલ થઇ પડયુ. તે પથારીવશ થયો. પરન્તુ પાર્કરને પોતાના મનમા

એક અદ્ભૂત વિશ્વાસ આવ્યો. તેણે ધાર્યું, કે રવિવારે તે દેવળમાં ઉપાસના તથા ભાષણ કરશે, તેથી તેના ઔષધનુ કામ થશે. મિત્રાં તથા ડૉક્ટરોએ મના કરી, પરન્તુ તેનો વિશ્વાસ કોઈ રીતે હઠયો નહિ. કુટુમ્બની જોડે ગાડીમા બેસીને તે દેવળમાં ગયો. એક લાકડી અને તેની સ્ત્રીની મદદથી આચાર્યને ઉભા રહેવાની જગ્યાએ તે ગયો. દેવળમા ચારે બાજુએ નજર કરીને જોયુ તો લગભગ બે હજાર માણુસો તેના મુખમાથી નીકળતા શબ્દો સાભળવાની વાટ જોતા હતા.

ઉપાસના તથા ભાષણ કરીને પાર્કર પોતાને ઘેર ગયો. તાવ વધ્યો, પરન્તુ પાછો જરા સારી હાલતમા આવતા તેનો પહેલાનો સસ્કાર જતો રહ્યો. તેણે વિચાર કર્યો, કે ઉપાસના અને ભાષણ કર્યાથી શરીર સારૂ થયુ છે.

પાર્કરની સમાજના સભાસદોએ પોતાના આચાર્યના મંદવાડને માટે એક વિશેષ સભા ભરીને નક્કી કર્યું, કે તન્દુરસ્તી સુધારવાને માટે યૂરોપમા જવા સારૂ તેને ૬ મહિનાની રજા આપવી, અને પગાર ૧૬૦૦ ડૉલરથી વધારીને ૨૪૦૦ ડૉલરનો કરવો. પાર્કરે ધાર્યુ કે મારૂ શરીર આગળના કરતા સારૂ થયુ છે, હવે રજાની જરૂર નથી. અહિ રહીનેજ ઔષધ કરીશ. જે પગાર વધારવામા આવ્યો હતો તે તેણે વધારે તથા અનાવશ્યક ધારીને પાચસો ડૉલર તેણે ઓછા લીધા.

કેટલાક દિવસ મહેનતથી પાર્કરને દૂર રાખવાથી તેની તન્દુરસ્તી સુધરશે, એમ વિચારીને તેનો એક મિત્ર તેને સાથે લઇને દેશના મનોરમ સ્થળોમા ફરવાને નીકળ્યો. મિત્રના સહવાસમા કેટલાક દિવસ ફરીને પાર્કરે ઘણો આનન્દ અને વિવિધ વિષયનુ જ્ઞાન મેળવ્યુ.

તેના મિત્રો આગ્રહથી વિનતિ કરવા લાગ્યા કે તન્દુરસ્તી સુધારવામાટે કેટલાક મહિના યૂરોપમા જઇને રહો, પરન્તુ તે ન માનતાં

પાર્કરે સાધારણ માણસોની કેળવણી તથા ઉન્નતિ માટે દેવળમાં વિવિધ વિષયપર જાહેર ભાષણો આપવાનો આરંભ કરી દીધો. ફ્રાંકલિન વગેરે મહાન્ પુરુષોનાં જીવનચરિત લઇને અતિ સુંદર તથા સારગર્ભ ભાષણો તે આપવા લાગ્યો.

રોગી શરીરે હદપાર મહેનત કરવાને લીધે વળી પાછો તે માંદો પડયો. ફેફસામાં પાણીનો સચાર થવાથી આઠ મહિના સુધી તેણે કષ્ટ ભોગવ્યુ. એમાંથી સાજો થતાં પાછો ભગદર રોગમાં તે ફસાઈ પડયો. સારા ડૉક્ટરોએ વાહાડકાપ કર્યાથી એ રોગથી તે છૂટયો ખરો, પણ હવે વશપરપરાનો ક્ષયરોગ કે જે માતૃ-સપત્તિ તરીકે તેને મળ્યો હતો અને આજ સુધી છુપો હતો તે રોગ હાજર થયો.

વાહાડકાપથી તેનુ શરીર ઘણું દુર્બળ થઈ ગયુ હતું. પરન્તુ તેથી શું થાય? ૧૫ ગાઉ દૂરની એક જગ્યાએ તેના એક મિત્રનો એક બાળક પાણીમા ડૂબીને મરી ગયો હતો, તેની ઉત્તરક્રિયા કરવાને માટે તેણે પાર્કરને વિનતિ કરી તેનુ શરીર તે વેળાએ એટલે છેટે જઇને આવુ કોઈ કામ કરવાને યોગ્ય નહોતું, પરન્તુ તેનું હૃદય કોઈ રીતે રોકાયુ નહિ—તે ગયો. શોકાર્ત કુટુમ્બને તેનાથી જેવી સાત્વના મળશે તેવી બીજા કોઈનાથી મળવાની નથી, એમ લાગવાથી પાર્કર જલ-દીથી ત્યા ગયો. યથાનિયમથી તે કામ તેણે પૂરૂ કર્યું ખરૂ, પણ રેલવેમા બેસવા જતા બરફના ઉપરથી પગ લપસી ગયાથી તેને ઘણું વાગ્યુ ત્રણ અઠવાડિયાં સુધી આ પીડાને લીધે તે ચાલી શક્યો નહિ, પરતુ દેવળનું કાર્ય તો તે રૂડે પ્રકારે કરતોજ રહ્યો હતો.

હદ વગરની મહેનતથી પાર્કરનુ શરીર દિવસે દિવસે દુબળું થતું જોઇને તેના મિત્રો ભયભીત થયા, પરન્તુ તેને તેના કામથી દૂર રાખવાનું અશક્ય થઇ પડયુ.

શરીરની રક્ષા માટે કેટલાક દિવસ સુધી વિશ્રામ કરવાની તેમણે વિનતિ કરી. પાર્કરે તેના જવાબમાં કહ્યું, કે "દેશની સ્થિતિ કેવી ખરાબ છે, તેનો તો વિચાર કરી જુઓ ? ગુલામના વેપારીઓ પોતાની શક્તિ વધારવા માટે સર્વદા ખટપટ કર્યા કરે છે. તેઓ જે ઇચ્છે છે, તે આપવાને સરકાર પણ તૈયાર છે. + + નીતિની આવી અધોગતિ જોઇને હું મૂગો ઉભો રહી શકતો નથી. ગુલામીપ્રથાને–લીધે ગુલામોનુ તથા દેશના સર્વ રહેવાસીઓનું જે ભયંકર અમગળ થાય છે, તે રોકવાને માટે જેટલી બની શકે તેટલી મહેનત મારે કરવીજ જોઇએ એમા મારો જીવ જાય તો ભલે જાય. આ ભયાનક પાતકને દેશપરથી ટાળવાના કાર્યમાં પ્રાણ આપવો પડે તો તેના જેવુ બીજુ પવિત્ર કામ એકે નથી.'

પાર્કરે પોતાના એક બીજા મિત્રને કહ્યુ હતું, કે "પરમેશ્વરે મને જે કાંઈ શક્તિ આપી છે, તેનો હું મનુષ્યસેવામા ઉપયોગ કરીશ. મારા ચાર કરોડ ભાઇ–બ્હેનો (આ ઠેકાણે સીદી ગુલામો વિષેજ તે કહે છે.) મૂગા મૂગા ક્લેશ ભોગવે છે. તેઓ મુખથી બોલી શકતા નહિ હોવાથી પોતાના હાથ ઉચા કરીને મને ઇસારતથી કહે છે, કે તમે અમારી વતી વાત કરો હુ તેઓને માટે મારાથી જે કાંઇ બનશે તે કરીશ. + + હુ જીવુ કે મરૂ, તેથી શુ? મારે જે કરવુ જોઇએ, તે તો કર્તવ્ય કર્યાથીજ થશે." જે મિત્રની આગળ પાર્કરે આ વચનો કહ્યા હતા તેણે કહ્યુ કે, "પરમેશ્વરના કાર્યમા પ્રાણ આપવાને તત્પર હોય એવો પાર્કરના જેવો દૃઢ ખ્રિસ્તી વિશ્વાસુ મેં બીજો કોઇ પણ કદી દીઠો નથી."

તથાપિ પાર્કર શરીર સાચવવાની ફરજ સમજીને કેટલાક મિત્રોન સહવાસમા કેટલાક દિવસ વિશ્રામ કરવા લાગ્યો. ડૉક્ટરના કહેવાપરથ ઇંગ્લાડના માજી મત્રી ગ્લાડસ્ટને જેમ એકવાર થોડા દિવસને માટે સર્વ

કામ ત્યાગીને વિશ્રામ કર્યો હતો—પરતુ તે સમયમા તેણે બાઇબલનો નવો તરજુમો બરાબર થયો છે કે નહિ તે જોવા માટે તેને હિબ્રુ અને ગ્રીક ભાષામા લખેલા મૂળ ગ્રન્થો સાથે સરખાવી જોયો હતો!—પાર્કર પણ પોતાના વિશ્રામકાલમા જર્મન કવિઓની કવિતાઓનું અગ્રેજી ભાષામા ભાષાન્તર કરવા લાગ્યો!

મદવાડ વળી પાછો વધ્યો. આ વખતે તે પોતે સમજ્યો કે હવે તેના જીવનનો અત આવ્યો છે. નવુ વર્ષ આવ્યુ તેને જણાયુ કે તેના જીવનનુ આ છેલ્લુજ નવુ વર્ષ છે—મિત્રોને નવા વર્ષની ભેટ આપવાની વેળાએ આ તેની છેલ્લીજ ભેટ—સોગાદો છે. એમ તેને લાગ્યુ.

તેણે તે વેળાની પોતાની રોજનીશીમા લખ્યુ છે, કે તેને હજી એટલુ બધુ કામ છે કે હજી તેનુ જીવન રહેવુ જોઇએ. ઘણી વખતે તો તેને એમજ લાગતુ કે જાણે તેણે પોતાના જીવનનુ કામ હમણાજ શરૂ કર્યું હોય ને! તથાપિ પાર્કરે લખ્યુ છે કે જો તેને ખરેખર એજ વખતે આ લોક છોડવો પડે તો તે કઈ પણ ખેદ કરશે નહિ.

ઉપાસનાલયમાં નવા વર્ષ નિમિત્તે ઉપાસના તથા ઉપદેશ થયો. ઉપદેશનો વિષય એ હતો કે “ધર્મ મનુષ્યને માટે શુ કરી શકે છે?” દુર્બળતાને લીધે આ સમયે પાર્કરે વેદીના ઉપર હાથનો બોજો રાખીને આચાર્યનુ કામ પૂરૂ કર્યું હતું” પાર્કરે પોતાના મિત્રોની આગળ કહ્યુ હતુ, કે જ્યારે તેણે ઘેર જવા માટે મુખ ફેરવ્યુ, ત્યારે તેને પોતાના મનમા જાણે કોઇએ કહ્યું કે “ઓ પાર્કર, આ ભાષણ તારૂ છેલ્લી-વારનુજ છે.”

ત્યાર પછી બીજે રવિવારે પણ તેણે પોતાની સમાજનુ કામ કરવાની ઇચ્છા રાખી હતી. તેના મુખમાથી નીકળતી પ્રાર્થના તથા ઉપદેશ સાભળવાને માટે રવિવારે પ્રાત:કાળે સાભળનારાઓથી દેવળ ચીકાર ભરાઈ ગયુ, પરન્તુ પાર્કરને બદલે તેનો લખેલો એક પત્ર આવ્યો હતો.

પત્રમાં લખ્યુ હતું કે "મારા મુખમાંથી લોહી નીકળ્યુ હતું, તેથી હું ઉપાસનાલયમા આવી શક્યો નથી. ગરીબોને મદદ આપવાના વિષયમા ભૂલ ન થાય ન્યાયપરતા અને પરોપકારનુ અવલંબન કરીને વિનીત ભાવથી પ્રભુને આધીન થઇને વર્તવાથી આ લોક અને પર-લોકમા કલ્યાણ થાય છે, તથા તેનો પ્રેમ આપણા ઉપર સર્વદા વરસે છે."

પત્ર વંચાયો તેથી ઉપાસક મંડળીના સભાસદો ઘણા દિલગીર થયા. સર્વેએ એકત્ર થઇને નક્કી કર્યું, કે વૈદ્યની સલાહ પ્રમાણે કોઈ તન્દુરસ્તીવાળા મુલકમા હવે તેને મોકલાવવો જોઇએ, અને તેને એક વર્ષનો પગાર તથા વિશેષ જરૂર પડે તે પણ આપવુ.

ઉપાસક મંડળીએ પાર્કરના પ્રત્યે ગંભીર કૃતજ્ઞતા પ્રકાશ કરીને એક માનપત્ર આપવાનુ નક્કી કર્યું, અને જ્યારે પાર્કર સુખાકારી મેળવવા માટે વેસ્ટ ઇંડિસ બેટમા રહે ત્યારે તેના ઉપર મોકલવાનુ ઠરાવ્યુ.

પાર્કરના મંદવાડના સમાચાર ફેલાતા ચોતરફથી સહાનુભૂતિ-સૂચક ઘણા પત્રો આવવા લાગ્યા. મંદવાડમા તેના જવાબ લખવાનું અશક્ય થઈ પડવાથી તેણે અમેરિકાના એક મોટા વર્ત્તમાનપત્રમા ઉત્તર આપવાની અશક્તિ માટે સર્વેની ક્ષમા માગી.

મંદવાડમા તેને ઉત્તર આપવાનુ કષ્ટ ન આપવાના હેતુથી ઘણાક બુદ્ધિમાન માણસોએ આજસુધી તેનાપર પત્રો લખ્યા નહોતા. તેઓએ જ્યારે જાણ્યુ કે તે હવે જવાબ આપશે નહિ, ત્યારે તેઓએ તેના ઉપર હૃદયની પ્રીતિ દર્શાવનારા પત્રો લખવાનો આરંભ કર્યો.

એક દાસરક્ષકે બહુજ પ્રીતિપૂર્વક તેને એક પત્ર લખ્યો હતો, તેમા તે લખે છે કે "યુગે યુગે જે સાધુ તથા મહાપુરુષો જન્મ્યા છે તેમનીપેઠે આપદ્વારા સત્યનો જે પ્રકાશ થાય છે તે ટળે નહિ એવો છે. જે નક્ષત્રદ્વારા આ પ્રકાશ આવ્યો છે, તે અદૃશ્ય થયા છતા પણ પ્રકાશ તો રહેશેજ. આપની સાથે અપરિચિત હોવા છતાં જે કરોડો

માણુસ તે પ્રકાશનો લાભ ભોગવે છે તેમાંનો હુ પણ એક છું. આશા રાખુ છુ કે આપના પ્રત્યેની મારી કૃતજ્ઞતા અને પ્રગાઢ ભક્તિ પ્રકાશ કરૂ છુ તેની આપ મને ક્ષમા કરશો. ”

પાર્કરે આ વેળાએ પોતાના કોઈ મિત્રને લખ્યું હતું, કે “ જો હું મ દવાડમાથી સારો નહિ થઇ શકુ તો જે અનન્ત પ્રેમસ્વરૂપ પ્રભુ મારા પોતાના કરતા મારૂ વધારે જતન કરે છે, તેના ઉપર સ પૂર્ણ આધાર રાખીને હુ ચાલ્યો જઇશ. ” ડૉકટરોએ કહ્યું હતું, કે તેની બચવાની આશા ઓછી છે, તે પાર્કર જાણતો હતો; તેથી જે પ્રભુ પ્રત્યે તે સુખ–દુઃખમા સર્વદા નિર્ભર રહેતો આવ્યો હતો, તેના પ્રત્યે હવે સ પૂર્ણ નિર્ભર થયો.

બીજા એક મિત્રને તેણે લખ્યુ હતું, કે “ જે પ્રેમાસ્પદ પ્રભુ મને અહિ લાવ્યો છે, તે જો મને પરલોકમા લઇ જાય તો હુ દુઃખ માનીશ નહિ ” ઘણા દહાડાથી તેણે મને કહ્યુ હતું, કે ‘ આ ક્ષણસ્થાયી સ સારમા લાબી મુદ્દત રહેવાની આશા કરીશ નહિ.’

## પ્રકરણ ૩૭ મું—યૂરોપની મુસાફરી

જે દહાડે પાર્કર ડૉકટરોની સલાહ મુજબ પરદેશ જવાનો હતો તે દિવસે પ્રાતઃકાળે તેના મિત્રો તેના ઘર આગળ ભેગા થઇને દાઉદનું રચેલુ ૨૩ મુ ગીત ગાવા લાગ્યા. તે ગીતનુ થોડુક ભાષાન્તર નીચે આપીએ છીએ.

“ પ્રભુ મારો ગોવાળ છે, મને ખોટ રહેશે નહિ. તે તૃણ પાથરેલા ગાડામા મને સૂવાડે છે, અને શાન્તિપૂર્ણ પાણીને કિનારે કિનારે મને લઇ જાય છે. તે મારા આત્માને શુદ્ધ કરે છે. તે પોતાની મહત્તાનેલીધે મને ધર્મમાર્ગપર ચલાવે છે. જ્યારે હુ પરલોકમા જઇશ

ત્યારે પણ અમંગળનો ડર રાખીશ નહિ; કેમકે તમે મારા સદાના સોબતી છો. તમારૂ પાચનિ અને તમારી લાકડી મને સાન્ત્વના આપશે."

આ ગીત વાંચતાં વાંચતાં પાર્કરને પ્રેમાશ્રુપાત થવા લાગ્યો અને ભાવનાના વેગથી કંઠ બેશી જઈ વધારે વાચી શકયો નહિ. મિત્રો માથાં નીચાં કરીને વિગલિત હ્રદયથી પ્રભુ ઉપર આધાર રાખીને બેઠા.

પ્રભુના નામથી બળ મેળવીને પાર્કર તા. ૩ ફેબ્રુઆરી ૧૮૫૯માં સકુટુમ્બ વિદેશ જવા નીકળ્યો. પહેલા તે બોસ્ટનથી ન્યૂર્યોર્ક ગયો અને ત્યાંથી સ્ટીમરમાં બેઠો.

આ વખતે તેણે લખ્યુ હતું, કે " તારો ભય ભાવનાના વાયુમા ઉડાવી નાખ." ચૌદ વર્ષ ઉપર હુ બોસ્ટનમા ધર્મપ્રચારને માટે આવ્યો હતો. પ્રથમ ત્રીસ વર્ષની લઢાઇને માટે હુ લશ્કરમાં સામેલ થયો હતો. પરતુ અર્ધો કાળ જતામા જખમી થઇને લઢાઇનું મેદાન છોડવું પડ્યુ."

પાર્કર સકુટુમ્બ સાન્ટાક્રુજ બેટમા પહોચ્યો, ત્યા તે દરેક વાતની પૂછપરછ કરવા લાગ્યો. કોણ કહેશે કે તે ત્યા તન્દુરસ્તી મેળવવા આવ્યો છે? જાણે કોઇ વૈજ્ઞાનિક સભાએ સભાસદ તરીકે એ બેટ સબંધી જરૂરી જ્ઞાન મેળવવા માટે ત્યા મોકલ્યો હોયને ! તે કબરો જોવા ગયો, એમાંથી એક વિશેષ જગ્યા શોધીને તે બોલ્યો, કે "આ બેટમાં મારૂ મરણ નીપજે તો આ ઠેકાણે મને દાટવો." પાર્કર નિશ્ચિન્તપણે એશઆરામ કરનારો માણુસ નહોતો. તેણે ભારે રોગમાં સપડાયા પછી પોતાના જીવનવૃત્તાન્તનુ એક પુસ્તક લખ્યુ છે. જેનુ નામ Theodore Parker's experience as a Minister. છે. એ બેટમા તેની તન્દુરસ્તી સુધરી નહિ.

તા. ૧ જુન ૧૮૫૯ ના સવારે દશ વાગે તે ઇગ્લાડના સાઉથેમ્પ્ટન ( Sowthampton ) શહેરમાં પહોચ્યો અને તેજ દહાડે

ત્યાંથી ૩પા ગાઉને છેટે લડન છે ત્યા પહોચ્યો. લંડનમા જઇને જે કઇ જોવા જેવુ હતું તે સર્વ તેણે જોયું.

આ વખતે તેણે કુમારી કબ અને કુમારી કાર્પેન્ટરને પત્રો લખ્યા હતા. એ પત્રમા એક ઠેકાણે લખવામા આવ્યું હતું કે–"ત્રણ વર્ષ થયા મને મદવાડ છે, પરન્તુ હુ તેને માટે એક કલાક પણ દિલગીર થયો નથી. જીવતા રહેવાની ઇચ્છા મને પ્રબળ નથી. જે અનન્ત પ્રેમ આ જગતની ઉત્પત્તિ કરીને પ્રત્યેક જીવને જરૂરના વિષયો આપે છે, તેના ઉપર મારો પૂરેપૂરો વિશ્વાસ છે. હુ ખચીત જાણું છુ, કે મૃત્યુ સર્વદા મગળ કરનારૂ છે, અને તે માત્ર જીવનપથમા એક પગલુ ભરવા બરાબર છે."

લેમાન ( Layman ) નામનો પાર્કરનો એક પરમ મિત્ર તેની સેવા કરવા માટે અમેરિકાથી લડનમા આવ્યો હતો. આ વખતે પાર્કરને ઘણાકો મળવા આવવા લાગ્યા કલકત્તાના બિશપ હેબરના ભાઇનો છોકરો પાર્કરને મળવા આવ્યો હતો. તે અમેરિકામાં પાચ વર્ષ રહીને પાર્કરનો ઉપદેશ સાભળીને ઘણોજ ઉપકૃત થયો હતો. તેણે જવાની વેળાએ તેની આગળ હૃદયપૂર્વક કૃતજ્ઞતા પ્રકાશ કરીને આ દુખી અવસ્થામા દેશભ્રમણમા ખર્ચવાને માટે પૈસા આપવાની ઇચ્છા જણાવી પાર્કર તેનુ સૌજન્ય જોઇને મુગ્ધ થયો ખરો, પરન્તુ પૈસાની મદદ લેવાની તેણે ના પાડી સીદી જોડુ–ક્રાફ્ટ અને તેની પત્ની–પાર્કરને મળવા આવ્યુ તેને જોઇને પાર્કર જેટલો આનન્દિત થયો હતો, તેટલો બીજા કશાથી થયો નહોતો જે દહાડે તેણે તેના સ્વામીના એક હાથમા બાઇબિલ અને બીજા હાથમા તરવાર આપીને ઇંગ્લાડમા મોકલ્યો હતો તે દહાડાની વાત યાદ કરીને તેનુ હૃદય ઉછળ્યુ.

લડનમાં સુપ્રસિદ્ધ ગ્રન્થકાર ટૉમસ બકલને મળવા માટે પાર્કર

ગયો હતો, પરંતુ બકલ ઘરમાં નહોતો, તેથી તેની મુલાકાત થઇ નહિ. બકલ તેને ન મળ્યો,—તેથી તેણે પાર્કરને એક પત્ર લખ્યો હતો, એ પત્રમાં એક ઠેકાણે તેણે લખ્યું હતું કે "પૃથ્વીમાં હાલમાં જે બે જાતિ સર્વથી ઉચ્ચસ્થાન ભોગવી રહી છે, તેમાંની એક જાતિના સર્વ કરતાં આગળપડતા પુરુષ તરીકે હું આપનું અતિશય સન્માન કરૂં છુ. બીજું નહિ તો ફક્ત તેટલા માટે પણ આપની સાથે વાતચીત કરવાને મારૂ ચિત્ત વ્યાકુળ છે."

પાર્કર પારલામૅન્ટ જોવાને પણ ગયો હતો. સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ જૉન બ્રાઇટે તેને આવકાર દઇને ગેલેરીની નીચે બેસવાને જગ્યા આપી હતી. બ્રાઇટનુ ભાષણ સાભળીને પાર્કરે બહુજ આનદ પ્રદર્શિત કર્યો હતો.

આ અરસામા પાર્કરે મેરી કાર્પેન્ટરને એક પત્ર લખ્યો હતો કે "અનેક બાબતો ખ્રિસ્તીધર્મ તરીકે ગણાય છે, દેવળમા જઇને મોઢેથી ઉપાસના બોલવી એ પણ એક જાતનો ખ્રિસ્તીધર્મ છે, એક વેળાએ તો જીવતા માણસને સળગતી ચિતામા બાળી નાખવા, એ પણ ખ્રિસ્તીધર્મ હતો, અમેરિકાના યુનાઇટેડ રાજ્યના અર્ધા ભાગમા મનુષ્યોને પકડવા અને નરનારીને વેચવા એ ખ્રિસ્તીધર્મ છે; આપનો પિતા જે ખ્રિસ્તીધર્મને ચહાતો હતો, જે ખ્રિસ્તીધર્મનું શિક્ષણ આપતો હતો, અને જે ખ્રિસ્તીધર્માનુસારે જીવન ગાળતો હતો તે ખ્રિસ્તીધર્મ ભક્તિ અને નીતિ, એટલે કે પ્રભુપ્રેમ અને મનુષ્યપ્રેમનો હતો. આપનામા પણ તેજ ખ્રિસ્તીધર્મ છે તેથી હું આપની ઉપર શ્રદ્ધા રાખુ છુ. આપના ખ્રિસ્તીધર્મે ગરીબોના ઉપર દયાનો આકાર ધારણ કર્યો છે. ગરીબ અને પાપીઓના ઘરમા જઇને તેઓનું હિત કરવાનો યત્ન કરવો, હાલના સામાજિક નિયમથી જેઓ દુ:ખી થઈ રહેલાં છે તેઓને આશીર્વાદ આપવો, એ હાલના સમયનું સર્વથી

ચઢીયાતું વીરપણું છે. જો ખ્રિસ્ત પાછો આવીને લંડનનો ઇસુ થાય તો કેવા કાર્યમાં પ્રવૃત્ત થાય ? તે પોતાના સાર્વભૌમિક ન્યાયથી હાલની સામાજિક પ્રથાને જડમૂળમાંથી ઉખેડીને એક નવોજ વિપ્લવ કરે. ”

ઠેકઠેકાણેથી નિમત્રણો આવતા હતાં તેમાથી પાર્કરે સુપ્રસિદ્ધ જ્ઞાની અને ધાર્મિક માર્ટિનોનું નિમંત્રણ કબૂલ કર્યું હતું. જે દહાડે તેઓ એકઠાં ખાવા બેઠા હતાં, તે દહાડે ત્યા પ્રૉફેસર ન્યુમેન અને બીજાં કેટલાંક પ્રખ્યાત માણસો હાજર હતાં. માર્ટિનોએ લખ્યુ હતું કે પાર્કરને ભારે રોગમા ફસાયલો જોઇને સર્વે ઘણાજ દિલગીર થયા હતા. માર્ટિનોની સ્ત્રી અને કન્યાઓની પ્રસંશા કરીને પાર્કરે લખ્યું હતું કે શિક્ષણની અસરથી તેઓની સ્વાભાવિક સદાશયતા નષ્ટ થઇ નહોતી.

લંડનનુ સેન્ટપાલનું પ્રસિદ્ધ દેવળ જોઇને પાર્કરે લખ્યું હતું કે “દેવળની વચમાના ઉચા શિખરની નીચે જે જગ્યા છે, ત્યાં ઈંગ્લાંડના ધનવાન તથા આબરૂદાર માણસો બેસે છે, અને બીજા લોકો તથા ચાકરો તેની બહાર બેસે છે. અહિ આઠ હજાર બાળકોએ એકત્ર બેસીને કેટલાક મોઢે કેટલાક ગીતો ગાયા હતાં અને માનવપ્રકૃતિના વિષયમાં એક ભાષણ સાભળતા સાભળતા હું કંટાળ્યો હતો.”

પાર્કર તા. ૧૨ જુને લંડન છોડીને પારિસ ગયો. ત્યાં જઇને તેના મિત્ર અમેરિકન રાજનીતિજ્ઞ ચારલસ સમનરને તે મળ્યો. કૉંગ્રેસની સભામાં બહુ માર પડવાથી તે માંદો પડયો હતો, તેમાંથી તે હવે ઘણે ભાગે સાજો થયો હતો.

પાર્કરે પારિસના મોટા મોટા ડૉક્ટરોની પાસે જઈને તેઓના મત તથા સલાહ મેળવીને તેની એક ટીપ કરીને મિત્રોને દેખાડી. અમેરિકાના તથા પારિસના જેટલા ડૉક્ટરોના તેણે મત પૂછ્યા હતા તેમાંના કોઈ મતનુ કોઇની જોડે મળતાપણું નહોતું.

પાર્કર પારિસથી નીકળીને ઘણી જગ્યાએ ફરીને અનેક ઉપયોગી વિષયોનું જ્ઞાન મેળવીને સ્વીટઝરલેંડમાં પહોચ્યો. અહીં તે હજાર ફુટ ઉંચા એક પહાડ ઉપર રહેવા લાગ્યો. પાર્કર સર્વદા પ્રકૃતિનો ઉપાસક હતો. આ નિર્જન આવાસમા પ્રકૃતિ અતિ અપૂર્વ મનોરમ શોભા ધારણ કરીને સર્વદા રહેલી હતી. તેની આખ વિમુગ્ધ થઇ ગઈ. તન્દુરસ્તીના વિષયમાં પણ તે જગ્યા ઉત્તમ હતી. અહીં તે દિવસે દિવસે પુષ્ટ થવા અને બળ મેળવવા લાગ્યો.

આ વેળાએ એક વિષય તેના મનમાં સાલવા લાગ્યો. "પોતે કામ કરતો નથી તો પગાર પણ લેવો ઉચિત નથી" આ ભાવ તેના હૃદયમાં એટલો તો પ્રબળ થઈ પડયો કે તેણે પોતાની સમાજપર કામ છોડવાનો પત્ર મોકલાવી દીધો. પણ સમાજના મેમ્બરોએ તેનું કહેણુ કબૂલ કર્યું નહિ અને શરીરની ઉન્નતિને માટે આનન્દ દર્શાવ-નારો પત્ર લખ્યો.

શરીર જરા સારૂ થયાથી હવે તે નિશ્ચિત રહી શક્યો નહિ. અહીં તેણે પોતાની કલ્પનાથી અદ્ભુત સિદ્ધાન્તપ્રિય વૈજ્ઞાનિકોની મશ્કરી કરીને એક હાસ્યરસાત્મક કવિત્વપૂર્ણ પ્રબધ રચ્યો. તે પ્રબં-ધનુ નામ it humble Bee's through it on the plan and purpose of the creation આપ્યુ.

તા. ૧૯ ઑકટોબર ૧૮૫૯ ને દિવસે પાર્કર રોમનગરમા આવ્યો. વોલન્દાજોની ભાષામાંનુ પરમેશ્વરના અસ્તિત્વપરનુ એક પુસ્તક તેણે વેચાતુ લીધુ. એ પુસ્તક વિષે આગળ વાંચ્યું હતું, અને તેની ઘણી શોધ કરી હતી; તે પુસ્તક અહીં મળ્યાથી આગ્રહપૂર્વક અન્તથી આખર સુધી તેણે વાંચી નાખ્યું. રોમનો ઇતિહાસ, ભૂતત્ત્વ, વનસ્પતિત્ત્વ, બનાવવાની રીતિ વગેરે સર્વ શીખવાને માટે યૂરોપની જૂદી જૂદી ભાષાનાં પુસ્તકોથી પોતાની પેટી તેણે ભરપૂર કરી, અને એકાગ્રચિત્તથી

તે પુસ્તકો વાચવા લાગ્યો, તથા રોમના ઇતિહાસમાં લખેલાં સ્થાનો જોતો ફરવા લાગ્યો. એના સિવાય તે જગ્યાના બનાવો જાણવા માટે તે સ્થળનાં વર્તમાનપત્રો પણ તે વાચવા લાગ્યો.

આ વખતે અકલ ટોમસ કેબીનની રચનારી હરિયેટ વીચ સ્ટો અને બીજા પણ કેટલાક પ્રખ્યાત ગ્રન્થકારો તથા વિદ્વાનો મુસાફરી કરતા કરતા રોમમા આવી ચઢયા. પાર્કર સાથે તેમને વારવાર વાત-ચીત થતી હતી. તેઓ પાર્કરની બુદ્ધિની ગભીરતા વગેરે જોઇને આશ્ચર્ય પામ્યાં હતા.

## પ્રકરણ ૩૮ મું-મરણ

પાર્કરનો રોગ હવે પાછો વધવા લાગ્યો, શરીર ઘણું દુર્બળ થઈ પડયુ, તે તેની ખરી ઉમ્મર કરતા દશ વર્ષ મોટો જણાવા લાગ્યો. દૂરદેશથી મિત્રો આવીને યત્નથી તેની સેવા કરવા લાગ્યા.

તેની અવસ્થા જોઇને સર્વ ભયભીત થયા, કેવળ તેને પોતા-નેજ ભય નહોતો. પાર્કર હજી પણ ધારતો હતો કે હુ ઇટાલિ ફરીને ભૂતળ અને વનસ્પતિવિદ્યા સબધી જ્ઞાન મેળવીશ, પરન્તુ રોમની પાસેનાં કેટલાક સ્થળોએ ગાડીમાં બેસીને ફરવાથી તે એટલો બધો દુર્બળ થઈ પડયો હતો કે તેના મિત્રો સ્પષ્ટ સમજી શક્યા કે હવે ઇટાલિથી તે પાછો આવવાની આશા નથી પોતે પણ તે વાત સમજી ગયો હતો

પાર્કરે અભ્રાન્ત પોપના રાજ્યમા પ્રજાની ખરાબ અવસ્થા તથા તેને જે અનેક ક્લેશ તથા ગેરવાજબી જુલમ ભોગવવા પડે છે તે જોયુ જે પાર્કરે સ્વતંત્રતાની સેવામા પોતાનુ જીવન અર્પણ કર્યું હતું તથા લોકોના દુઃખ અને જુલમ રોકવામા પોતાના હૃદયનુ લોહી અસકુચિત ચિત્તથી ટીપું ટીપુ કરીને ખર્ચ્યું હતું, તથા આખરે જેનું

જીવન સ્વતંત્રતાના પવિત્ર મંદિરમાં બલિસ્વરૂપે અર્પણ થયુ હતું તે પાર્કર પોપના રાજ્યની ખરાબ અવસ્થા જોઇને તે દેશને નરક સમાન માને તેમાં શુ આશ્ચર્ય ? પાર્કરે આ પરાધીન તથા જુલમી પ્રદેશને છોડીને કોઇ સ્વતંત્ર દેશમા જઇનેજ દેહ ત્યાગવાનો સંકલ્પ કર્યો.

તેના મિત્રોને લાગ્યુ કે પાર્કરના શરીરની હાલની અવસ્થામા રોમ છોડીને બીજી જગ્યાએ જવાથી તેનુ રસ્તામા મૃત્યુ થશે, પરંતુ પાર્કર પોતાના સંકલ્પમા અડગ રહ્યો.

તેના પરમ મિત્ર પ્રૉફેસર ડિસરે ધાર્યુ કે તેને આ વિષે સ્પષ્ટ સમજાવવુ જોઇએ. પાર્કર પોતાના બિછાનામા સૂતો હતો અને પાસે કોઇ નહોતું, એવે વખતે રસ્તામા મૃત્યુ થવાના સંભવ વિષે કહ્યાથી તેણે મૃદુ હાસ્ય કરીને મિત્રને બેસવા કહ્યુ. સુસ્નેહથી તેનો હાથ પકડીને કહ્યુ, " મારૂ કહેવુ ધ્યાનપૂર્વક સાભળો તમે જાણો છો કે મારા પોતાના ઉપર મારી હકુમત છે મે કોઈ કોઇ વખત મારી ઇચ્છા શક્તિની પરીક્ષા કરીને જોયુ છે કે અહીં હુ કદી પણ મરીશ નહિ, હું આ ધિક્કારપાત્ર દેશમા મારા હાડકા નાખીશ નહિ. ફ્લૉરેન્સ શહેરમા હુ પહોચીશ." આ વાત સતેજપણે કહીને પછી તે ધૈર્યથી બોલ્યો, " ફ્લૉરેન્સ શહેરમા પહોચીનેજ બિછાનામા સૂઇશ. ત્યાજ જે બનવાનુ હશે તે બનશે એ સિવાય બીજુ કશુ હુ સ્વીકારી શકતો નથી."

પાર્કરની ઇચ્છા પ્રમાણેજ કામ કરવુ એવો બધાએ વિચાર કર્યો તથાપિ એ વિષયમા ડૉક્ટરની સલાહ લઇને તેઓએ રોમ છોડયુ.

રોમથી ફ્લૉરેન્સ જતા પાચ દહાડા લાગ્યા. આ પાંચ દહાડા પાર્કરે એવા શાન્તભાવથી ગાળ્યા હતા અને એવા અમ્લાન વદનથી રસ્તાનુ કષ્ટ ભોગવ્યું હતું કે તેના સોબતીઓ તેની ધીરજ જોઇને આશ્ચર્ય પામ્યા હતા.

રસ્તામા જતાં જતા ઘણાક પ્રસિદ્ધ જોવા જેવા સ્થાન આવતાં હતા. જ્યારે કોઈ હૉટેલમાં તે પહોંચતા ત્યારે પાર્કરને સંપૂર્ણ વિશ્રામની જરૂર છતા ચારે બાજુનાં મનોરમ તથા વિખ્યાત સ્થાનો જોવાનું તે મિત્રોને કહેતો હતો. તે તેઓને વિશેષ કરીને કહેતો હતો, કે "મારી સેવાને ખાતર બીજાઓએ જોવાનું પડચુ મૂકવુ નહિ. રોગી માણસ પોતાનુ સુખ તથા આરામને માટે કુદરતીજ ઇચ્છા રાખે છે, પરન્તુ જે મહાપુરુષના મહત્ ચરિત્રનુ અમે વર્ણન કરીએ છીએ તેનો વ્યવહાર સપૂર્ણ રીતે જૂદો હતો. દુઃખદાયક મંદવાડમા હોવા છતાં તે પોતાનું દુઃખ વીસરી જઇને કુટુમ્બ તથા મિત્રોના સુખનોજ સર્વદા વિચાર કરતો હતો. જે પાર્કરે પોતાને ભૂલીને બીજાની સેવામા પોતાનું જીવન આપ્યું છે તે પાર્કર મૃત્યુના બિછાનામા પણ પોતાને ભૂલીને બીજાના સુખને માટે તત્પર હતો '

મિત્રો ફરીને આવ્યા પછી તે તેઓની પાસેથી તે સંબંધી વાતો સાભળતો હતો. પોપના રાજ્યના કોઇ જુલમની વાત સાભળવાથી તે ઘણોજ દિલગીર થતો હતો, અને જલદીથી ત્યાથી જવાને માટે વ્યાકુળતા દેખાડતો હતો.

તેણે પોતાના મિત્રોને કહી રાખ્યુ હતું કે જ્યારે તેઓ પોપના રાજ્યની હદ છોડીને સ્વતંત્ર ઇટાલિના રાજ્યમા પગ મૂકે, ત્યારે તેને તે જણાવે, એટલુજ નહિ પણ જો તે તે વેળાએ કદાચ સૂતો હોય તો પણ તેને જાગ્રત કરીને કહે.

તેઓ સ્વતત્ર ઇટાલિમા આવ્યા ત્યારે તેના કહ્યા પ્રમાણે તેના મિત્ર પ્રૉફેસર ડિસરે તેને લાલ, સફેદ અને લીલા રંગનો ઇટાલિના સ્વતત્ર રાજ્યનો વાવટો દેખાડયો. સ્વતત્રતાના સદાના સેવક પાર્કરે જરા ઉઠીને માથા ઉપરની ટોપી ઉતારી તે સ્વતંત્રતાના ચિહ્ન પ્રત્યે સન્માન દેખાડયું.

તેઓ ફ્લૉરેન્સમાં જઇ પહોંચ્યા. રસ્તાના થાકથી પાર્કરના શરીરની અવસ્થા એવી થઇ ગઇ હતી કે તે હવે વધારે વખત સુધી આ લોકમાં ટકે તેવો કંઈ પણ સંભવ રહ્યો નહોતો.

પાર્કર તે સમજી શક્યો હતો. આત્માના અમરપણા વિષે એક ઉપદેશમાં તેણે ઘણા દિવસ આગમજ કહ્યું હતું, કે "જ્યારે અહીં મને એટલું બધું કામ છે, ત્યારે મૃત્યુની ઇચ્છા કરવી એ પણ સ્વાર્થપરાયણતાજ માત્ર છે." કુમારી કબ કહે છે કે પાર્કર હમણાં આ ભાવનો અનુભવ કરવા લાગ્યો.

મૃત્યુ પાસે આવેલુ સમજીને માતાના ખોળામા સૂતેલા બાળકની પેઠે પાર્કરે શાન્તભાવ ધર્યો. કુમારી કબ કહે છે કે તે એવા ધીરભાવથી મૃત્યુની વાટ જોવા લાગ્યો કે પોતાના સ્વદેશમાં જવા માટે તૈયાર થઇ વાટ જોતો હોય ને !

ગ્રન્થારંભમાં અમે લખ્યુ છે, કે પાર્કરનો ઉપદેશ વાંચીને કુમારી કબનું જીવન ફેરવાઇ ગયુ હતું, પાર્કરના પ્રત્યેની કૃતજ્ઞતા તથા ભક્તિ તેના હૃદયના ઉડા ભાગમા સર્વદાને માટે ઠસેલી હતી, પાર્કરની સાથે સર્વદા તેના કાગળો ચાલુ હતા, પરન્તુ તેણે કદી તેને જોયો નહોતો. હમણાં તે પોતાના પૂજનીય ગુરુદેવને જોવાને માટે ઇંગ્લાંડથી ફ્લૉરેન્સમાં આવી.

કુમારી કબે આવીને મૃત્યુના બિછાનામા સૂતેલા પાર્કરને જેવી અવસ્થામા જોયો હતો તે વિષે તેણે લખ્યુ છે, કે "તે પોતાના બિછાનામાં સંપૂર્ણ શાન્તભાવથી સૂતેલો છે. તેની પીઠ પ્રકાશની તરફ છે. તેની આંખ નિરન્તર કંપાયમાન થાય છે. મને માલૂમ પડે છે કે તે સ્પષ્ટ રીતે કઇ જોઇ શકતો નથી. તેના મિત્રોએ કહ્યું કે મારી જોડે વાતચીત કરતા તેને ઘણી મહેનત પડતી હતી."

કુમારી કબ બિછાનાની પાસે આવતા પાર્કરે કહ્યું,—"આટલા

દિવસ સુધી આપણે એક બીજાને મળવાની ઇચ્છા રાખતા હતા પણ કેવુ આશ્ચર્ય ! આખરે આ અવસ્થામાજ મળવું થયુ ! તમે મને જોયો છે એવુ સમજશો ના, અથવા કહેશો ના હમણા જે જુઓ છો, તે તો મારા સ્મરણના ચિહ્ન સ્વરૂપ છે." આવું કેટલુક બોલીને પાર્કર પોતાના કુદરતી ઉત્સાહથી બોલ્યો, "તમે જાણો છો કે હુ મરવામા ભય કરતો નથી." આટલુ બોલીને તેણે જરા સ્મિતહાસ્ય કર્યું કુમારી કએ કહ્યું છે કે "બીજા કોઈ માણસના મુખપર કદી આવુ મધુર હાસ્ય મે દીઠું નથી" પાર્કરે કહ્યું કે "તમે જાણો છો કે હું મરવામા ભય કરતો નથી, પરન્તુ થોડા દહાડા જીવતો રહીને મારૂ કામ પૂરૂ કરવાની મને ઇચ્છા થાય છે. પરમેશ્વરે મને ઘણીક શક્તિ આપી હતી, પરન્તુ મે તે યથાયોગ્ય રીતે વાપરી નથી."

કુમારી કએ કહ્યુ, "આપે પરમેશ્વરમા જીવન સમર્પણ કર્યું છે,–જેમ પ્રાચીનકાલના સાધુપુરુષોએ ધર્મને માટે પ્રાણ આપ્યા હતા, તેમ આપે પણ પરમેશ્વરનુ સત્યપાલન કરવામા અને તેના કાર્યમાજ પોતાનુ જીવન આપ્યુ છે."

પાર્કરે કહ્યુ,—"મારે માટે તમારા હૃદયમા જે ભાવ ઉત્પન્ન થયો છે તે મને કહેશો નહિ, કહેવાથી તમને છોડીને જવામા મને કષ્ટ થશે"

પાર્કરે તરતજ પોતાની વાતચીત ફેરવી અને ઇટાલિના સાહિત્ય સબધમા વાતચીત કરવાનો આરભ કર્યો, ત્યાર પછી તે અમેરિકાના મહાદેશના પુષ્પોની વાત કહેવા લાગ્યો. કુમારી કએ તેને કેટલાક પુષ્પો ભેટ આપ્યાથી તેણે આનન્દથી મૃદુ હાસ્ય કર્યુ

કુમારી કઅ ગયા પછી પાર્કરનુ ચિત્ત દિલગીર થવા લાગ્યુ, પરન્તુ જ્યારે તેના આપેલા ફૂલોના ઉપર તેની આખ પડી ત્યારે તરતજ તેનુ મુખ પ્રફુલ્લિત થઇ આવ્યુ.

હમણા ઘણી વેળા તે ઉંઘમા સ્વપ્ન જોઇને પ્રલાપ કરતો હતો. વખતોવખત જાગ્રત થઇને જલદીથી પરલોકમાં જવું પડશે તેથી મિત્રોને વિદાયસૂચક ભેટ આપતો હતો. કુમારી કબને ભેટ આપવા માટે તેણે એક દીવો વેચાતો મગાવ્યો. તેની દૃષ્ટિ નાશ પામી હતી, તેથી દીવાને હાથ અડાડી પછી કુમારી કબના હાથમા તે આપવાની વેળાએ ગંભીર તથા સુસ્નેહ ભાવથી તે બોલ્યો, "પરમેશ્વર તમારી ઉપર આશીર્વાદ કરો." તે વખતોવખત પોતાની સ્ત્રીને સાન્ત્વના આપતો હતો અને જે મિત્રો તેને પુષ્પ વગેરે ભેટ આપતા હતા તેઓ પ્રત્યે કૃતજ્ઞતા પ્રકાશ કરતો હતો. કોઇ વખતે ધર્મવિષયનો પ્રસગ નીકળતા પહેલાની પેઠેજ પોતાના ઉચ્ચભાવો ઉત્સાહપૂર્વક જણાવતો હતો. એક દિવસે પાર્કરે પૂછ્યુ, કે "આજે શો વાર છે?" કુમારી કબે સુસ્નેહથી જવાબ આપ્યો, કે "રવિવાર છે, વારમા રવિવારજ ધન્ય છે!" પાર્કર એકદમ ઉત્સાહિત થઇને બોલ્યો, "રવિવારના સબધમા જે કુસંસ્કારો છે, તે ગયાથીજ રવિવાર સર્વ કરતા ધન્ય થશે." આટલુ કહીને તે ધીરે ધીરે સૂઈ ગયો. કુમારી કબ ધીરે ધીરે તેનો હાથ ચુમ્બીને મુગી મુગી જતી રહી. બીજીવાર તે આવતા પાર્કરે તેનો હાથ ધરીને આતુરતાથી કહ્યું, "તમને કઇ કહેવાનુ છે, હમણા થિયોડર પાર્કર બે છેઃ ઇટાલિમાં એક પાર્કરનુ મૃત્યુ થાય છે, બીજા પાર્કરને મેં અમેરિકામાં રાખ્યો છે, તે ત્યા જીવતો રહીને મારૂ કામ સપૂર્ણ કરશે."

મૃત્યુ જેમ જેમ પાસે આવવા લાગ્યુ તેમ તેમ કુટુમ્બવર્ગ તથા મિત્રો પ્રત્યે તેનો કોમળ મધુરભાવ વધવા લાગ્યો. કોઇ જાતની સેવાની જરૂર પડતી તો તે અતિ નમ્રભાવથી તેની પ્રાર્થના કરતો અને કોઇની આગળથી કોઇ જાતની મદદ મળતી તો તેને અન્તરમાથી ધન્યવાદ આપતો હતો. અમે પહેલાં લખી ગયા છીએ

કે તે આવા ભારે રોગમા ફસ્યા છતા પોતાના સુખની દરકાર ન રાખતાં કુટુમ્બવર્ગ અને મિત્રોના સુખને માટે વધારે ચિન્તા રાખતો હતો. મૃત્યુના બિછાનામાં સૂતા છતા પણ તે પોતાની સ્ત્રીને કહેતો હતો કે "તમે ઘણો વખત થયા સૂતાં નથી, પથારીમા સૂવો."

ધીરે ધીરે શરીર બહુજ દુર્બળ થવા માડયું, ઇન્દ્રિયો શિથિલ થઈ ગઇ. સુધરેલા જગતમા સત્યધર્મનો સર્વથી મોટો પ્રચારક, ગુલામોનો મિત્ર, અમેરિકાનો સર્વથી મોટો સુધારક, સર્વ પ્રકારના કુસંસ્કાર, અન્યાય તથા જુલમોનો મોટો શત્રુ, નિર્મળ જ્ઞાન, ગભીર ભાવ અને હિતકર કાર્યાનુષ્ઠાનનો સર્વથી મોટો સાધક, વિશ્વાસ, ભક્તિ અને સેવાના અવતારસ્વરૂપ ઓગણીસમા સૈકાનો આ મહાપુરુષ તા. ૧૦ મી મે ૧૮૬૦ ને રોજ દિવ્યધામમા ગયો ! એટલા શાન્તભાવથી તેનો જીવનદીપ શાન્ત થયો હતો કે પાસે બેઠેલા મિત્રો પણ જાણી શક્યા નહિ કે તેણે છેલ્લો શ્વાસ ક્યારે છોડયો !

પાર્કરે દેહત્યાગ કર્યો તેવામાજ તેની સ્વદેશવાસિની, બુદ્ધિશાલિની, સીદી ગુલામોના સુખદુઃખમા ભાગ લેનારી, ગુલામગીરીના ચાલને જડમૂળથી ઉખેડનારાઓમા સામેલ થયેલી શ્રીમતી કુમારી 'હારિયેટ વિચર સ્ટો' તેને જોવા માટે આવી. કુમારી કબે રોતે રોતે તેને પાર્કરના પરલોકગમનનો વૃત્તાત જણાવ્યો. વાત પૂરી કરીને તે બોલી, " તેના જીવનનો છેડો આવ્યો " કુમારી 'સ્ટો' આ શબ્દો સહન કરી શકી નહિ. તે તિરસ્કારથી બોલી, " આપ શુ ધારો છો ? શુ હવે પાર્કરને પરમેશ્વરનુ કામ કરવુ પડશે નહિ ? " આ કહેતાજ કુમારી કબના હૃદયમા આ વાક્યો ઠસી ગયા, મૃત્યુ એ કાઇ ભગવાનની સેવાની છેલ્લી સીમા નથી, એ વાત હવે તે સ્પષ્ટરીતે સમજી શકી.

પુષ્પથી તૈયાર કરેલા બિછાના ઉપર લઇ જઇને ઇટાલિના નીલ આકાશની નીચે મનોરમ ઝાડોથી શોભિત સમાધિક્ષેત્રમા ઈસુ-

ખ્રિસ્તની સ્વર્ગીય ઉપદેશાવલિ વાંચતાં વાંચતાં પાર્કરના દેહનો ભૂમિદાહ કરવામાં આવ્યો. મૃત્યુની પથારીમાં પાર્કરે ઇચ્છા દર્શાવી હતી કે મારો દેહ ભૂમિદાહ કરતી વેળાએ ઈસુખ્રિસ્તના અમૂલ્ય ઉપદેશ વાચવા. સ્મશાનમાંથી ઘેર પાછા આવતી વેળાએ પાર્કરના મિત્રોએ જોયું કે શહેરના રહેવાસીઓ વિશેષ ઉત્સવમાં આનન્દ કરે છે, તે જોઇને કુમારી કબ વિશ્વાસપૂર્ણ હૃદયથી બોલી, "પાર્કરના સ્વર્ગારોહણ નિમિત્તે આપણો પણ આજે ઉત્સવનો દહાડો છે."

જગતના વર્તમાનપત્રોમા લખાયુ કે થિયોડર પાર્કરનું મૃત્યુ થયું છે. ઉદારચેતા ઉન્નતિશીલ માણુસો આ સમાચારથી ઘણુાજ વ્યથિત થયા. સાકડા હૃદયના ચુસ્ત ખ્રિસ્તીઓ આનન્દિત થયા અને ગુલામગીરીમા બધાયલા કરોડો નરનારી મર્માહત થયાં ! યુનાઇટેડસ્ટેટ્સમા જયા ત્યા આ વાત ચાલી રહી કે "થિયોડર પાર્કરનુ મૃત્યુ થયુ છે."

ખરેખર શુ પાર્કરનુ મૃત્યુ થયુ છે? કદી નહિ. માનવાત્માનુ મૃત્યુજ નથી, આત્મા પાણીમા ડૂબતો નથી, આગમા બળતો નથી, તલવારથી કપાતો નથી, માનવાત્મા અજર અને અમર છે. આ લોકમા પણ મહાપુરુષોનુ તો મૃત્યુજ નથી. વ્યાસ વાલ્મીકિના પવિત્ર શરીરનુ એક હાડકુ પણ હવે મળશે નહિ, તથાપિ હજી સુધી તેમના નામ સમુદ્રથી લઇને હિમગિરિ સુધીના આખા ભરતખડના હૃદયને ચલાયમાન કરે છે ! કપિલવસ્તુના રાજકુમારે ૨૫૦૦ વર્ષ પહેલા દેહત્યાગ કર્યો છે તે છતા હજી પણ ૫૦ કરોડ નરનારીના હૃદયોમા તે વિરાજીત છે ! લગભગ બે હજાર વર્ષ ઉપર ઈસુખ્રિસ્ત વિદેહ થયેલો હોવા છતા હમણુા પણ પૃથ્વીના સુધરેલા દેશોપર તેણે પોતાનો પ્રભાવ વિસ્તારી રાખ્યો છે ! અરબસ્તાનના મહાપુરુષ મહમદનુ નશ્વર શરીર સેકડો વર્ષ પહેલાં ભૂગર્ભસ્થ થયા છતાં

હજી પણ વિસ્તૃત મુસલમાન રાજ્યમા તેનું નામ એક સૂત્રે ગવાઇ રહ્યુ છે ! નાનક, કબીર, ચૈતન્ય, તુકારામ, લ્યુથર ઇત્યાદિ મહાત્મા પુરુષો હજી પણ જીવિત રહીનેજ ભગવાનનુ પવિત્ર કાર્ય બજાવે છે ! મહાપુરુષનુ તો મૃત્યુજ નથી ! ! લોકો જેને મૃત્યુ કહે છે તેવા મૃત્યુ-થી તો ઉલટા તેઓ સોગણું વધારે જીવન મેળવીને માનવહૃદયના ઉપર પોતાનો અધિકાર ચલાવે છે ! એજ પ્રમાણે થિયોડર પાર્ક-રનુ પણ મૃત્યુ થયુ નથી, પરતુ તે હજી જીવતોજ છે, અને હજુ પણ સુધરેલી દુનિયામા તે ભગવાનનો સત્યધર્મ પ્રચાર કરે છે ! મિસિસિપી, ટેમ્બલ અને સિન નદીના કિનારે પાર્કર હજુ પણ જીવતો રહીને સત્યનુ જય નિશાન ઉડાવે છે ! વિશુદ્ધ એકેશ્વરવાદ જગતમા ચારે બાજુએ જેટલો પ્રચારિત થશે, માનવપ્રકૃતિની ઉન્નતિજ માનવપ્રકૃતિનુ પરિત્રાણ છે, આ મહાન સત્ય જેટલા માનવહૃદયોમા મૂળ ઘાલશે, ધનવાન કે ગરીબ, ગોરા કે કાળા, પોતાથી હીન માણસો પ્રત્યે જેટલો ન્યાય અને સમભાવ કબૂલ કરી દર્શાવશે, તેટલો થિયોડર પાર્કર આ દુનિયામા વધારે જીવતો થઇને પરમેશ્વરના કાર્ય વધારે વિસ્તારથી બજાવશે



## ચરિત્રમાળાનો ચાલુ વર્ષનો પૃષ્ઠમેળ.

| અંક | નામ | પૃષ્ઠ | ચિત્ર |
|---|---|---|---|
| ૩૭–૩૮ | જોન ઑફ આર્ક | ૨૨૪ | ૧ |
| ૩૯–૪૦ | ભારતની દેવીઓ ભાગ ૧ લો. | ૩૨૮ | ૧ |
| ૪૧–૪૨ | મહાન અલેકઝાંડર | ૨૮૮ | ૦ |
| ૪૩ થી ૪૬ | મહાન શીખ ગુરુઓ | ૪૧૬ | ૨ |
| ૪૭–૪૮ | થિયોડર પાર્કર | ૨૨૪ | ૦ |
| | કુલ | ૧૪૮૦ | ૪ |

ચાલુ ધોરણ મુજબ ઉપલી કુલ ૧૪૮૦ ની પૃષ્ઠસખ્યામા ચિત્રબદલના ૫૨ પૃષ્ઠ ઉમેરી તેમાથી બહારની મૂલ્યથી લેવાયલી જાહેર ખબરોના પૃષ્ઠ ૮ બાદ કરતા નક્કી પૃષ્ઠસખ્યા ૧૫૨૪ની રહે છે, જેમા આ સંસ્થા તરફની તેમજ બદલામા અને લોકહિતાર્થે વિનામૂલ્યે લેવાયલી જા૦ ખ૦ ના પૃષ્ઠ ૧૪ નો સમાવેશ છે

## આવતા વર્ષમાં નીકળનાર પુસ્તકો—

૧૯૭૨ ના વર્ષમા ચરિત્રમાળાદ્વારા નીચલામાના બનશે તે તે ચરિત્રો નીકળશે વિશેષ પસદગી જારી રહી ફેરફારીની છૂટ રહેશે.

**રાજા રામમોહનરાય, બાયજાબાઈ શિંદે, ગ્લૅડસ્ટોન, પ્રિન્સ બિસ્માર્ક, મીલ, ટૉલ્સટૉય, કરનલ સુરેશ વિશ્વાસ, અશોક, ચંદ્રગુપ્ત, બ્રહ્મેંદ્રસ્વામી, અહલ્યાબાઈ હોલ્કર, મહાન અકબર, મહાન પિટર, મહાન આલ્ફ્રેડ, પ્રેસિડૅન્ટ ગારફીલ્ડ અને લિંકન, વિદેશી સ્ત્રીરત્નો, વિદેશી વીરપુરુષો, મહાકવિ બાણભટ્ટ, શ્રીહર્ષ, મયૂર, મુસલમાન મહાત્માઓ, નાનાફડનવીસ** ઈ૦ માથી.

## આવતા વર્ષના નિયમો–

હરકોઈ વર્ષ પૂરૂં થયું હોય કે થાય તે પછીથી તે વર્ષનાં પુસ્તકોનો સૅટ ટપાલ રસ્તે મગાવનાર પાસેથી પોસ્ટેજ ખર્ચ હવેથી જૂદું લેવાશે.

એ સિવાયના સર્વ નિયમ આગળ પ્રમાણે જ ચાલુ સ્હમજવા.

## વાર્ષિક સૅટોનું પોસ્ટેજ જૂદું

વિવિધ અને ચરિત્રમાળાના પુસ્તકો અત્યાર સુધી ગ્રાહકોની ચાલુ સખ્યા કરતા હજાર દોઢહજાર સુધી વધુ છપાતા હતા, અને વર્ષ પૂરૂ થયા પછીથી તેના જે સૅટો તૈયાર થતા તે પણ ચાલુ વાર્ષિક મૂલ્યથીજ અપાઇને પોસ્ટેજ ખર્ચ મજરે લેવાતું નહિ.

પરતુ એટલા સૅટો ખપવામા પાચ દશ વર્ષ નીકળી જતા હોવાને લીધે હવેથી માત્ર પાંચસો સાતસો પ્રતજ વધુ છપાતી રહેશે. અને ચાલુ વર્ષમાજ ગ્રાહક થનાર તેમજ વર્ષ પૂરૂ થયા પછી સૅટ ખરીદનાર વચ્ચે કઇક તફાવત રહેવાની જરૂર હોવાથી, હવેથી આગલા તમામ વર્ષોના વાર્ષિક સૅટ તેમજ ચાલુ વર્ષ પૂરૂ થયા પછી તે વર્ષના સૅટ ખપાશે તે સર્વનુ પોસ્ટેજ ખર્ચ ખરીદનારને માથેજ રહેશે. ભવિષ્યનાં વર્ષોમા પણ બને માળાઓ માટે એજ નિયમ ચાલુ રહેશે. પોસ્ટેજ જૂદુ ખર્ચવા નહિ ઇચ્છનારે વર્ષ પૂરૂ થયા પછીથી સૅટ ખરીદવાનું નહિ રાખતા વર્ષની શરૂઆતથી તે આખરી સુધીમાજ તે વર્ષના ગ્રાહક થવુ ઉચિત છે, કેમકે કોઇ પણ ચાલતા વર્ષની આખર સધીમા તે વર્ષના ગ્રાહક થનાર પાસેથી પોસ્ટેજ જૂદુ લેવાતુ નથી. ટપાલ કે રેલ રસ્તે મંગાવનાર પાસેથીજ ખર્ચ આ પ્રમાણે જૂદુ લેવાશે, રૂબરૂ લેનાર માટે ખર્ચનો પ્રશ્નજ નથી

### એ ધોરણમાં બે માસની રાખેલી છૂટ

જે સજ્જનો વિવિધ તથા ચરિત્રમાળાના ૧૯૭૧ સુધીના વાર્ષિક સૅટોમાથી એક અથવા વધુ સૅટો તરતમાં ખરીદવા ઇચ્છતા હોય

તેમને ૧૯૭૨ ના માગશર માસ સુધી, આગલા 'પોસ્ટેજ માફ' વાળા નિયમથી તે આપવાની છૂટ રાખવામા આવી છે, અને દરેક વર્ષના સૅટમા કયા કયા પુસ્તકો છે તે બાબત પ્રત્યેક વાચકની જાણને માટે એક જૂદા કાર્ડપર છપાવીને તેવા કાર્ડ આ પુસ્તક સાથે વહેચવામા આવ્યા છે, માટે ઇચ્છા હોય તેમણે ઉપલી મુદત સુધીમાં આ તકનો લાભ લેવો. એ મુદત પછી પોસ્ટેજ જૂદુ જ લેવાશે. નિયમ બદલવા અગાઉ આગલા નિયમ પ્રમાણે જેમને સૅટો ખરીદવા હોય તેઓ ખરીદી શકે, એટલા માટેજ આ છુટ મૂકવામા આવી છે. એ મુદત પછીથી એવી છુટ મળી શકશે નહિ પોસ્ટેજ ખર્ચ હરકોઇ ૧૫૦૦ પૃષ્ઠના સૅટ માટે સુમારે પાચ આના અને પાકા પૂઠા હોય તો સાત આના થવા જશે.

# અમદાવાદના ઠેકાણામાં ફેરફાર

ચાલુ આસો માસથી અમદાવાદના કાર્યાલયનુ સ્થળ "સલાપોસ રોડ" તરફથી બદલીને નીચલે સ્થળે લઈ જવામા આવ્યુ છે

**ત્રણ દરવાજા બહારથી નદી તરફ જતી ડાબી બાજુની મ્હોટી સડક** ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના મકાનની પેલી તરફ મેશન્સકૉર્ટના ખુણાપર આવેલા **"સંસાર સુધારા હૉલ"** વાળા નવા મ્હોટા મકાનની નીચે અથવા તો મિશન હાઇસ્કૂલની પાછળ.

વધુ માહિતી માટે જણાવવાનુ કે એ મકાનની ચારે તરફ ખુલ્લી જગ્યા છે એક તરફ સેસન્સકૉર્ટ અથવા મ્હોટી પોસ્ટ ઑફીસનો ખુણો છે ને એક તરફ મીશન હાઇસ્કૂલની પીઠ છે

પત્ર વ્યહવારમા તો માત્ર **અમદાવાદ** જ લખવુ પૂરતુ થઈ પડશે.

## કાર્યાલય ખુલ્લુ રહેવાનો સમય

**અમદાવાદનું કાર્યાલય**—રવિવાર તથા મુખ્ય તહેવારો સિવાય સ્ટૅન્ડર્ડ ૧૧ થી ૬ સુધી તથા **મુંબઈનુ** કાર્યાલય સવારે ૭ થી ૧૦ સુધી ખુલ્લુ રહે છે.

# આ સંસ્થામાંથી મળતાં પુસ્તકો.

---

**શ્રીમદ્ ભગવતી ભાગવત**–રૂ રાા ૧૯૭૨ આખર સુધી. રાા
**શ્રી શાન્તિપર્વ**–મહાભારતનુ ૨૬ કાગળ રૂ ૨) ઉત્તમ રૂ. રાા
**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ**–ભાગ ૧ લો. ... ... ૩)
**સ્વામી રામતીર્થ**–ભાગ ૧ થી ૫. ... ... ... ૧ાા
**શ્રીમદ્ ભાગવત ભાષાન્તર**– ... ... ... ૨)=
**શ્રી શિવાજી છત્રપતિ**– રૂ. ०ાાા, મધ્યમ આવૃત્તિ ૧) ઉચી ૧ા
**આર્યભિષક્ અથવા હિંદુસ્થાનનો વૈદ્યરાજ**– ૧ા
**રાજસ્થાનનો ઈતિહાસ**–ગ્રથ ૧ લો ૨, રાા, ૩ાા
**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–ફરી ૧૯૭૨ મા છપાશે. ૧ાાા
**શ્રીમદ્ ભગવદ્ગીતાના ગુટકા**–०)= ०)≡ ०ા તથા ०ાા વાળા
**એકાદશ સ્કંધ**– ... ...પાકુ પૂઠુ ०ા=ા સાનેરી ०ાા
**સદ્ગુણી બાળકો**–નવી આવૃત્તિ .. ... ... ०ા
**સુબોધ રત્નાકર**–०ા=ા, **ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર**– ०)≡
**આર્યધર્મનીતિ**– .. . પાકુ પૂઠુ ०ાા, સાદુ પૂઠુ ०ા
**મનહરપદ**– ... . પાકુ પુઠુ ०ા, સાદુ પૂઠુ ०)=ા
**વસિષ્ઠ સારગીતા**–०ાા=. **સુબોધ છત્રીશી**– ०ાાા
**ભગવાનની છબી** ०)– **જ્ઞાનપટ સોપાનપટ**– ०)–

દરેકનુ પોસ્ટેજ જૂદુ છે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

કાલબાદેવી રોડ, ભાગવાડી, હાથીબિલ્ડીંગ ત્રીજે માળે–**મુંબઇ. ૨**
તથા. ત્રણ દરવાજા બહાર નદીએ જવાને રસ્તે–**અમદાવાદ**

# ગોદરેજની તીજોરી અને મોતી.

**ગોદરેજની તીજોરીઓના**—સબંધમા ઝવેરીઓ વારે વારે એવો સવાલ ઉઠાવે છે કે એ તીજોરીઓમાં આગની વખતે કાગળ બળતા નથી એ ખરૂ છે, છતા તીજોરીની અ દર મેલેલા મોતીનુ આબ ઉડી જાય કે નહિ ?

ગયા નવેમ્બરમા ગીરગામ બેકરોડ ઉપર શેઠ લાલજી દયાલના મકાનમા મોટી આગ થઇ, તે ઘરમા શેઠ ગોરધનદાસ પટેલની માલેકીની એક તીજોરી ગોદરેજની બનાવેલી હતી અને તેમા કાગળો ઉપરાત મોતીની એક પોટલી હતી તે મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજ ઉપર લખેલા નીચલા કાગળ ઉપરથી સમજી શકાશે—

**મેસર્સ ગોદરેજ અને બાઇસ જોગ—**

થોડા દહાડા ઉપર ગીરગામ બેકરોડના મારા ઘરમા આગ લાગી તે વખતે મારા વપરાસમા તમારી એક તીજોરી હતી. મારી રહેવાની જગ્યામા સઘળુ બળીને રાખ થઇ ગયુ હતું અને જ્યા આગ બહુ જોરમા થઇ હતી ત્યા તમારી તીજોરી હતી. તીજોરીમા કરન્સી નોટો અને ખતપત્રો ઉપરાત સોનાના દાગીના હતા અને થોડાક છૂટા મોતીની એક પોટલી હતી. તીજોરી ગોદરેજની બનાવેલી એટલે સૌની ખાતરી હતી કે કાગળો જરૂર સલામત રહેશે, પણ મોતીની હાલત સારી રહેશે કે નહિ તે માટે કેટલાકોને શક હતો. તીજોરી ખોલતા હાજર રહેલાઓની અજાયબી વચ્ચે કાગળો તેમજ મોતી સપૂર્ણ સારી હાલતમા મળી આવ્યા હતા. તા. ૨૮–૧૧–૧૪

**લી. સેવક,–ગોરધનદાસ વી. પટેલ.**

# સોનેરી વાક્ય.

" નદીના પ્રવાહના બળથી જેમ કારીગરનું ચાક ફરે છે તેમ જેઓ વિશ્વાસ મુજબ કામ કરવામાં મંડ્યા રહે છે તેઓને ઇશ્વરની સર્વ શક્તિઓ મદદ કરે છે."

" એક માણસને મારા ભાષણ પ્રમાણે વર્તતો જોવાથી હું જેટલો આનંદ મેળવું છું તેટલો આનંદ લોકોએ મારાં ભાષણોની કરેલી પ્રશંસા સાંભળ્યાથી મને થતો નથી."

" જેની સ્થિતિ સારી હોય તેણે પોતાની આવકમાંથી ચોથો ભાગ પરોપકારમાં ખર્ચવો જોઇએ."

" આપણાં અનાથાશ્રમો અને કેદખાનાંમાં જેઓ રહે છે, તેઓ આપણા પોતાનાજ પાપનું બલિદાન થઈ પડેલા છે. તેઓ ક્યાંથી આવ્યા ? જનમંડળની નીચલી પંક્તિમાંના બહુજ ગરીબ અને અજ્ઞાનવર્ગમાંથી તેઓ આવ્યા છે. તેમની છેક તેવી દશા થઈ ત્યાં સુધી શક્તિમાન મનુષ્યો શું કરતા હતા ?"

" દરેક અનાથાશ્રમ સાબીત કરે છે કે ધર્મસભાઓ પોતાની ફરજ બજાવતી નથી."

" રસ્તામાંથી સુખે પુષ્પ વીણવાની પેઠે કંઈ ઉપાસનાનો ખરો ભાવ સંચય કરી શકાતો નથી. તોફાનવાળા સમુદ્રમાં ડૂબી જઈને મોતી કાઢવાની પેઠેજ એ કષ્ટસાધ્ય તથા વિપત્પૂર્ણ છે."

આ ગ્રંથમાંથીજ